# ડૉ. રાજેન્દ્રપ્રસાદ

( જીવનચરિત્ર )

લેખક

અંબેલાલ નારણજી જોશી

બી. એ., એલ. એલ. બી.,
એડવોકેટ, હાઇ કોર્ટ, મુંબઈ.



બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર
૪૩, જરીવાલા બીલ્ડિંગ, ચોપાટી, મુંબઈ-૭

પ્રકાશક :
અભિલાષ નારણજી જોશી,
બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર,
૪૩, જરીવાલા બિલ્ડિંગ,
ચોપાટી, મુંબઈ નં. ૭

અમદાવાદ અને સૌરાષ્ટ્રના
વિક્રેતા
ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય
ગાંધી રસ્તો,
અમદાવાદ



પ્રથમ આવૃત્તિ : તા. ૧૫-૮-'૪૯

મૂલ્ય : રૂા. ૪-૮-૦

મુંબઈના વિક્રેતા :
સહકારી પ્રકાશન લિમિટેડ
રાજબહાદુર વાડી,
હમામ સ્ટ્રીટ, કોટ,
મુંબઈ

મુદ્રક
કસ્તુરચંદ સી શાહ
નૂતન પ્રિન્ટરી
ખંડેરાવ માર્કેટ સામે
વડોદરા.

મારા જીવન અને કવનના સર્વદેશીય વિકાસમાં
શુભ અને આદર્શ સંસ્કારોનું સિંચન કરી
અને
સાહિત્યપ્રિય, સંસ્કારપ્રિય, ધર્મપ્રિય
તથા કલાપ્રિય
બનાવનાર
સૌજન્યમૂર્તિ પિતાશ્રી નારણજીભાઈ
તથા
વાત્સલ્યમૂર્તિ માતુશ્રી જમનાબેન
નાં
પુનિત ચરણકમળમા
સવિનય સમર્પણ

# પ્રસ્તાવના

વર્તમાન હિંદના રાજકીય નેતાઓમાં રાજેન્દ્રબાબુનું સ્થાન એક અને અદ્વિતીય છે. હિંદના એઓ એક પ્રતિભાશાળી રાજકીય પુરુષ અને મુત્સદ્દી છે એટલું જ નહિ પણ એમણે એમના જ્વલંત અને ઉજ્જ્વળ ચારિત્ર્યથી, વિશિષ્ટ પ્રતિભાથી, અપ્રતિમ ત્યાગથી, સ્પૃહણીય દેશભક્તિથી હિંદના યુવાનો પર એક જાદુઈ છાપ પાડી છે અને સ્વદેશાભિમાન, સેવા તથા રાજકારણના ક્ષેત્રમાં કેટલીક જ્વલંત પરંપરા પેદા કરી છે.

બિહારની ભૂમિને જ મહાપુરુષોને જન્માવવાનું વરદાન છે. બિહારનું સ્મરણ કરતાં કેટકેટલી મહાન વિભૂતિઓનાં સંસ્મરણ જાગે છે? ભારતની સમગ્ર સંસ્કૃતિ એક પછી

એક ચલચ્ચિત્રની જેમ દષ્ટિ સમક્ષ ખડી થાય છે. બિહાર એટલે પતિતપાવની અને પ્રાતઃસ્મરણીય માતા વૈદેહીની જન્મભૂમિ. બિહાર એટલે સંસારી છતાં મુનિઓમાં જેમણે ઉચ્ચ સ્થાન મેળવ્યું છે એવા યોગીરાજ જનકવિદેહીની કર્મભૂમિ. બિહાર એટલે બુદ્ધ ભગવાનની પ્રજ્ઞાભૂમિ ને મહાવીરસ્વામીની સંસ્કારભૂમિ. બિહારમાં માત્ર ગંગા જ વહેતી નથી પણ સંસ્કાર ગંગાના વહેણ પણ અવિરતપણે યુગોથી આ ભૂમિમાં વહેતાં આવ્યાં છે. બિહારની પુણ્યોદક ભોમમાં જ એવી કંઈ ફળદ્રુપતા છે, એવી કંઈ ધાતુ છે કે, જેથી માનવી મહાન બને છે. અને આવા પ્રદેશની એવી આર્વાચીન સંસ્કારિતા, સુજનતા અને સેવાની જીવંત મૂર્તિ તે બાબુ રાજેન્દ્રપ્રસાદ.

રાજેન્દ્રબાબુના આદર્શ જીવનમાંથી હિંદની નવી પેઢીના પ્રતિનિધિઓને ઘણું ઘણું શીખવાનું અને ગ્રહણ કરવાનું છે. એમનો વિદ્યાભ્યાસંગ, કાર્યપદ્ધતિ, શિસ્તપાલન, કર્તવ્યપરાયણતા, વ્યક્તિને સમષ્ટિમાં સમાવી દેવાની તમન્ના તથા એમની યોગીના જેવી નિઃસ્પૃહી વૃત્તિ, આ બધામાંથી એકેક ગુણ જો આપણો યુવક અપનાવે તો મહાન બને. તો તો પછી અનેક ગુણો જે

જીવનમાં ઉતારી શકે તેની તો વાત જ શી ?

રાજેન્દ્રબાબુનું જીવનચરિત્ર લખવા માટે એક મોટું સદ્ભાગ્ય એ છે કે, એમણે પોતાની આત્મકથા લખી છે. એ આત્મકથા એક મોટો દળદાર ગ્રંથ છે. એટલે, એમાંથી એમના ચારિત્ર્યના વિશિષ્ટ અને મહત્વના પ્રસંગો ચૂંટીને અને બીજી કેટલીક સદ્યોપલબ્ધ સામગ્રીનો આધાર લઈને આ જીવનચરિત્રનું કલેવર ઘડ્યું છે. રાજેન્દ્રબાબુના જીવનપ્રસંગો સમયાનુક્રમમાં નહિ પણ એમના જીવનના કયા ક્ષેત્રને સ્પર્શે છે, તે ઉપરથી આલેખ્યા છે. એમના જીવનની જે અનેકવિધ પ્રવૃત્તિઓ હતી, તેનું વિભાગીકરણ કરીને, એમાં એમના જીવનના પ્રસંગોને એ રીતે વિભાગમાં ગોઠવ્યા છે. સમયાનુક્રમમાં એમના જીવનપ્રસંગો ગોઠવવાથી, એમના જીવનની વિવિધ ક્ષેત્રની પ્રવૃત્તિનો સમગ્રતયા ખ્યાલ ન આવી શકે એ સ્વાભાવિક છે. અને આ પ્રકારની પ્રકરણયોજનામાં પિષ્ટપેષણનો ભય થોડે વત્તે અંશે રહે છે છતાં એ અનિવાર્ય છે.

રાજેન્દ્રબાબુનું જીવન તો એવું પાસાદાર હીરા જેવું

છે કે તમે જે દૃષ્ટિકોણથી તપાસો તે દૃષ્ટિએ રમ્ય લાગે. ગંગાનાં પાણી જેમ સ્વરૂપ બદલે, પણ પવિત્રતા ને શૈત્યમાં બધે સરખાં જ હોય છે, તેવું જ રાજેન્દ્રબાબુની જીવનસરિતા વિષે છે. ગંગાનો પ્રવાહ તો ઉત્તર હિંદમાંજ વહે છે જ્યારે રાજેન્દ્રબાબુની જીવનસરિતાનો પ્રવાહ તો સારાય દેશમાં એક સ્થળથી બીજે સ્થળ અવિરત વહી રહ્યો છે. એ બધાને પવિત્ર કરે છે, પ્રેરે છે અને જે જે એમના સમાગમમાં આવે છે તેની જીવનોન્નતિ સાધે છે.

રાજેન્દ્રબાબુનું સ્થાન આજના આપણા રાષ્ટ્ર-નેતાઓની સરખામણીમાં કેવું છે, તેનો ખ્યાલ આવે એટલા માટે એમને તુલનાત્મક દૃષ્ટિએ અમુક પ્રકરણોમા જોવા પ્રયત્ન કર્યો છે. અને એ પ્રયત્ન પણ અછડતો છે છતા આવા તુલનાત્મક અભ્યાસની પણ જીવન-ચરિત્રમા આવશ્યકતા છે એટલું જ નહિ પણ ગૌરવ-ભર્યું સ્થાન છે.

રાજેન્દ્રબાબુ એ ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિના સાચા અને સીધા વારસદાર છે. એથી જ એમને સરકારી હોદ્દા ગમતા નથી. એમના જેવા સાત્ત્વિક અને સદ્દવૃત્તિના

માનવીને એ બધાની માયા ન જ હોય. છતાં એ પદ એમને સોંપવામાં આવ્યું ત્યારે એમણે એ શોભાવ્યું પણ ખરું ને તક મળતાં પાછી પોતાની મૂળ સ્થિતિ પર મૂળવૃત્તિને રોચક એવી પરિસ્થિતિમાં આવી ગયા. આ જ સિદ્ધાંતને લક્ષ્યમાં રાખી એમણે મહાસભાનો કાંટાળો તાજ ત્રણ ત્રણ વાર ગ્રહણ કર્યો છે. આ જ ભાવનાથી પ્રેરાઈ એઓ પાર્લામેન્ટરી બોર્ડના સભ્ય થયા, મધ્યસ્થ સરકારના અન્નમંત્રી થયા, બંધારણ-સભાના પ્રમુખ થયા, તેમજ મહાત્મા ગાંધી સ્મારક ફંડના પ્રમુખ થયા. અને આ પ્રવૃત્તિઓ એમણે સ્વદેશાભિમાન અને દેશસેવાની જ્વલંત ભાવનાથી પ્રેરાઇને જ આદરી. નહિ તો સાદાઈમાં રાચતા એવા રાજેન્દ્રબાબુને જાહેરાત, સત્તા, લોકપ્રિયતા, પક્ષાપક્ષી, એરીરીતેતરી વિગેરેમાં જરાય રસ નથી અને એની પ્રતીતિ એમના સમગ્ર જીવનની ઝાંખી કરતાં સહેજે જણાઈ આવે છે.

હિંદના રાજકારણમાં ડો. રાજેન્દ્રપ્રસાદનું સ્થાન આજે ભીષ્મપિતામહનું છે. આ સ્થિતપ્રજ્ઞ અને કર્મશીલ મુત્સદ્દીએ દેશના રાજકારણનાં ધોરણને ઉન્નત કરવા

અનેકવાર જેલયાત્રા કરી છે, કૌટુંબિક સુખ જતું કર્યું છે, ઘણા કડવા મીઠા ઘુંટડા ગળ્યા છે, સ્પષ્ટવકતૃત્વથી ઘણાયનાં મન દુભવ્યાં છે, ઘણી શારીરિક યાતના સહન કરી છે, કેટલીયે વાર આર્થિક આંધીમાંથી પસાર થયા છે, અને આવી રીતે એમણે જીવનની ઘણી લીલીસૂકી જોઈ નાંખી છે છતાં આ પ્રત્યેક અગ્નિપરીક્ષામાંથી એઓ ઉત્તરોત્તર નિર્મળ અને પવિત્ર થઈને બહાર આવ્યા છે. કેમિસમાં પેઠેલો સડો દૂર કરવા એમણે ભગીરથ પ્રયાસો આદર્યા છે, સત્તા પાછળ વલખા મારવા કરતાં સેવા અને સિપાઈગિરિના આદર્શને એમણે વધારે અપનાવ્યો છે, દેશમાં એકતા સ્થાપવા માટે એમણે એમનાથી બનતું બધુ કર્યું છે, ગાંધીજીના રચનાત્મક કાર્યને વેગ આપવા એમણે આખા હિંદની મુસાફરી કરી, એ સંબધી ઉપયોગી સાહિત્ય પ્રસિદ્ધ કરી એમણે આ કાર્યને આમજનતામા ઘણું લોકપ્રિય બનાવ્યુ છે એટલું જ નહિ, પણ, આર્થિક, ધાર્મિક, સામાજિક તેમજ સાહિત્યિક અને કેળવણી વિષયક ક્ષેત્રોમાં પણ એઓ એમના ઠરેલ, બુદ્ધિગમ્ય અને અનુભવજન્ય વિચારો પ્રગટ કરી ઘણા સ્પૃહણીય ફેરફારો કરાવી શક્યા છે.

અન્નમંત્રી તરીકેની એમની ટૂંકી કારકીર્દિમાં પણ એમણે આખા હિન્દની મુસાફરી કરી હિંદના સંખ્યાબંધ માનવીઓને જે રાહત આપી છે તે તો હજી ગઈ કાલની જ વાત છે. બંધારણસભાના પ્રમુખ તરીકે એમણે જે જ્વલંત કામગિરિ બજાવી છે તે એમનું નિષ્પક્ષપાતપણું, એમનું જગતના અન્ય દેશોના બંધારણનું તલસ્પર્શી જ્ઞાન, એમની ધારાશાસ્ત્રી તરીકેની કુશળતા, તથા એમના હરેલ, વ્યવહારૂ અને પરિપક્વ વિચારોની સહેજે ઝાંખી કરાવે છે. કોંગ્રેસની આજની લોકપ્રિયતાનો મુખ્ય યશ રાજેન્દ્રબાબુની સુજનતા, નમ્રતા અને સમદૃષ્ટિને આભારી છે. રાજેન્દ્રબાબુ એ કોંગ્રેસ અને કેબીનેટ વચ્ચે સુવર્ણશૃંખલા રૂપ છે. જે દેશમાં અને જે યુગમાં રાજેન્દ્રબાબુ જેવા સાત્વિક વૃત્તિવાળા, સહૃદયી અને ત્યાગી પુરુષો પેદા થાય છે તે દેશનું અને તે યુગનું ભાવિ ઉજ્જવળ છે એ નિર્વિવાદ છે.

રાજેન્દ્રબાબુ એટલે વર્તમાન હિંદના પુરુષાર્થની ભવ્ય, ગૌરવાન્વિત અને રોમાંચક કહાણી. રાજેન્દ્રબાબુ એટલે આદર્શ અને વ્યવહારનો સુભગ અને સુરેખ

સુમેળ એટલું જ નહિ પણ તપસ્વી, ગૃહસ્થી અને મુત્સદ્દીનો ત્રિવેણીસંગમ. અનેક દૃષ્ટિએ વૈશિષ્ટ્ય ધરાવતું એમનું વ્યક્તિત્વ પ્રતિભાશાળી છે અને દરિદ્ર-નારયણની મૂક સેવામાં આ બત્રીસલક્ષણાનું સમગ્ર જીવન હોમાઈ ગયું છે. એમની અનન્ય આત્મકથામાં એમણે પોતાનું 'વ્યક્તિત્વ ઘણી આકર્ષક રીતે વ્યક્ત કર્યું છે અને અનેકને પ્રેરણા અર્પે એવું ભવ્ય જીવન જીવી એમણે હિંદના રાજકીય જીવનમાં એક સૂરત રાષ્ટ્રસેવકના આદર્શની જ્વલંત પરંપરા રજૂ કરી છે. રાજેન્દ્રબાબુ હિન્દની એક જ્વલંત અને પુણ્યશાળી વિભૂતિ છે. અને એ વિભૂતિને અનુરૂપ એવું એમનું વિશિષ્ટ વ્યક્તિત્વ છે. આવી વિભૂતિ-ઓની સરખામણી ન હોય, એમનું વર્ગીકરણ પણ ન હોય. એમનો તો વ્યક્તિગત અભ્યાસ જ હોય !

| | |
|---|---|
| ૧૫ ઓગસ્ટ, ૧૯૪૯<br>હાઇકોર્ટ, મુંબઈ | અંબેલાલ નારણજી જોશી |

# અનુક્રમણિકા

| પ્રકરણ | | પૃષ્ઠો |
|---|---|---|
| | પ્રસ્તાવના | |
| ૧ | બાલ્યકાળ | ... ૧– ૧૫ |
| ૨ | લગ્ન | .... ૧૬– ૨૧ |
| ૩ | કૉલેજજીવનનાં સંસ્મરણો | ૨૨– ૩૫ |
| ૪ | વકીલાત | .... ૩૬– ૫૧ |
| ૫ | જીવનપલટો | .... ૫૨– ૬૦ |
| ૬ | રાષ્ટ્રીય મહાસભામાં | .... ૬૧– ૭૫ |
| ૭ | સુધરાઈમાં | .... ૭૬– ૮૪ |
| ૮ | વિદેશયાત્રા | .... ૮૫-૧૦૦ |
| ૯ | કેળવણીકાર | ....૧૦૧-૧૦૭ |
| ૧૦ | જેલજીવન | ...૧૦૮-૧૨૦ |
| ૧૧ | લોકસેવક | ....૧૨૧-૧૩૭ |

# પ્રકરણ ૧ લું

## બાલ્યકાળ

સંયુક્ત પ્રાંતમાંથી ચારપાંચ પેઢી થયાં એક ગરીબ કાયસ્થ કુટુંબ બિહારના સારન જિલ્લાના જિરેદાઈ નામના ગામમાં આવીને વસેલું છે. કુટુંબ પૈસેટકે ગરીબ છે, પણ બુદ્ધિએ ને સંસ્કારે તો સમૃદ્ધ છે. જિરેદાઈ ગામમાં એ કુટુંબ જ શિક્ષિત છે. કાયસ્થ એ સંસ્કારી, ભદ્ર, બુદ્ધિશાળી અને આગળપડતી કોમ ગણાય છે. આ કુટુંબને આખા ગામે અપનાવી લીધુ છે. આખું ગામ એમની પર વારી જાય છે. ગામને શિક્ષણ આપે, ને, ગામ આ લોકોને પોષે. એ કુટુંબના વડા છે શ્રી. ચૌધુરીલાલ. ચૌધુરીલાલના ચારે બાજુ વખાણ થાય છે. ને એમની ખ્યાતિ ઠેઠ હથુઆ દરબાર સુધી પહોંચે છે. હથુઆ દરબારને રાજ્યના કામ માટે બહુ ચપળ, ખટપટથી દૂર રહે છતાં ખટપટને પહોંચી વળે, રાજ્યનું નાનું મોટું કામકાજ સંભાળી શકે એવા બાહોશ માણસની જરૂર છે. બુદ્ધિશાળી ને બાહોશ માણસ મળે, તો, પ્રામાણિક ન નીકળે. ને, પ્રામાણિક હોય તો રાજ્યમાંના સડાએ એ અપ્રામાણિક બની જાય, એવી અવ્યવસ્થિત સ્થિતિ પ્રવર્તતી. રાજ્યમાં કંઇ ઠેકાણું ન મળે. બાદશાહી ખાતું, લાંચરુશ્વત ઘણી, તંત્ર શિથિલ, એમાંથી ઉગરતા જ માણસની ખોજ રાજા ચલાવતા હતા. ત્યાં કોઈકે ચૌધુરીલાલનું નામ સૂચવ્યું.

ચૌધુરીલાલને હથુઆ બોલાવ્યા. ને પહેલાં તો નાની શી જવાબદારીની નોકરી સોંપાઈ. આ કામ એમણે એટલી સુંદર રીતે બજાવ્યું, કે ધીમેધીમે, બે ચાર વર્ષમાં એઓ દીવાનપદે પહોંચ્યા.

દીવાન ચૌધુરીલાલ રાજા ને પ્રજા બન્નેનાં મન રાજી કરી શકયા હતા. રાજ્યની આખી સિકલ એમણે ફેરવી નાંખી. જ્યાં અતંત્રતા હતી, ત્યાં સુવ્યવસ્થા આવી, જ્યાં નિસ્તેજી હતી ત્યાં તાઝગી આવી. હથુઆ રાજ્યની આમદાની વધી, કીર્તિ વધી, પ્રતિષ્ઠા વધી. રાજાનો પૂરો વિશ્વાસ એમણે સંપાદન કર્યો હતો. રાજા મૃત્યુ પામ્યા ત્યારે પોતાના ભાઈના છોકરાને રાજ્ય વસિયતનામાંની રૂએ સોંપી ગયા. ને, ભત્રીજાની સોંપણુ પોતાના વિશ્વાસુ દીવાનને કરતા ગયા. ચૌધુરીલાલે નવા રાજાને પોતાના પુત્રથી પણ અધિક સાચવ્યો. એના ખાટલાની પાસે જ, પોતે ખાટલો ઢાળીને સુએ. એનું ભોજન પોતે ચાખીને પછી જ રાજાને અપાય. રાજ્યની આમદાની ત્રણગણી વધારી. નવા રાજા એમને પિતાની જેમ ગણતા. એમના દેખતાં કદિ હુક્કો ન પીએ. એમની જોડે અદબથી વર્તે. એમને એમના પગાર ઉપરાંત, રોજ રાજ્યના કોઠારેથી જ એમને ત્યાં સીધું જતું, ને, રાજાના પુત્રને શીખવવા જતા મૌલવી સાહેબ જ ચૌધુરીલાલના પુત્ર જગદેવ ને એના ભત્રીજા મહાદેવને ભણાવતા. રાજાની નામરજી હોવાથી ચૌધુરીલાલે પુત્રને તથા ભત્રીજાને અંગ્રેજી શિક્ષણ આપ્યુ નહિ, ને એ રીતે એ કુટુંબમાં ફારસી શીખવાની પ્રથા પડી.

૨૫–૩૦ વર્ષો સુધી ચૌધુરીલાલ દીવાનપદે રહ્યા. એમણે પણ એ દરમિયાન સારી જેવી આવક પેદા કરી, સાત આઠ હજારની આમદાનીની જાગીર ખરીદી, ને કુટુંબને સમૃદ્ધ કર્યું.

ચૌધુરીલાલના કુટુંબમાં એક એમનો પુત્ર જગદેવ ને એમના ભાઈ

મિશ્રીલાલનો પુત્ર મહાદેવ. મિશ્રીલાલ નાનપણમાં જ મૃત્યુ પામેલા. એટલે ભ્રાતૃવત્સલ ચૌધુરીલાલે ખૂબ પ્રેમથી ને પુત્રના કરતાં પણ અધિક દરકાર લઈને ભત્રીજા મહાદેવને મોટો કર્યો. મહાદેવ ને જગદેવ બન્ને સગાભાઈઓની જેમ રહેતા, એક સાથે ભણતા, એક સાથરે સુતા ને એક ભાણે જમતા. બન્ને સારી રીતે ઉછરેલા. પણ એકાએક આફત ગુજરી. હયુઆના રાજાસાહેબનું મૃત્યુ થયું. ને રાજ્ય "કોર્ટ ઓફ્ વોર્ડસ" ને સોંપાયું. ચૌધુરીલાલ અંગ્રેજી તો જાણે નહિ. ત્યાં તો અંગ્રેજીમાં જ બધો કારભાર ચાલે, એટલે દીવાનપદ કાયમ રહે એમ હતું નહિ. ચૌધુરીલાલને એક વાર દીવાનપદ ભોગવ્યા પછી તેનાથી ઓછા દરજ્જાની નોકરી કરવામાં માનહાનિ લાગી. એમને પૈસા કરતાં પ્રતિષ્ઠા ને ગૌરવ વધારે વહાલાં હતાં. એમણે તુરત જ રાજીનામું આપ્યું ને છૂટા થયા. ને પોતાના અસલ સ્થાન જિરાદેઇમાં આવીને પુનઃ વસવાટ કર્યો.

ચૌધુરીલાલને હવે કમાવાની જરૂર નહોતી હવે અવસ્થા પણ થઈ હતી. કુટુંબ બેઠાં બેઠાં ખાઈ શકે એવી જમીનજાગીર હતી. એમનો પુત્ર તથા ભત્રીજો હવે જમીનજાગીર સંભાળે તેટલા મોટા થયા હતા. એટલે એમણે નિવૃત્ત જીવન ગાળવા માંડ્યું. એમના પુત્ર જગદેવે જમીનજાગીરની દેખરેખનું કામકાજ સંભાળી લીધું. જ્યારે એમનો ભત્રીજો મહાદેવ એ બાગ બનાવતો, ને લોકોને દવા આપતો. બાગ બનાવવામાં, તથા નવાં નવાં ફૂલઝાડ રોપવા, ઉછેરવામાં એને ખૂબ રસ પડતો અને એ એમનો મુખ્ય વ્યવસાય થઈ પડ્યો. એમણે બનાવેલા બાગો, ને આંબાવાડીયાં આજે પણ મોજુદ છે. ને રોજ-બ-રોજ સમૃદ્ધ થતાં જાય છે. એઓ ફારસીના સારા વિદ્વાન, પણ સાથે સાથે સંસ્કૃતનો પણ સારો જેવો અભ્યાસ એમણે કરેલો. આયુર્વેદનો અભ્યાસ એમણે રસથી કરેલો. એ

વિષેનાં પુસ્તકો એઓ બાગના કામમાંથી નવરા પડતાં વાંચતા. ને, એમ કરતાં કરતાં શાસ્ત્રીય અધ્યયન કર્યા વગર કે પરીક્ષા પસાર કર્યા વગર એમણે વૈદું કરવા માંડયું. એમણે કંઈ એ કામ આજીવિકા ખાતર ઊપાડયું નહોતું. પણ એની પાછળ તો શોખ ને સેવાભાવના હતાં. પોતાનો અભ્યાસ બીજાને ઉપયોગી થાય, એ મારફત આમજનતાને લાભ થતો હોય તો એ કાર્ય કરવું એ જ ઉચ્ચ આશયથી એમણે વૈદ્યનો ધંધો આરંભ્યો, ને જોતજોતામાં એઓ નામીચા વૈદ્ય તરીકે પંકાવા લાગ્યા. જાતજાતના દર્દીઓ એમની પાસે આવવા લાગ્યા. એમની એક લાક્ષણિકતા એ હતી કે એઓ કદી નાડી જોતા નહિ, કે કોઈને ત્યાં રોગીને તપાસવા જતા નહિ. માત્ર હકીકત ધ્યાનથી સાંભળી દવા આપતા. આ રીતે એમને હાથે મોટાભાગના દર્દીઓને આરામ વળતો. જેઓ સારી સ્થિતિના હોય તેને એઓ દવાનો નુસખો લખી આપતા, ને, ગરીબને પોતે જાતે જ દવા બનાવી આપતા દવા તૈયાર કરવા એમને એક ખાસ નોકર રાખવો પડતો. એ રીતે મહાદેવ એક વિખ્યાત લોકસેવક બન્યા. જનતાની આ સામાજિક સેવાને લીધે એમની કીર્તિ ચારે દિશામા ફેલાઈ. પણ એમણે પોતાની એ લોકપ્રિયતાનો જરા પણ પણ લાભ ઊઠાવ્યો નહિ. જરા પણ પોતાની લાગવગનો પોતાને માટે ઉપયોગ કર્યો નહિ. ક્યારેય દર્દી પાસે કશું લીધું નહિ નિષ્કામ સેવા એ એમનો જીવનમંત્ર હતો.

આમ શરીરે પણ એ નિરોગી હતા. એમનું શરીર પહેલવાન જેવું સ્નાયુબદ્ધ હતું. એઓ અખાડે જતા, ઘોડે બેસતા, ને, મગદળ વગેરેના દાવો છોકરાઓને શીખવતા. ઘોડેસવારીમાં તો એઓ નિષ્ણાત હતા. ભલભલા તેજી ઘોડાઓને પણ એઓ વશ કરતા.

આ મહાદેવને ત્રણ પુત્રીઓ ને બે પુત્રો હતા. બે પુત્રોમાં

મોટા બાબુ મહેન્દ્રપ્રસાદ, ને સૌથી નાના બાબુ રાજેન્દ્રપ્રસાદ. આ પરથી પ્રતીત થશે કે બાબુ રાજેન્દ્રપ્રસાદમાં નાનપણથી જ સેવાભાવના જન્મેલી. સેવાભાવી પિતાનો વારસો એમના પુત્રને મળેલો. નાના પુત્ર એટલે લાડકા ઘણા. પિતા એમને કસરત, ઘોડેસવારી વગેરે શીખવતા. એમને બચપણથી જ પિતાને લીધે ઘોડેસવારીનો શોખ જન્મેલો. ને જાત જાતના ઘોડાઓ પર બેસવું, તેજી ઘોડાઓને વશ કરવા એ બધું બાળ રાજેન્દ્રને ઘણું ગમતું.

નાનપણથી જ રાજેન્દ્રબાબુ રમતગમતના ખૂબ શોખીન. ગામડાંની આંબલીપીપળી, ચકબિલ્લુ વગેરે રમતોનો એમને નાદ લાગેલો, ને આખો દિવસ રમવામાં ગાળે. આમ પ્રકૃતિને ખોળે, મુક્ત વાતાવરણમાં એમણે રમતગમતમાં એમના બચપણની શરૂઆત કરી.

પણ એમની એક આદતને લીધે એમને નાનપણથી જ પરોક્ષ રીતે સાંસ્કારિક શિક્ષણ મળ્યું. એમને સાંજ પડતાં તો ઉંઘી જવાની ટેવ. સાંજ પડી કે આંખ ઘેરાવા માંડે ને આંગણામાં, કે જ્યાં હોય ત્યાં લેટી જાય. સાંજના ઉંઘવા માંડે એટલે ઘણું ખરું તો રાત્રે વાળુ લે જ નહિ. કારણ ઉંઘરેટા રાજેન્દ્રબાબુને ઉઠાડવા એ ભારે મુશ્કેલીનું કામ હતું. ને ઉંઘરેટા ઊઠાડ્યા તો પછી એમને જમાડવા એ એનાથી પણ વધુ વિકટ કાર્ય હતું. સાંજ પડે એટલે સુઈ જાય. પછી તો રાતે એમને નોકરો માતાની પાસે સુવાડે. બાબુસાહેબ ઉંઘે વહેલા એટલે જાગે પણ વહેલા. અંધારામાં જાગે, ને માતાની સોડમાં લપાય. માતાને જગાડે, ને, એમની પાસે પ્રભાતીયાં ગવડાવે. કોઈ વાર મહાભારત ને રામાયણની કથા એમની મા કહેતાં. ને એ રીતે બાળકને નાનપણમાં ધાર્મિક-સંસ્કારો મળ્યા. ને ધાર્મિક કથાઓથી એઓ પરિચિત થઈ ગયા.

વહેલા સુવાની આદત તો એમને કૉલેજમાં ભણતા, ને વકીલાત કરતા ત્યાં સુધી રહી. સાંજ પડે કે ઊંઘની મહેરબાની થવા માંડી જ છે.

એમ કરતાં, કરતાં, રાજેન્દ્રબાબુ પાંચ વર્ષના થયા. માબાપને લાગ્યું કે હવે દીકરો નિશાળે જવા જેવડો થયો એટલે, તે વખતના રિવાજ પ્રમાણે, એના પિતા ફારસી જાણતા હોવાથી, એક મૌલવી સાહેબને બોલાવ્યા, ને તેમને રાજેન્દ્રબાબુ તથા એમના બીજા ભાઈઓની સોંપણી કરી. ને એમણે 'બીસમીલ્લાહ'ના મંત્રથી નવા વિદ્યાર્થીઓને પઢાવવાનો આરંભ કર્યો. એ મૌલવીસાહેબ અજબ માનવી હતા. દરેક બાબતમાં 'હમભી ડીચ' કહીને શામિલ થઈ જતા. બધું જાણવાનો દાવો કરતા, ને અસલના નવાબો જે જાતની ગપ્પાંબાજી ચલાવતા, તે જાતની ગપ્પાંબાજી મૌલવીસાહેબ ચલાવે. રોજ મૌલવીસાહેબ રાજેન્દ્રબાબુને તથા કુટુંબના બીજા બે છોકરાઓને ભણાવવા આવે. મૌલવી સાહેબ અર્ધો વખત છોકરાંઓને ભણાવે ને બાકીનો વખત બડાશો હાંકે. એને બધું જ આવડે. બધામાં જ પોતે નિષ્ણાત એવું એ કહ્યાં કરે. આથી રાજેન્દ્રબાબુના કાકાએ એમની મશ્કરી કરવા માંડી. મૌલવીસાહેબ કહે કે મારા જેવી શેતરંજની રમત કોઈને ન આવડે એટલે એક દિવસ બળદેવજીએ (રાજેન્દ્રબાબુના કાકા) એમને બોલાવ્યા ને શેતરંજ રમવા બેસાડયા ને હરાવ્યા. પછી તો ભણવાનું ભણવાને ઠેકાણે રહે ને મૌલવીસાહેબ ને બળદેવજી શેતરંજ રમવા બેસે. ને રોજ જ મૌલવીસાહેબ હારે. એક વાર બાગમાં વાંદરા ધુસી ગયા. બળદેવજીએ એ વાત મૌલવીસાહેબને કરી. મૌલવીસાહેબ કહે, "અરે! ગોફણ મારીને વાંદરાને ભગાડી મૂકો". બળદેવજી કહે, " તમને ગોફણ મારતાં આવડે છે?"

"અરે! સાહેબ! એવી સરસ ગોફણ મારું કે પછી વરસ દિવસ સુધી તમારા બાગમાં વાંદરો જ ન આવે."

એટલે પછી બળદેવજીએ મૌલવીસાહેબને વાંદરાને ગોફણ મારવા ખૂબ આગ્રહ કરી ને. એનું પરિણામ એ આવ્યું કે મૌલવીસાહેબને પરાણે ગોફણ પકડવી પડી. પણ જરાય આવડે તો ને? ગોફણ વાંદરાને બદલે પોતાના આંગળા પરજ મારી. ને આંગળું ચીરાયું.

આવા આવા પ્રસંગો તો રોજ-બ-રોજ બનતા. ને મોટેરાંઓ તથા છોકરાંઓ મૌલવીસાહેબની આવી ક્રૂર મશ્કરી કરતાં, ને મસ્ત રહેતાં. એમની પાસે રાજેન્દ્રબાબુ છ આઠ મહિના માંડ શીખ્યા હશે. એટલામાં અક્ષરજ્ઞાન ને લખતાં વાંચતાં આવડી ગયું હતું. અચાનક મૌલવીસાહેબે નિરાંદેઈ છોડ્યુ, ને એમને માટે બીજા કોઈ મૌલવીસાહેબની ગોઠવણ થઈ. એટલે પછી તો એમનું શિક્ષણ ધમ ધોકાર ચાલવા માંડ્યું. અઠવાડિયામાં પાંચ દિવસ ફારસી શીખવાનું ચાલે. ગુરુવાર બપોરથી શુક્રવાર બપોર સુધી ફારસી શીખવામાંથી મુક્તિ મળે તે દરમિયાન બીજું શીખતા. વહેલી સવારના ઉઠી નાહીધોઈ ને મૌલવીસાહેબને ત્યાં જવાનું. પછી થોડો વખત ભણાવાય, એટલે નાસ્તાની છૂટી મળે. નાસ્તો કરી આવીને પાછું ભણવાનું. બપોરે મૌલવીસાહેબ સુઈ જાય એટલે આ છોકરાઓ પણ પડયા રહે, નહિ તો રમત રમે. ઉઠીને પાછું ભણવાનું. આ ગામડી રીત પ્રમાણે મૌલવીસાહેબ પાસે રાજેન્દ્રબાબુએ વિદ્યારંભ કર્યો કયારેક તો સાંજ સુધી ભણવાનું ચાલે. અંધારું થાય, મૌલવીસાહેબ છોકરાંઓ પાસે દીવો કરાવે ને ભણાવે. એટલામાં મોડું થાય તો ઘેરથી કોઈ તેડવા આવે એટલે દિવસનો અભ્યાસ ખતમ થાય. આમ કાર્યક્રમ ચાલ્યા કરે.

મૌલવીસાહેબ બહુ પ્રેમાળ હતા. આ બચ્ચાંઓ પર પોતાના છોકરાંઓ જેટલો પ્યાર રાખે. છોકરાંઓ પણ એમની જોડે ખૂબ જ હળી ગયેલાં. આ ઉપરાંત, હજી, મા પાસેથી રામાયણ, મહાભારત ને

પુરાણની વાતો સાંભળી રાજેન્દ્રબાબુ પ્રેરણા મેળવતા. એમનું સંસ્કાર ઘડતર આમ સમન્વયથી થયું. ઉદારતાની ભાવનાના બીજારોપણથી થયું. એ ઉપરાંત ગામમાં રામલીલાના ખેલો થતા. ને એ રીતે રામ-જીવનના આદર્શો જીવનમાં પ્રવેશ્યા. મંદિરમાં વારંવાર જતા સાધુઓને મુખે કથાઓ ને ઉપદેશ સાંભળતા. ને, એમ એમનું જીવનશિક્ષણ બાળપણથી જ વિવિધતાભરેલું બન્યું. રાજેન્દ્રબાબુના જીવનપર બચપણથી જ કોઈએ વધારેમાં વધારે અસર કરી હોય તો તે રામાયણની કથાએ. એમના ગામના મંદિરમાં ઢોલક ને બીજા વાદ્યોસહિત રોજ રામાયણની કથા થતી તે ખૂબ ધ્યાનપૂર્વક બાળ-રાજેન્દ્ર સાંભળતા. ને એની એમના કુમળા હૃદય પર બહુ જબરી અસર થયેલી એમ એઓ જણાવે છે.

ને હિન્દુ-મુસ્લિમ એકતાના સંસ્કારો તો મુસલમાનના મહોરમના તહેવારોમાં હિન્દુને સક્રિય ભાગ લેતા જોઈ ને હિન્દુના હોળી, દિવાળી ને દશેરાના તહેવારોમાં મુસ્લિમને ભાગ લેતા જોઈ રાજેન્દ્રબાબુ પર બહુ જ પ્રબળ રીતે પડેલા

રાજેન્દ્રબાબુના મોટાભાઈને અંગ્રેજી શિક્ષણ તે વખતના ભદ્રલોકના છોકરાંઓને અપાય તેમ અપાવા લાગ્યું. જિરાદેઈમાં તો અંગ્રેજી નિશાળ નહિ, એટલે એમને છપરાની અંગ્રેજી શાળામાં ભણવા મોકલ્યા. ભાઈ રજામાં ઘેર આવે ને છપરાની વાતોથી નાના ભાઈભાંડુને ચકિત કરી નાંખે. રાજેન્દ્રબાબુને પણ બાલોચિત કુતૂહલથી છપરા જવાનું મન થયું. ને મૌલવી આગળ એમનું શિક્ષણ પૂરું થયું એમ બાબાપે પણ માન્યું. ને રાજેન્દ્રબાબુને છપરા મોકલવાનું નક્કી થયું. આ એમનો રેલગાડી જોવાનો પહેલો અવસર હતો. રેલગાડી, સ્ટેશન અને શહેર, એ બધું જોઇને બાળક રાજેન્દ્રના આનંદનો પાર ન રહ્યો. છપરામાં એક ઘર ભાડે લીધેલું. તેમાં

આ બે ભાઇઓ ને એક રસોઇઓ રહે. રાજેન્દ્રબાબુ તો મૌલવી પાસે ઉર્દુ લિપિ શીખેલા. અહીં તો નાગરી લિપિને અંગ્રેજી ચાલે. પણ એમની બુદ્ધિ એટલી બધી તીવ્ર હતી કે એમણે એ પાંચ છ વર્ષની વયે એક સાથે નાગરી ને અંગ્રેજી લિપિ શીખવાની શરૂઆત કરી ને આશ્ચર્યજનક રીતે એમાં એમને પૂરી સફળતા મળી. રોજ ધ્યાનથી નિશાળનું લેશન કરે. ન આવડે તો મોટાભાઈને પૂછે. ભાઈ મેટ્રિકમાં ને રાજેન્દ્રબાબુ પહેલી ચોપડીમાં. વાર્ષિક પરીક્ષા થઈ તેમાં રાજેન્દ્રબાબુ વર્ગમાં સૌથી પહેલા આવ્યા એટલું જ નહિ, પણ એમના ગુણો એટલા બધા સારા આવ્યા કે એવા હોશિયાર વિદ્યાર્થીને એક વર્ગ કુદાવવો જ જોઈએ એવી હેડમાસ્તરની મરજી થઈ. એમણે રાજેન્દ્રબાબુને પોતાની ઓફીસમાં બોલાવ્યા. હેડમાસ્તર બહુજ કડક સ્વભાવના. તોફાની બાળકને શિક્ષા કરવામાં પૂરા નિષ્ણાત એમનું નામ સાંભળી છોકરાઓ કાંપે માસ્તરો ધ્રૂજે એટલે જ રાજેન્દ્રબાબુને હેડમાસ્તર તરફથી તેડું આવતાં એ તો બિચારા ત્યાં જ થરથર કાંપવા લાગ્યા. એમને લાગ્યું કે આ તો પ્રલયકાળ આવ્યો. આજે બાર વાગી ગયા. પણ અંદર જવાની હિંમત ન ચાલે. બહાર ઉભા રહ્યા. હેડમાસ્તર તો એમના પરિણામથી ખૂબ જ પ્રસન્ન હતા. એમની જ ઇંતેજારી કરતા હતા. એટલે, એ આવતાં જ એમણે તરત બોલાવ્યા. ને પ્રેમથી એમને પાસે લઈને, બરડો થાબડયો, ને, કહ્યું, "તું તો બહુ બુદ્ધિશાળી છે. તારા જેવો છોકરો આખું વર્ષ શા માટે નીચલા ધોરણમાં પડયો રહે? એટલે, તને હું ત્રીજીમાં મૂકું છું. કેમ ફાવશે ને?

બાળ રાજેન્દ્રના મુખ પર હર્ષ, ભય, વિસ્મય એમ જાતજાતની લાગણીઓ આવી આવીને ચાલી ગઈ. એને શું કહેવું તે સૂઝયું નહિ. ને એટલુંજ કહ્યું :

"હું મારા મોટાભાઈને પૂછી જોઈશ"

"તે તારા મોટાભાઈ કોણ ?"

"મહેન્દ્રપ્રસાદ"

"તારો ભાઈ પણ તારા જેવો જ હોશિયાર છે. એને મેં જ ભણાવ્યો છે. એને શું ખબર ? એ શું મારા કરતાં વધારે સમજે ? પણ તારે પૂછવું હોય તો જા પૂછી આવ."

રાજેન્દ્રબાબુ તો સીધા દોડયા ભાઈ પાસે ને, પોતાનું પરિણામ અને હેડમાસ્તરની મહેરબાનીના ખૂશખબર આપ્યા. મોટાભાઈ કહે, "ના એમ કૂદાવવાનું સારું નહિ. તારો અભ્યાસ કાચો રહી જશે. ને પછી તને લાગશે કે 'હું ઠોઠ છું. મને કંઈ આવડતું નથી'."

રાજેન્દ્રબાબુએ જઈને હેડમાસ્તરને સમાચાર કહ્યા. હેડમાસ્તર કહે, "તારો ભાઈ સમજે કે હું સમજું ?" ને રાજેન્દ્રબાબુને ત્રીજા વર્ગમાં મૂકવામાં આવ્યા.

રાજેન્દ્રબાબુ રમતગમતમાં પણ એવા જ હોશિયાર. રોજ સાંજે નિયમિત રીતે ફૂટબોલ ને ક્રીકેટ રમે. આમ ખેલાડી તરીકે પણ એમણે ખૂબ નામ મેળવેલું.

પછી તો મોટાભાઈ મેટ્રિકની પરીક્ષામાં પાસ થયા. છપરામાં તો કૉલેજ મળે નહિ, એટલે એમને પટણાની કૉલેજમાં જવું પડયું. ને નક્કી થયું કે રાજેન્દ્રબાબુ પણ ભાઈની સાથે પટણા રહે ને ત્યાં ભણે. પટણામાં દાખલ થયા ત્યારે રાજેન્દ્રબાબુને સમજાયું કે ભાઈની સલાહ તદ્દન સાચી હતી વર્ગમાં કંઈ સમજાય નહિ. બધું અઘરું અઘરું લાગે. પોતાને કંઈ આવડતું નથી એમ લાગે. નિરાશ થાય, પણ

ભાઈને રાજેન્દ્રબાબુની મૂંઝવણુ સમજાઈ. એમણે એમને શીખવવા માંડ્યું, ને રાજેન્દ્રબાબુનું ગાડું સડસડાટ ચાલ્યું. આમ બે વર્ષ નીકળી ગયાં. દર પરીક્ષામાં એમનો નંબર ઘણો ઉંચો આવતો. શિક્ષકો એમની પર પ્રસન્ન રહેતા.

પણુ ભાઇએ કલકત્તાની તબીબી કોલેજમાં જવાનું નક્કી કર્યું. એટલે રાજેન્દ્રબાબુના ભણતર વિષેનો પ્રશ્ન પાછો ઊઠ્યો. પટણામાં તો હવે ભણાવવું ભારે પડે એમ હતું. એટલે હથુઆની નિશાળમાં એમને દાખલ કર્યા. પણુ, ત્યાંની શીખવવાની રીત બહુ વિચિત્ર હતી ત્યાં શિક્ષકો ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય બધું ગોખાવે, ને સમજ્યા વગર ગોખવાનું રાજેન્દ્રબાબુને જરા પણુ ન ફાવે. બિચારા અધરાતે ઊઠીને ગોખે, સાંજે ગોખે, પણુ ગોખવાનું પૂરું થાય જ નહિ ને? એમને પાછું લાગવા માંડ્યું કે પોતે બુદ્ધિશાળી નથી, ઠોઠ છે, ને, પાછી ભાઇની મદદ નહિ. એટલે મનમાં મૂંઝાયા કરે. એમને ન તો ત્યાં ગોઠે, ન તો કોઇની મદદ માગી શકાય, ન તો ઘેર, પોતાની મુશીબતો જણુાવે. એમ બે ચાર મહિના ગયા, ને, રજામાં ભાઈ કલકત્તેથી ઘેર આવ્યા. ભાઈને પોતાની આપવીતી કહી, અહીંની શિક્ષણુ પદ્ધતિ તદ્દન જુદી હોવાની વાત કહી, અભ્યાસક્રમ જુદો, પુસ્તકો જુદાં. એ બધામાં એ પોતે કેવા ગૂંગળાતા તે જણુાવ્યું. ને ભાઇને એ નિશાળમાંથી છોડાવવાની વિનંતી કરી. ભાઇએ, પિતાને વાત કરી. ને, માયાળુ ને પ્રેમાળ પિતા પુત્રની મુશીબત સમજી ગયા. રાજેન્દ્રબાબુને હથુઆથી ઊઠાડી પાછા છપરા ભણવા મોકલ્યા.

છપરામાં તો એમને બધું પરિચિત. શિક્ષકો ઓળખીતા. હેડમાસ્તરની મહેરબાની તો હતી જ. વિદ્યાર્થીઓ પણુ જાણીતા એટલે ત્યાં એમને ખૂબ ફાવ્યું. એ નિશાળમાં રસિકલાલ રાય કરીને બંગાળી શિક્ષક હતા. તે એમની પર ખૂબ માયા રાખે. જાણે પોતાનો છોકરો

હોય એવી કાળજી રાખે. પ્રોત્સાહન આપે. બધું શીખવે, ને. રાજેન્દ્રબાબુ ભવિષ્યમાં નામ કાઢવાના છે એમ બધે કહ્યા કરે. એમના પ્રોત્સાહન ને વાત્સલ્યભાવથી, રાજેન્દ્રબાબુ, બીજે ત્રીજે નંબરે પરીક્ષા પસાર કરવા લાગ્યા. ને એમ કરતા મેટ્રિકના વર્ગમા આવી પહોંચ્યા

ઉપરાંતમાં એક શાસ્ત્રી પાસે સંસ્કૃત પણ રાજેન્દ્રબાબુ શીખતા. આજ સમયમા એમના ભાઇ કલકત્તાથી આવે ને જાતજાતની વાતો લાવે. ત્યાંના આંદોલનો, ત્યાંની રાજકીય જાગૃતિ, ત્યાંના પ્રશ્નો બાળક રાજેન્દ્રને સંભળાવે ને ભાઇને મુખે એ બધી વાતો સાંભળી રાજેન્દ્રની કલ્પના જાગે, ઉત્સાહ ને આશ્ચર્ય જાગે. એ પણ એ આંદોલનોમાં શામિલ છે એવી કલ્પના કર્યાં કરે આથી નાનપણથી જ ભાઇના પ્રતાપે રાષ્ટ્રીય ભાવના એમનામા જાગી. એકવાર ભાઇએ આવી સ્વદેશી આંદોલનની વાત ખૂબ ઉત્સાહથી કહી, ને, રાજેન્દ્રબાબુ સ્વદેશીના ઉપાસક બની ગયા. એમણે સ્વદેશી જ કપડું પહેરવાની પ્રતિજ્ઞા લીધી ને બને ત્યાં સુધી સ્વદેશી ચીજો પણ વાપરવાનું નક્કી કર્યું. એટલે સુધી કે પરીક્ષાના પેપરો લખવા માટે કલમ પણ એઓ કલકત્તેથી ભાઇ પાસે સ્વદેશી મંગાવે.

મેટ્રિક માટે તૈયારી કરવા માંડી. નિશાળની પરીક્ષામાં ઘણો ઉંચો નંબર આવ્યો, પણ ચિત્રકળાની પરીક્ષામાં બહુ સારા માર્ક ન આવ્યા યુનિવર્સિટીની પરીક્ષામાં છાત્રવૃત્તિ ત્યારે જ મળે કે જો બધા વિષયોમાં સારો છે એવું નિશાળ તરફથી પ્રમાણપત્ર મળે તો. ચિત્રશિક્ષકે પ્રમાણપત્ર આપવાની ના પાડી. આખરે રોજ એક કલાક ચિત્રકળા પાછળ ગાળવાની રાજેન્દ્રબાબુએ ખાત્રી આપી ત્યારે જ એમને પ્રમાણપત્ર મળ્યું. મેટ્રિકની પરીક્ષા આપી, ને પરીક્ષામાં એઓ સૌથી પહેલા આવ્યા. પ્રથમ વર્ગમાં પરીક્ષા પસાર કરી, ને ભાઇની વાતો પરથી કલકત્તાનું જે કલ્પનાચિત્ર ખડું કરેલું તે હવે પ્રત્યક્ષ

કરવા એમણે કલકત્તા જવાની જીદ લીધી. ને, કલકત્તા કૉલેજમાં એમને મોકલવાનું નક્કી થયું.

આમ એમની શાળામાં રાજેન્દ્રબાબુ ઉત્તમ વિદ્યાર્થી ગણાતા, ને યુનિવર્સિટીમાં પણ પ્રથમ આવ્યા. એમને શાળાના શિક્ષણ સમયે માબાપથી દૂર જ રહેવું પડતું. આથી એક મોટો ફાયદો એ થયો કે બાળક રાજેન્દ્ર પોતાના પગ પર નિર્ભર બન્યો. એનામાં આત્મશ્રદ્ધા આવી. એનામાં પારકા પર આધાર રાખવાની બૂરી આદત પડી નહિ. એમણે કદીય ખાનગી શિક્ષક રાખ્યો નહિ. પણ નિયમિત અભ્યાસ, ને ચપળ બુદ્ધિથી પોતાની જાતે જ પોતાનો માનસિક વિકાસ સાધ્યો. શરીરની સંભાળ પણ પોતે સારી રાખતા. રમતગમતના શોખથી એમની તબિયત સારી રહેતી. શાળામાં એઓ શાંત વિદ્યાર્થી હતા. પોતે ભલા ને પોતાનું કામ ભલું એમ છતાં શિક્ષકોના માનીતા ને બીજા વિદ્યાર્થીઓમાં લોકપ્રિય હતા. આમ સ્વતંત્ર અને પ્રગતિશીલ વાતાવરણમાં બાળરાજેન્દ્ર ઘડાયા.

## પ્રકરણ ૨ જું

### લગ્ન

રાજેન્દ્રબાબુ અંગ્રેજી ત્રીજા ધોરણમાં હતા, ત્યારે એમનાં લગ્ન થયેલાં. છપરાની નિશાળમાં ભણતા ત્યારે ઉનાળાની રજામાં ગામ આવેલા. એક વાર બહારગામથી કોઈ મહેમાન આવવાના છે એવી ખબર માએ ગલકાતાં મલકાતાં દીકરાને આપી. બાળક માને પૂછે, "પણ મા, આવવાના છે તે તારા શું સગા થાય ?". "બેટા ! સગા તો એ પહેલાં તારા થશે પછી મારા". "જા ! જા ! પહેલાં તારાં સગાં હોય પછી મારાં થાય ને ?" આ જવાબમાં લુચ્ચું હસી. કંઈ બોલી નહિ. શાંત રાજેન્દ્રે પણ બહુ ઇંતેજારી બતાવી નહિ.

મહેમાન આવ્યા. પિતાજી જોડે ક્યાં સુધી વાતો કરી. આ વાતોમાં પછી મા પણ શામિલ થયાં. રાજેન્દ્રબાબુને સમજાયું નહિ કે આ બધી ધમાલ શાની છે. એટલામાં મા અંદરથી આવ્યાં. ને, રાજેન્દ્રબાબુને કહે, "જા ! જરા મોઢું ધોઈ નાખ, ને પછી અંદર બાપુજી પાસે જા. ને, જો, પેલા મહેમાન તને જે કંઈ સવાલ પૂછે તેના સરસ જવાબ આપજે સમજ્યો ! જા."

"પણ છે શું બા ?"

"તું હવે મોટો થયો તારી શાદી કરવાની છે. તે, દીકરીના બાપ તને જોવા આવ્યા છે. જા."

એક નવી જ લાગણી બાળકે અનુભવી. એ લાગણી અવર્ણનીય હતી. એ બધું સમજી ગયો. સવારે મા જોડે થયેલી વાતનો મર્મ આ ચાલાક છોકરો કળી ગયો. એ પણ અણકથ્યા ઉત્સાહમાં આવ્યો. મોઢું વગેરે ધોઇને, બાપુજી પાસે ગયો. બાળકને એના ભાવિ સસરાએ જોયો. થોડા સવાલ પૂછ્યા, ને સવાલના જવાબથી ભાવિ શ્વસુરે એને ત્યાં જ પસંદ કર્યો.

થોડા દિવસ રહીને વિવાહ નક્કી થયા. સાસરેથી કપડાં, વાસણ, ને, બે હજાર રૂપિયા મોકલ્યા. ચાંલ્લા થયા. સાસરેથી આટલો બધો વાંકડો આવ્યો, એટલે એના પ્રમાણમાં મહાદેવજીને પણ પલ્લામાં મોટી રકમ આપવી પડી. ને, લગ્નની પણ ખૂબ ધામધૂમ કરવી પડી. એ વખતે મહાદેવજીની આર્થિક સ્થિતિ બહુ સારી નહિ. કુટુંબમાં ત્રણચાર મૃત્યુને લીધે ઘણો ખર્ચો થઈ ગયેલો. બીજું, દુષ્કાળ જેવી સ્થિતિ એટલે જમીનની આમદાની પણ બહુ સારી નહિ આવેલી. છતાં આબરૂનો સવાલ હતો એટલે લગ્ન માટે ખૂબ તૈયારીઓ થઈ. વરઘોડા માટે હાથી ઘોડાની વ્યવસ્થા થઈ. એમના લગ્નનું મુહૂર્ત બહુ સારું હોવાથી, એ દિવસે ખૂબ લગ્નો હતાં. તેથી બધી ચીજોના ભાવો ખૂબ વધી ગયેલા. ફક્ત એક હાથી ને ચાર ઘોડાનો જ બંદોબસ્ત થઈ શક્યો, તેથી મહાદેવજી ઘણા નારાજ થયા. તોયે એ ખોટ બીજી રીતે પૂરી કરવા માટે એમણે છૂટે હાથે પૈસો વેરવા માંડયો. રાજેન્દ્રબાબુ પોતાને માટે આ બધી ધમાલ થઈ રહી છે, રંગરોગાન થઈ રહ્યાં છે, રોશની જલી રહી છે, માણસો ઉભરાતાં જાય છે, ગીતો ગવાતાં જાય છે, ઘરેણાં ઘડાય છે, રેશમ ને જરીનાં કપડાં ખરીદાય છે, કાપડનો વેપારી જાય ને સોની આવે,

મોની જાય કે દરજી આવે, એમ ચોવીસ કલાક ધમાલ મચી રહે, ને, એ બધાંનું કેન્દ્ર પોતે છે, એથી, ખૂશ થતા, મલકાતા ને જાણે ખૂબ અગત્યની વ્યક્તિ હોય તેમ સગર્વ ઘરમાં મ્હાલતા.

લગ્નને ત્રણ દિવસ બાકી રહ્યા જાન નીકળવાની તૈયારી થઈ. હાથી આવ્યો, ઘોડાઓ આવ્યા, પાલખીઓ આવી, બેલગાડી આવી, શરણાઈવાળા આવ્યા, નગારાંવાળા આવ્યા. ને, વરરાજાને ચાંદીની પાલખીમાં જરીનાં કપડાં પહેરાવી બેસાડયા. એમના ભાઈ મહેન્દ્રપ્રસાદ ને પિતાજી ઘોડા પર બેઠા. ઘરનાં બીજાં માણસો કોઈ પાલખીમાં, કોઈ રથમાં એમ બેઠાં. ને, સરઘસ ધામધૂમથી વાતાવરણને ગજવી નાંખતું ચાલ્યું. બે દિવસની મુસાફરી હતી. જેઠ મહિનાનો તાપ, તરસ લાગે, પરસેવાથી રેબઝેબ થવાય, પણ, લગ્નના ઉત્સાહમાં રાજેન્દ્રબાબુને બહુ લાગ્યું નહિ. અંધારું થયું. એટલે આખું સરઘસ થોભ્યું, ને સરયૂનદીને કિનારે પડાવ નાંખ્યો. રાત્રે ગીતો ગાયાં. શરણાઈ ને ઢોલનગારાં વાગ્યાં રસોઈ બનાવી ને બધાં જમ્યાં. સવારે સરયૂ પાર કરવાની હતી. સામાન, બળદો, ગાડાં, એ બધાને તો નાવમાં લઈને નદી પાર કરવામાં આવ્યા હાથીને તરવીને પાર કરવાનો પ્રયત્ન કર્યો. પણ હાથી જીદે ભરાયો. એ ડગલુ ખસે જ નહિ ને! બે ચાર ડગલાં ચાલે ને પાછો જ્યાંનો ત્યાં પછી બે ત્રણ નાવડી ભેગી કરીને એમાં એને લઈ જવાનો પ્રયત્ન કર્યો પણ હાથીએ જીદ ન છોડી. લોકો જેમ જેમ પ્રયત્નો કરતા જાય તેમ તેમ હાથી ચીઢાતો જાય કલાક, બે કલાક, ચાર કલાક થયા. લગ્નનું મુહૂર્ત ચાલી જતું હતું. હાથી અહીં વિફર્યો હવે હાથીએ દોડીને લોકોનો પીછો પકડવા માંડયો. એટલે આખરે નિરાશ થઈ હાથી વગર જવાનું નક્કી થયું. બિચારા મહાદેવજીએ કેટકેટલા પ્રયત્ને હાથીની સગવડ કરી હતી, પણ પોતાની બધી મહેનત, બધો

ઉત્સાહ પાણીમાં ગયાં, એટલે ખૂબ લાગી આવ્યું. એઓ ખિન્ન બની ગયા. એમને પોતાના લગ્નનું સ્મરણ થયું. ત્યારે, તો હથુઆની દીવાનગીરી હતી, એટલે વરયાત્રામાં પચાસ હાથી હતા. આજે પોતાના પુત્રના વરઘોડામાં એક પણ હાથી નહિ! પણ હવે શું થાય? કંઈ જાન પાછી થોડી લઈ જવાય? બહુ મોડું થઈ ગયું હતું. મુહૂર્ત સાચવવું હતું એટલે ખૂબ ઝડપથી વરયાત્રાએ રસ્તો કાપવો શરૂ કર્યો. પણ આખરે, મહાદેવજીનું દુ:ખ ભગવાનના હૃદયે વસ્યું ને એ બીડમજંને સંકટમોચન કર્યું. સામેથી કોઈના વરઘોડાનું કામ પતાવીને ત્રણ હાથીઓ આવતા દીઠા. જાણે ભગવાને ઐરાવત મોકલ્યા હોય એટલો આનંદ મહાદેવબાબુને થયો. માવતોને એમણે જે માગે તે આપવા કહ્યું. ને, એકને બદલે ત્રણ હાથી જાનમાં શામિલ થયા. પણ આ બધી ખટપટમાં જતાં ખુબ જ મોડું થઇ ગયું. સામાપક્ષના લોકો તો ગભરાઇ ગયા હતા. જાનૈયાનું કંઇ ઠેકાણું નહોતું. મુહૂર્ત ચાલી જાય તો શું થાય?

ત્યાં પહોંચ્યા ત્યારે ઘણી રાત વીતી ગઇ હતી. રાજેન્દ્રબાબુ તો ક્યારના ય સુઈ ગયા હતા. ત્યાં પહોંચતાં વાર જ લગ્નનો વિધિ શરૂ થયો. રાજેન્દ્રબાબુને ઉઠાડ્યા પણ એ પૂરેપૂરા જાગૃત થયા નહિ. ને, એમની અર્ધજાગૃત અવસ્થામાં જ લગ્નનો બધો વિધિ પતાવવામાં આવ્યો ઢીંગલા ઢીંગલીનાં જે રીતે લગ્ન થાય છે તેવાં જ એમનાં લગ્ન તે રાતે થયા. જે મઝાની એઓ રાહ જોઈ રહ્યા હતા, જે પ્રસંગે એમનામાં અદ્ભૂત કુતૂહલ જન્માવેલું તે પ્રસંગ તો આમ ઉંઘમાં જ વીતી ગયો. અધૌ ઉંઘમાં, એમને જેમ કહ્યું તેમ એમણે કર્યું ને અધૂરૂં એમના માણસોએ પૂરૂં કર્યું, ને એમનાં લગ્ન થઈ ગયાં. એમને તો સમજાયું નહિ કે શું થઈ ગયું. બધાની હોંશ પૂરી પડી. ત્રણ હાથી આવ્યા એટલે મહાદેવબાબુના આનંદનો તો પાર જ નહોતો.

લગ્ન પતાવી પાછા જિરેદાઈ આવ્યા. એ લોકોના રિવાજ પ્રમાણે એક વર્ષ પછી વહુને આણાં મોકલ્યાં ને, ધામધૂમથી વહુને ઘેર લાવવામાં આવી. વહુને આણું મોકલ્યું તેની જોડે વહુ માટે જે ઘરેણાંગાંઠાં મોકલ્યાં, જે કપડાં, વગેરે મોકલ્યાં, તેથી, એ લોકો જે નારાજ હતાં તે પ્રસન્ન થયાં. આણું મોકલ્યું તેમાં પણ બે હાથી મોકલ્યા હતા. વહુ પાલખીમાં આવી. પિયરથી બે દાસીઓ પણ એની સાથે આવી હતી એમના રીતરિવાજો ને પડદાની પ્રથા એટલી સખત હતી કે પિયરની દાસીઓ જોડે જ બિચારી છૂટથી બોલી શકતી. સાસરામાં હજી એ પૂરી હળી નહોતી એક ઓરડામાં બેસી રહેતી. એની પાસે કોઈ પુરુષ નોકર પણ જઈ શકતું નહિ. બિચારી નાની બાલિકા અંદર અંદર મૂંઝાયા કરે. સ્ત્રીઓ મોટે ભાગે પડદામાં જ રહે. એટલે ઓરડાની બહાર નીકળાય જ નહિ. રખેને કોઈ ભટકાઈ જાય. થોડા વખતમાં પિયરની દાસીઓ ચાલી ગઈ. જિરાદેઈની સ્ત્રીઓ ધીમેધીમે રાજેન્દ્રબાબુની બાળપત્ની જોડે હળતી થઈ. પણ જ્યાં સુધી રાજેન્દ્રબાબુની બા જીવતાં હતાં, ત્યાં સુધી એ આંગણાંની બહાર છૂટથી ફરી શકતી નહિ. રાજેન્દ્રબાબુ રજામાં ઘેર જાય, પણ રાત પડે કે બહાર ખુલ્લામાં ઉંઘી જાય રાતે બધા સૂતા પછી, મા, દાસીને બોલાવી રાજેન્દ્રબાબુને ઉઠાડવાનું કહે, ને રાજેન્દ્રબાબુને મહાપ્રયત્ને ઉઠાડી, જે ઓરડામાં એમની પત્ની હોય ત્યાં સુધી દાસી મૂકી જાય. પણ એમને તો ઉંઘ જ ખૂબ આવે. એટલે ક્યાં સુધી તો પત્ની જોડે પરિચય સધાયો જ નહિ. રાજેન્દ્રબાબુ એક તો રજામાં ઘેર આવે, એટલે વર્ષમાં બે અઢી મહિના. ને ત્યારે પણ પતિપત્ની રાત્રે જ મળી શકે. દિવસે તો એકબીજાનાં મોઢાં પણ જોવાય નહિ એવી પરિસ્થિતિ. ને રાતે તો બાઈસાહેબને વહેલી ઉંઘ આવે. આમ બન્ને એકમેકને ક્યાં સુધી ઓળખી ન શક્યાં. ન નિરાંતે સુખદુઃખની વાતો કરી શક્યા

એકવાર એમની પત્ની ખૂબ માંદા પડયાં. બધાં એમની ચાકરી કરે. રાજેન્દ્રબાબુ ખૂબ ચિન્તાતુર રહે પણ તે વખતના રિવાજ મુજબ પત્ની પાસે જઈને "કેમ છે" એટલું પણ ન પૂછાય. ત્યાં જવાય જ નહિ. એટલે, મનનું દુઃખ મનમાં જ શમાવવું પડે. કોઈને પૂછાય પણ નહિ. કારણ એની બાબતો પૂછવી એ અસભ્ય ગણાતું. રાજેન્દ્રબાબુને કેટલી ચિંતા તથા વ્યગ્રતા હશે, તેનો ખ્યાલ ઘરમાં કોઈને ન આવ્યો. આમ સામાજિક પરિસ્થિતિએ એમના દાંપત્ય-જીવનને વિકસવાનો બહુ ઓછો અવકાશ આપ્યો. રાજેન્દ્રબાબુ કહે છે કે, "અમને પરણ્યાને ૪૦–૪૫ વર્ષ થઈ ગયાં, પણ અમે એકલાં એટલા મહિના પણ ભાગ્યે જ સાથે રહ્યાં હોઈશું."

આમ નાનપણમાં જ, બાલ્યજીવનમાં જ એમનું દાંપત્યજીવન શરૂ થયું. એમની પત્નીને સંયુક્ત કુટુંબના પુરાણા રીતરિવાજોના બોજ થવું પડયું શરૂઆતમાં જ લાંબા વિરહો વેઠવા પડયા આમ બાળરાજેન્દ્ર પતિ બન્યા.



## પ્રકરણ ૩ જું

## કોલેજજીવનનાં સંસ્મરણો

યુનિવર્સિટીમાં વીશ હજાર વિદ્યાર્થીઓ મેટ્રિકની પરીક્ષામાં બેઠેલા તેમાં સૌથી પહેલો જિરેદાઈ ગામના વતનીનો પુત્ર આવે તેથી ગામમાં ઉત્સવ થઈ રહ્યો છે. રાજેન્દ્રે તો કલકત્તા જવાનો પાકો નિર્ણય કરી દીધો છે. માબાપની પણ સંમતિ છે. કારણ, છોકરો છાત્રવૃત્તિ લાવવાનો છે એટલે માબાપને એનો ખર્ચો ઉઠાવવો પડવાનો નથી. જિરાદેઈથી રાજેન્દ્રબાબુ છપરા જાય છે. ત્યાં એમના શિક્ષક રસિકબાબુ એમને જોતાં જ હર્ષઘેલા થઈ જાય છે ને કહે છે, " રાજેન્દ્ર! તેં તો બિહારનું નામ રાખ્યું. હજી સુધી કોઈ પણ બિહારી મેટ્રિકની પરીક્ષામાં પહેલો આવ્યો નથી. કલકત્તા જાય છે તો ખરો પણ તારે ત્યાં ખૂબ સાવધ રહેવાનું છે. બંગાળીઓ બહુ ઇર્ષ્યાખોર છે. એ લોકો તને પરેશાન કરશે. પ્રીવીયસની પરીક્ષામાં તને નીચો પાડવા આકાશપાતાળ એક કરશે. પણ તારે તો હવે પ્રીવીયસમાં પણ આમ પહેલા આવીને તારૂં પાણી બતાવી આપવાનું છે. ડરતો કે મૂંઝાતો નહિ." આવી આવી તો કેટલી યે હેત ભરી શિખામણો આપી, પોતાને ત્યાં રાખ્યો, ને વાત્સલ્યથી ઉભરાતા હૈયે વિદાય આપી.

કલકત્તા તો મોટું શહેર ત્યાં એઓ ઈડન હિન્દુ હોસ્ટેલમાં જોડાયા. કલકત્તાનાં ભવ્ય ને આલિશાન મકાનો, મોટામોટા રસ્તાઓ, ત્યાંની

ધમાલ, ત્યાંની પચરંગી વસ્તી. એ બધું રાજેન્દ્રબાબુને થોડો વખત તો મૂંઝવવા લાગ્યું. જાણે ખાબોચિયાંની માછલી મહાસાગરમાં આવી હોય એમ લાગ્યું. સારું હતું કે એમના ભાઈ એમની જોડે હતા. નહિ તો આ નવા વાતાવરણમાં એ તો ગૂંગળાઈ જાત. બંગાળી છોકરાઓ તો સાહેબ બની ગયા હતા. કૉલેજમાં કોટપાટલૂન પહેરીને આવતા. રાજેન્દ્રબાબુને બિચારાને શી ખબર કે વિદ્યાર્થીઓ આવા સાહેબશાહી શોખ કરતા હશે. એમણે બાલભાવે માની લીધું કે આ લોકો ખ્રિસ્તી હશે, નહિ તો ઍંગ્લો ઇન્ડીયન હશે. પણ વર્ગમાં બધાનાં નામ બોલાવા માંડયાં ત્યારે એમણે ખ્રિસ્તી કે ઍંગ્લો ઇન્ડીયન માનેલો એકેએક વિદ્યાર્થી હિન્દુ એની જાણ થતી ગઈ ને એમને અચરજ થવા માંડયું. ને આ લોકો હિન્દુ થઈ ખ્રિસ્તી જેવો પહેરવેશ શા માટે પહેરતા હશે તે ન સમજાયું.

પહેલવહેલા પ્રીવીયસના રસાયનશાસ્ત્રના વર્ગમાં મશહૂર રસાયણ-શાસ્ત્રી ડૉ. પ્રફૂલચંદ્ર રોય પ્રોફેસર હતા. એમણે વિદ્યાર્થીઓની હાજરી લેવી શરૂ કરી. એ તો બધાના નંબરો બોલતા જાય. રાજેન્દ્રબાબુને પોતાનો નંબર ખબર નહિ. એમણે બધા નંબરો પૂકારાયા પછી ગભરાતાં ગભરાતાં ઊભા થઇ ને કહ્યું, "સાહેબ! મને મારો નંબર યાદ નથી." ડૉ. રોયે એ નાના છોકરા તરફ જોયું. પાયજામો ને કોટ પહેરેલાં હતાં. માથે ટોપી મૂકી હતી. એ પરથી એમણે અનુમાન કર્યું કે આ કોઈ મુસલમાન છોકરો હશે. એટલે એમણે કહ્યું, "હજી મેં મદ્રેસામાંથી આવતા વિદ્યાર્થીઓની હાજરી લીધી નથી. જરા ઊભા રહો તો." ને, એમણે બીજું રજીસ્ટર ઉપાડવા માંડયું. રાજેન્દ્રબાબુ સમજી ગયા કે એમના પહેરવેશ પરથી પેલાએ માની લીધું કે પોતે મુસ્લિમ છે. એટલે એમણે તરત જવાબ આપ્યો, "સાહેબ, હું મદ્રેસાનો વિદ્યાર્થી નથી. હિન્દુ વિદ્યાર્થી છું. પણ મેં

મારૂં નામ આજે જ દાખલ કરાવ્યું છે તેથી મને નંબર ખબર નથી. "

" તમારૂં નામ ? "

" બાબુ રાજેન્દ્રપ્રસાદ. "

આખો વર્ગ નામ સાંભળીને સ્તબ્ધ થઈ એમને એકીટશે જોઈ રહ્યો. કારણ આખો વર્ગ કોઈ રાજેન્દ્રપ્રસાદ નામનો બિહારી વિદ્યાર્થી યુનિવર્સિટીમાં પહેલો આવ્યો છે એમ જાણતો હતો. એમની તરફ કેટલીયે આંખોમાંથી ધન્યવાદની વર્ષા વર્ષી, કેટલીય આંખોમાંથી ઇર્ષ્યાનો ભાવ દેખાયો, કેટલાક માન ને ભક્તિથી એની તરફ જોયું ને બધાની દૃષ્ટિનું કેન્દ્ર બનેલો એ બાળક શરમિંદો બની ગયો. ડૉ. રોય પણ આ બાળક તરફ પ્રેમથી જોઈ રહ્યા ને કહ્યું, " હજી તમારૂં નામ રજીસ્ટરમાં લખાયું નથી. પણ આવતી વખતે આજના દિવસની હાજરી પણ પૂરી લઇશ. "

કોલેજમાં એકાદ અઠવાડિયું માંડ ગયા હશે ત્યાં તો મલેરીયા તાવ જે બંગાળની એક વિશેષતા છે તેણે રાજેન્દ્રબાબુને પણ ઘેરી લીધા. જો કે, આ તાવ તો છપરામાં જ લાગુ પડેલો, પણ અહીં એણે જોર પકડયું. ડૉકટરે ઘણી મહેનત કરી પણ તાવ જાય જ નહિ. બેચાર દિવસ સારૂં રહે કે પાછો જોરશોરથી જાણે વેર વાળતો હોય એમ તાવ આવ્યો જ છે. એમના ભાઈ બિચારા ખૂબ પરેશાન રહેતા. એક દિવસ ટાઉન હોલમાં મોટી સભા હતી. મોટા મોટા નેતાઓ સુરેન્દ્રનાથ બેનરજી, બિપીનચંદ્ર પાલ, વગેરે લૉર્ડ કર્ઝનની સામે ભાષણો કરવાના હતા. હોસ્ટેલમાં તો એ ભાષણમાં જવા માટે પડાપડી ચાલવા માંડી. જોતજોતામાં હોસ્ટેલ આખી ખાલી થઇ. બાકી રાજેન્દ્રબાબુ જ ' એકમેવ અદ્વિતીય ' જેવા રહ્યા. રાજેન્દ્રબાબુને સારૂં હતું એટલે એમના ભાઈ પણ હવે વાંધો નથી, એમ માની ભાષણના પ્રલોભનને ખાળી શકેલા નહિ. બધા ગયા ને જોરથી

એમને ટાઢ ચઢી, અને જોરમાં તાવ આવ્યો. કોઈ પાસે ઓઢવાનું આપનાર નહિ, એટલે એમણે જાતે જ ઓઢયું ને પાસે થરમૉમિટર હતું તે લીધું ને તાવ માપવા માંડયો. ૧૦૨, ૧૦૩, ૧૦૪, એમ તાવ ચઢતો ચઢતો ૧૦૬ ડીગ્રી સુધી ગયો રાજેન્દ્રબાબુને થયું કે હવે ભાઈનું મોઢું જોવા નહિ મળે. મનમાં ને મનમાં ભાઈને છેલ્લી વિદાય આપી દીધી.

કલાકેકમાં તાવ ઉતરવા માંડયો. ને ભાઈ પાછા આવે ત્યાં તો તાવ બીલકુલ ઉતરી ગયો. જાણે ભાઈ ગયા તે વખતે જેવી સ્થિતિ હતી તેવું જ બરાબર થઈ રહ્યું. આમ રજા સુધી તાવ ચાલ્યાં જ કર્યો. રજામાં ઘેર આવ્યા ને ત્યાં તદ્દન સાજા થયા. પણ રજા પૂરી થતાં પાછા કલકત્તે ગયા. ત્યાં એનું એ. એમના ભાઈ ગભરાયા. તાવને લીધે કૉલેજમાં નિયમિત હાજરી અપાય નહિ. ને ટર્મ નહિ ભરાય એવી શંકા ઉદ્દભવી. વિચાર આવતો કે ' કલકત્તા છોડીને અલ્હાબાદ જાઉં. પણ ત્યાં પણ તાવ રહ્યો તો ? ને ત્યાં પાછા દિવસ ન ભરાયા તો ? ' આમ મૂંઝવણ વધતી જાય ને સારા થવા માટે ક્વીનીન ખાતા જાય. પરિણામે સારું તો થયું. પણ ક્વીનીનની અસરને પરિણામે એમને પાછળથી દમનો વ્યાધિ લાગુ પડયો એમ એમના હોમીયોપેથી ડૉક્ટરનું કહેવું હતું.

સારું થયું કે, યુનિવર્સિટીમા પોતાનું સ્થાન કાયમ રાખવા એમણે દમ બાંધીને વાંચવા માંડયું. લગભગ આખું વર્ષ જ બિમારીમાં ગયું હતું. વચાયું તો બીલકુલ નહોતું. બધા વર્ગમાં હાજરી અપાઇ નહોતી. એટલે પાસની જ શંકા હોય ત્યાં પહેલા આવવાની તો વાત જ ક્યાંથી હોય ? છતાં એમણે તો હિંમત રાખી. પાઠયપુસ્તક ઉપરાંત બીજાં જેટલાં પુસ્તકો મળી શકે તે વાંચવા માંડયાં. એમની ઇચ્છા પ્રીવીયસની પરીક્ષા પસાર કરી સાયન્સમાં જવાની હતી.

એટલે એમણે વિજ્ઞાનનાં પુસ્તકો તો એટલાં વાંચ્યાં કે, બી. એસ. સી. સુધીનાં પુસ્તકો વંચાઈ ગયાં. બંગાળી વિદ્યાર્થીઓ જોડે તો એમને એવી દોસ્તી બંધાઈ કે એ લોકો એમને હરહંમેશ મદદ કરતા. એમની ઇચ્છા તો કોઈ કરતું જ નહિ

પરીક્ષા પાસે આવી રાજેન્દ્રબાબુની તૈયારી સારી કહી શકાય એવી હતી. કૉલેજની પરીક્ષામાં એઓ બધા વિષયમાં પ્રથમ આવ્યા. એકાદ બે વિષયમાં હાજરી પૂરતી નહોતી પણ એમના પ્રોફેસરે ખાસ વ્યાખ્યાનો આપી, એમને તયાર કરી, એમની હાજરી પૂરી કરી આપી.

આ વખતે એક રમુજી પ્રસંગ બન્યો. કૉલેજનો પ્રિન્સીપાલ એક તુમાખી અંગ્રેજ હતો. એણે કૉલેજની પરીક્ષાનું પરિણામ જાતે વિદ્યાર્થીઓ આગળ વાંચ્યું. એમાં રાજેન્દ્રબાબુનું નામ જ ન મળે. એ તો બેબાકળા બની ગયા. કંઈ શુદ્ધિ ન રહી. બધાને આશ્ચર્ય થયુ. કારણ કે બધાને એમ જ કે એ તો પહેલા જ આવશે. પણ રાજેન્દ્રબાબુને ખાત્રી હતી જ કે પાસ તો પોતે જરૂર થાય જ. કંઈક ગોટાળો થયો હશે. એ ગયા સીધા પ્રિન્સીપાલની પાસે ને કહ્યુ, " સાહેબ ! મારું નામ રહી ગયું લાગે છે. " પેલો રહ્યો તુંડમિજાજી અંગ્રેજ. એ કહે, " નાપાસનાં નામ ક્યાંથી આવે ? " રાજેન્દ્રબાબુ કહે, " પણ સાહેબ, એવું બને જ નહિ. કંઈક ભૂલ થઈ હશે. "

" ના. ભૂલબૂલ કંઈ નથી. બધુ બરાબર છે, " એમ કહી એણે ચાલવા માંડયું.

રાજેન્દ્રબાબુએ એનો પીછો પકડ્યો. એમનો તો આ જીંદગીનો સવાલ હતો. એમના હોશ કોશ ઉડી ગયા હતા, એમણે ફરી કહ્યું;

" સાહેબ ! જરા જુઓ તો ખરા. જરૂર ભૂલ થઈ હશે "

" કેમ એક વાર ના કહી તે સાંભળતો નથી. હવે બોલ્યો છે તો

દંડ જ કરીશ સમજ્યો."

' પણ સાહેબ... "

" પાંચ રૂપિયા દંડ."

" પણ સાંભળો તો ખરા. "

" દશ રૂપિયા. "

" અરે ! તમે જરા બે મિનિટ......"

" પંદર રૂપિયા. "

" હું ઑફીસ સુધી આવું. "

" વીશ રૂપિયા. "

" મારો ગુન્હો...? "

" બોલી રહ્યો. બધું મળીને પચીસ રૂપિયા દંડ થયો. ખાલી હેરાન કરે છે. કહું છું તે સાંભળતો નથી. "

બિચારા રાજેન્દ્રને તો આ દાઝયા પર ડામ જેવું થયું. હવે તો કશો આરો નથી એમ લાગ્યું. ત્યાં સામે કૉલેજનો હેડકલાર્ક આવ્યો. એ રાજેન્દ્રબાબુને સારી રીતે ઓળખે. એણે દૂરથી ઈશારો કર્યો કે હમણાં શાંત રહે બધું ઠીક થઈ જશે. રાજેન્દ્રબાબુને હૈયે ટાઢક વળી.

બીજે દિવસે યુનિવર્સિટીનું ફૉર્મ ભર્યું. પરીક્ષાની ફી આપી. પેલા દંડની કોઈએ વાત ન કરી. કોઈએ કશો વાંધો ઉઠાવ્યો નહિ. ને, બધું સાંગોપાંગ પતી ગયુ.

યુનિવર્સિટીની પરીક્ષા આવી ને ગઈ. રાજેન્દ્રબાબુ યુનિવર્સિટીમાં પ્રથમ આવ્યા. પણ એમની મુરાદ બર ન આવી. ફારસી, તર્કશાસ્ત્ર

ને અંગ્રેજીમાં વધારે માર્ક મેળવ્યા પણ વિજ્ઞાન ને ગણિતમાં થોડા માર્ક માટે એમણે પહેલો નંબર ગુમાવ્યો. છતાં યુનિવર્સિટીમાં પહેલે નંબરે આવવાથી બધા વિષયોમાં એમને છાત્રવૃત્તિ મળી ને મહિને ૮૦ રૂપિયા એમને એમાંથી મળવા માંડયા. તે ઉપરાંત ઈનામમાં પુસ્તકો મળ્યાં તે તો જુદાં. ગણિત ને વિજ્ઞાનમાં, પહેલા ન આવ્યા એટલે એમણે વિજ્ઞાનમાં જવાનો વિચાર માંડી વાળ્યો.

એમણે વિજ્ઞાન ન લીધું એટલે એમના વિજ્ઞાનના પ્રોફેસરો નિરાશ થયા. ડૉ. રેયે એમને બોલાવી, એઓ વિજ્ઞાનમાં ન આવ્યા તે માટે મીઠો ઠપકો આપ્યો.

બી. એ. ના વર્ષમાં આવ્યા ને એમને પરીક્ષા ને અભ્યાસ એ બધા તરફ રૂચિ રહી નહિ. બી. એ. માં અંગ્રેજી ને ફિલસૂફી ફરજિયાત વિષયો હતા. એમણે ઐચ્છિક વિષયો તરીકે અર્થશાસ્ત્ર ને ઇતિહાસ લીધાં. ઓનર્સ અર્થશાસ્ત્રમાં લીધું. પણ ફિલસફીમાં નવા પ્રોફેસર આવ્યા ને એમને એ વિષયમાં એટલો રસ પડવા લાગ્યો કે એમને થયું કે ફિલસૂફી ઓનર્સ લીધું હોત તો સારુ થાત. પણ હવે અભ્યાસ તરફ, પરીક્ષા તરફ એટલી ચીવટ રહી નહિ. મન બહારની પ્રવૃત્તિઓમાં ભમવા લાગ્યું. હવે એમને કૉલેજનું ક્ષેત્ર નાનું લાગ્યું. એમની મહત્વાકાંક્ષાઓ અને અભિલાષાઓ માટે ઘણું સંકુચિત લાગ્યું.

તે વખતે શ્રી. સતીશચંદ્ર મુકરજી નામે એક સમાજસેવક ' ડૉન સોસાયટિ ' નામે એક સંસ્થા ચલાવતા. વિદ્યાર્થીઓને રાજકારણમાં વિશેષ ને વિશેષ રસ લેતા કરવાનો, એમને એમના અભ્યાસમાં સહાય કરવાનો ને એમનામાં જાગૃતિ લાવવાનો એમનો ઉદ્દેશ હતો. એમાં અઠવાડિયે બે વ્યાખ્યાનો અપાતાં. એક રાજકારણ પર ને બીજું ગીતા પર. ગીતા શીખવવા એક પંડિત આવતા.

જ્યારે રાજકારણ વિષે કાં તો સતીશબાબુ બોલતા અથવા ભગિની નિવેદિતા અગર ગુરુદાસ બેનરજી જેવી જાણીતી વ્યક્તિઓને બોલાવતા. આ સંસ્થાનો નાદ રાજેન્દ્રબાબુને લાગ્યો ને એઓ એના સભ્ય બન્યા અને તેમાં–નિયમિત હાજરી આપવા લાગ્યા. એ સંસ્થાએ વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપવા પરીક્ષા જેવું રાખ્યું હતું ને એમાં પ્રથમ આવનારને છાત્રવૃત્તિ અપાતી રાજેન્દ્રબાબુ પરીક્ષામાં બેઠા ને એમણે છાત્રવૃત્તિ મેળવી. એમનાં પેપર ગુરુદાસ બેનરજીએ તપાસ્યાં હતાં. તેમણે એમની ખૂબ તારીફ કરી. આ પ્રસંગે રાજેન્દ્રબાબુને રાજકીય બાબતોમાં ઊંડો રસ લેતા કર્યા, એમને જોઈતો વિકાસનો માર્ગ કરી આપ્યો, એમને મોકળાશ આપી. એમને પરીક્ષાના વાતાવરણમાંથી મુક્ત કર્યા. ને એમની આગળ એક નવી જ દિશા ખુલ્લી થઈ.

એવામાં બંગભંગનું આંદોલન જાગ્યું. આખો બંગાળ જાણે ચેતનમય બન્યો. બંગાળી પ્રજા ઉત્સાહી બની ગઈ અને પ્રજાની રાષ્ટ્રભાવના સતેજ બની. દિનપ્રતિદિન સભાઓ ગજવાતી, સ્વદેશી વ્રત લેવાતાં, વિદેશી માલની હોળીઓ સળગતી, વન્દેમાતરમ્‌ની ઘોષણાથી વાતાવરણ ગાજી રહેતું. બધી સભાઓમાં રાજેન્દ્રબાબુ હાજરી આપતા. રાજેન્દ્રબાબુ તો સ્વદેશી આ પહેલાં ક્યારનાય વાપરતા હતા એટલે એમને માટે તો સ્વદેશીવ્રત બહુ સહજ હતું. સુરેન્દ્રનાથ બેનરજી, બિપીનચંદ્ર પાલ, ને અરવિંદ ઘોષ વગેરેએ લોકોમાં નવો પ્રાણ પૂર્યો. હોસ્ટેલમાં પણ આંદોલનના પડઘા પડવા માંડ્યા. વિદ્યાર્થીઓમાં નવું જોમ આવ્યું.

તે વખતે ફાઉન્ટનપેનની શોધ નવી હતી. એમા સગવડ પડે એથી રાજેન્દ્રબાબુએ એ પેન ખરીદી. એ પેન વિલાયતી હતી. હોસ્ટેલમાં જોતજોતામાં બાતમી ફેલાઈ કે રાજેન્દ્રબાબુએ વિલાયતી પેન ખરીદી છે.

એ જાતનો રોષ પ્રજ્વળી ઉઠયો. એમની ખોલી આગળ વિદ્યાર્થીઓનું ટોળું જમા થયું. બહિષ્કારનાં સૂત્રો પોકારાવા લાગ્યાં. એકેએક વિદ્યાર્થી રાજેન્દ્રબાબુ પર ફિટકાર વર્ષાવવા લાગ્યો. વાતાવરણ જોતજોતામાં ગરમ બની ગયું. અનેક મુખેથી અવાજો નીકળવા લાગ્યા.

"એનો બધો સામાન બાળી દો" કોઈ બોલ્યું.

"હા! હા! વિદેશી માલની તો હોળી જ કરવાની હોય!" બીજો બોલ્યો.

"ને બહાર આટલું આંદોલન થાય, ને વિલાયતી પેન વાપરે શરમ છે" ત્રીજો બોલ્યો.

રાજેન્દ્રબાબુએ જાણ્યું કે ફૂંફાડો મારવો જોઇએ. આ પૂકાર કરનારા બધા કેટલા સ્વદેશીવ્રતધારી છે તે રાજેન્દ્રબાબુ જાણતા હતા. એમણે કહ્યું, "હું મારી પેટી ખોલું છું પણ સાથે સાથે બધા પોતપોતાની પેટી ખોલે ને જે વિલાયતી ચીજો નીકળે તેની હોળી થાય. કબૂલ છે?", એમ કહી એમણે પોતાની પેટી ખોલી એકેએક ચીજ બહાર કાઢી કશું વિલાયતી ન મળે. બધાનાં મોં પડી ગયાં. પોતાના માથા પર આવ્યું એટલે એમની ખોલી આગળથી એકેએક જણ ચાલી ગયો. રાજેન્દ્રબાબુને તો બતાવવું હતું કે બધા કેટલા સતવાદી છે. એટલે એમણે ખોલીએ ખોલીએ જઈ વિદેશી વસ્તુઓ ભેગી કરી તેની હોળી સળગાવી.

આ વખતે કલકત્તામાં એક રાષ્ટ્રીય શિક્ષણ માટે સંસ્થા ખુલી. 'ડોન સોસાયટી'વાળા સતીશબાબુ ત્યાં ગયા. રાજેન્દ્રબાબુને સમજ ન પડે કે શું કરવું? ઘડીમાં કોલેજ છોડી રાષ્ટ્રીય સંસ્થામાં જોડાવાનું મન થાય તો ઘડીમાં મન પાછું હઠે. પણ આખરે એમણે કોલેજમાં જ ભણવું જારી રાખ્યું. પણ એનું પરિણામ એ આવ્યું કે આંદોલનમાં જ

મન પરોવાયલું રહેતું એટલે વાંચવાનો સમય પણ ન મળે ને મન પણ ન થાય.

એવામાં પરીક્ષા આવી. કોલેજની પરીક્ષા થઈ ગઈ. કોલેજની પરીક્ષામાં તો કશો ડર હતો જ નહિ. એમણે પરીક્ષા આપી પરિણામની રાહ ન જોતાં, બિહારનાં સાંતાલ પરગણામાં એક ઘર ભાડે રાખી એકાંતમાં વાંચવા માટે ચાલ્યા ગયા.

એમના ઇતિહાસના પ્રોફેસર મિ પર્સીવલ હતા. એમણે રાજેન્દ્ર બાબુને ખાનગીમાં પરીક્ષાનું પરિણામ કહેલું ને તેમાં એઓ પ્રથમ હતા.

પરિણામને દિવસે પ્રિન્સીપાલે પરિણામ જણાવ્યું. તેમાં જણાવ્યું કે રાજેન્દ્રપ્રસાદને અંગ્રેજી ઓનર્સમાં પરીક્ષામાં બેસવાની રજા મળશે. ઇતિહાસમાં નહિ. રાજેન્દ્રબાબુના મિત્રોને ખૂબ આશ્ચર્ય થયું. કારણકે ઇતિહાસમાં એઓ પ્રથમ હતા. અને તે હકીકતની એમને ખબર હતી. પર્સીવલે તો પરિણામ ખાનગીમાં કહેલું એટલે પ્રિન્સીપાલને એ જણાવાય પણ શી રીતે? પ્રિન્સીપાલને રાજેન્દ્રબાબુના મિત્રે બે ત્રણ વાર કહ્યું કે "એ તો હમેશાં પહેલો જ રહ્યો છે એટલે આમ બને જ નહિ" પણ પ્રિન્સીપાલે તો પોતાની જીદ પકડે જ રાખી, ને કહ્યું કે, "કશી ભૂલ થઈ નથી. મેં જાતે બરાબર જોઈ કરીને જ પરિણામ જાહેર કર્યું છે." એમનો મિત્ર ગભરાયો. એણે રાજેન્દ્રબાબુને સીધો તાર કર્યો. રાજેન્દ્રબાબુ ગભરાયા. એમણે પહેલી ગાડી પકડી ને કલકત્તા આવી પહોંચ્યા. સ્ટેશન પરથી એઓ સીધા ગાભરા ગાભરા પર્સીવલને ઘેર પહોંચ્યા. તાર બતાવ્યો. પેલાએ પાછું પરિણામ જોઇને કહ્યું, "તું પહેલો જ આવ્યો છે. એમાં કશી ભૂલ નથી."

પર્સીવલ પ્રિન્સીપાલને મળ્યા, ને, પ્રિન્સીપાલે રાજેન્દ્રબાબુને બોલાવી માફી માંગી.

પરીક્ષા પાસે આવી ફિલસૂફી વાંચેલી જ નહિ ઓનર્સના વિષયોમાં ખૂબ ધ્યાન આપેલું. આગલે દિવસે લાગ્યું કે ફિલસૂફીમાં કંઈ આવડતું નથી એમણે નોટ ઊથલાવવા માંડી પછી એમને ઉંઘ આવી. એમણે નક્કી કર્યું કે સવારે વહેલા ઉઠી નોટ જોઈ જવી. ને નોકરને કહ્યું કે બે વાગે ઉઠાડજે. નોકરે તો બે વાગે ઉઠાડવા માંડ્યા પણ ભાઇસાહેબ ઊઠે શાના? આખરે સાડાચાર વાગે ઉઠ્યા, ને ઘડિયાળમાં જોઇ નોકર પર ચીઢ કાઢી. એથીકસ, સાયકોલોજી, ને લૉજીક ત્રણેયની નોટ જોવાની હતી. એમણે ઉંધુ ઘાલીને વાંચવા માંડ્યું પણ વખત જ ક્યાં હતો. છતાં નોટ જોતા જાય, પણ આરો આવે જ નહિ. મોડા મોડા યુનિવર્સિટીમાં પહોંચ્યાં. ટાંટીયા ધ્રૂજે. માથું ભમે. ભૂમિ ચક્કર ચક્કર ભમતી લાગે. આખરે એમણે જેમ તેમ ઉત્તર લખ્યા ને વહેલા ચાલી આવ્યા. માંડમાંડ પાસ થવાશે એમ લાગ્યુ. હૈયામાં ગભરાટ હતો.

પરીક્ષાનું પરિણામ આવ્યું. આ વખતે પણ એઓ યુનિવર્સિટીમાં પ્રથમ વર્ગમાં પ્રથમ આવ્યા. ને એક પચાસ રૂપિયાની ને બીજી ચાળીશ રૂપિયાની એમ બે છાત્રવૃત્તિઓ મેળવી

બી. એ. પસાર કરી એમણે કલકત્તામાં જઈ વકીલાતનો ને એમ. એ. નો અભ્યાસ કરવા માંડ્યો. કૉલેજમાં બહારના રાજકીય વાતાવરણની ઠીક ઠીક ગરમી હતી. બિહારી વિદ્યાર્થીઓની ક્લબમા પણ રાજકીય ચર્ચા ચાલતી. બંગાળના વિદ્યાર્થીઓ આમ સક્રિય ભાગ લે તો બિહારના વિદ્યાર્થીઓ પાછળ પડી રહે એ ઠીક નહિ એમ સમજી બિહારના વિદ્યાર્થીઓની જાગૃતિ અર્થે એક બિહાર છાત્ર સંમેલન પટણામાં ભરવાનું નક્કી કર્યું. રાજેન્દ્રબાબુ આ આંદોલનના પ્રમુખ હતા, પ્રેરક હતા અને સ્તંભ હતા. આ બાબતમાં વ્યવસ્થા કરવા એમને નિયુક્ત કર્યા, ને પટણા મોકલ્યા રાજેન્દ્રની આ પ્રથમ

સક્રિય રાજકીય પ્રવૃત્તિ હતી. રાજેન્દ્રબાબુ પટણા ગયા અને ત્યાંના બધા નેતાઓને મળ્યા બધાએ આ વિદ્યાર્થીને મદદ કરી. કારણ કલકત્તા યુનિવર્સિટીમાં એણે પહેલા આવી બિહારનું નામ રાખ્યું હતું. રાજેન્દ્રબાબુએ પટણામાં બધી વ્યવસ્થા સંપૂર્ણપણે કરી. બૅરીસ્ટર સરફુદ્દીનની સભાપતિ તરીકે પસંદગી થઇ. પટણા કૉલેજમાં છાત્ર-સંમેલન ભરાયું. બિહારના વિદ્યાર્થીઓમાં નવો ઉત્સાહ ને જોમ એમણે પ્રગટાવ્યાં, નવી જાગૃતિ આણી. વિદ્યાર્થીમંડળો સચેત થયાં. રાજેન્દ્રબાબુ સ્વાગતાધ્યક્ષ હતા. એમણે પહેલું જાહેર ભાષણ કર્યું. ભાષણ અંગ્રેજીમાં હતું. એમનાં ભાષણોની છાપાંઓમાં નોંધ લેવાઇ. બિહારભરમાં એમનું નામ ગાજી રહ્યું. આ છાત્રસંમેલનની કાયમી સમિતિ નીમાઇ. એકેએક નિશાળ તથા કૉલેજમાં એની શાખાઓ સ્થપાઇ ભારતભરમાં આ પહેલું છાત્ર સંમેલન હતું. આમાં નવીનતા હતી. અપૂર્વતા હતી. આમ બંગાળી વિદ્યાર્થીઓને પણ રાજેન્દ્રબાબુએ નવો માર્ગ બતાવ્યો. એટલે એ રીતે જોઇએ તો આપણી વિદ્યાર્થી પ્રવૃત્તિના રાજેન્દ્રબાબુ પ્રણેતા હતા. વિદ્યાર્થીઓનું જુદું વ્યક્તિત્વ છે, એમના પોતાના જ એવા પ્રશ્નો છે, વિદ્યાર્થી એ શક્તિ છે, તે રાજેન્દ્રબાબુએ આ સંમેલન દ્વારા પૂરવાર કર્યું. પછી તો પ્રતિવર્ષ આ સંમેલન ભરાતા, ને એમાં શ્રીમતિ એની બિસન્ટ, મહાત્માજી, સરોજિની દેવી વગેરેએ ભાગ લીધો છે.

૧૯૦૫માં રાજેન્દ્રબાબુની ખ્યાતિ પ્રસરવા માંડી હતી. ૧૯૦૬માં કલકત્તામાં કૉંગ્રેસ ભરાઇ, ને રાજેન્દ્રબાબુ એમા સ્વયંસેવક બન્યા. ને એ રીતે એક સિપાઇ તરીકે, એક મામુલી સ્વયંસેવક તરીકે, એમણે કૉંગ્રેસમાં પ્રવેશ કર્યો. સ્વયંસેવક તરીકે એમની ફરજ બજાવતાં એમનાથી ખુલ્લા અધિવેશનમાં ન જઈ શકાયું, નેતાઓનાં ભાષણ ન સાંભળી શક્યા, છતાં, પોતે દેશસેવાનું કંઇક કાર્ય

કર્યું છે એ વિચારે એમણે સંતોષ અનુભવ્યો.

આ વખતે રાજેન્દ્રબાબુ પર એક નવી ધૂન સવાર થઈને બેઠી કે વિલાયત જઈ આઇ. સી એસ થવું. સરકારી નોકરીની ઇચ્છા નહોતી છતાં આ વિચાર આવ્યો એ નવાઈ જેવું હતું. એમણે એમના ભાઈને વાત કરી. ભાઈએ પ્રોત્સાહન આપ્યું. પટણાના બધા નેતાઓને મળ્યા દરેકે આર્થિક મદદ આપી ઘર તરફથી તો કશી મદદ મળે એમ નહોતું. પણ ઘેર રજા લેવા જાય તો જવાનું જ બંધ રહે એવી સ્થિતિ હતી.

કલકત્તામાં ખાનગી તૈયારીઓ ચાલવા માંડી વિલાયતી કપડાં સિવડાવ્યાં. બીજી ખરીદીઓ થવા માંડી. પાસપોર્ટ માટે અરજી થઈ. જવાને આગલે દિવસે પિતાને કહેવું એમ નક્કી કર્યું. ને પિતાને એની ગંધ પણ ન જાય તેની કાળજી રાખી.

રાજેન્દ્રબાબુને કામસર આ બાબતમાં અલ્હાબાદ જવું પડ્યું. ત્યાં એમના સાળાઓ ભણતા હતા એમને કોણ જાણે ક્યાંથી ખબર પડી કે રાજેન્દ્રબાબુ વિલાયત જવાની તૈયારી કરી રહ્યા છે. એમણે સીધો જિરાદેઈ રાજેન્દ્રબાબુના પિતાને તાર કર્યો. ઘેર તો બધાં ગભરાયાં. એમના પિતાજીની તબિયત ઘણી બિમાર હતી. છતાં પણ એમનાં માતાજી અલ્હાબાદ પહોંચ્યાં. પણ રાજેન્દ્રબાબુ તો ત્યાંથી નીકળી ગયેલા. કલકત્તામાં એમને એમના પિતાની માંદગીનો તાર મળ્યો. એ જિરાદેઈ પહોંચ્યા.

પિતાજી માંદગીમા જ્વરા પટકાવા હતા. રાજેન્દ્રબાબુ આવ્યા તેવા એમની પથારી પાસે ગયા. એમની માંદગી સખત હતી રોજ હસતા પિતાજી આજે ગંભીર હતા. એમના મુખ પર દુ:ખ હતું. તે રાજેન્દ્રબાબુ સ્પષ્ટ કળી શકયા. પિતાએ કહ્યું, "કેમ કયારે વિલાયત જવું છે?"

રાજેન્દ્રબાબુ ચોંકયા. પિતાએ કહ્યું, "મારે મરતી વખત મને હેરાન કરવા બેઠો છે કેમ? બધી તૈયારીઓ થઈ ને મને ખબર જ નહિ? વિલાયત જવાનું નથી"

રાજેન્દ્રબાબુ શું બોલે? પિતાજી તો વચન માગી રહ્યા હતા. સત્યાગ્રહ શરૂ થયો. આખરે રાજેન્દ્રબાબુને વચન આપવું પડયું. બધી ધારણા ધૂળમાં મળી. તૈયારી ફોગટ ગઈ. ને રાજેન્દ્રબાબુને બદલે એમના એક મિત્રને એમણે મોકલ્યો.

એમના પિતા મૃત્યુ પામ્યા. એમ. એ. ની પરીક્ષા એમણે એ અરસામાં આપી. પણ મન સ્વસ્થ નહોતું. વિલાયત બધી તૈયારી છતાં ન જવાયું તેનો રંજ હતો. પિતાના મૃત્યુનો શોક હતો. છતાં પરીક્ષા આપી. ને પહેલા વર્ગમાં તો આવ્યા પણ પહેલા ન આવી શકયા.

પરીક્ષામાં ઉત્તીર્ણ થતાં મુઝાફ્ફરપુર કૉલેજમાં એમની માગણી થઈ ને એમણે પ્રોફેસરની નોકરી સ્વીકારી.

આમ રાજેન્દ્રબાબુનું કૉલેજજીવન એટલે, માત્ર યુનિવર્સિટીની પરીક્ષામાં જ લક્ષ આપનાર શાંત અને એકધારું વિદ્યાર્થીજીવન જ નહિ, પણ રાજકીય અને કેળવણી વિષયક આંદોલનોમાં ભાગ લેનાર, કૉંગ્રેસની પ્રવૃત્તિઓમાં સક્રિય રસ લેનાર, છાત્ર સંમેલન યોજનાર, જાગૃત વિદ્યાર્થીનું જ્વલંત અને સફળ જીવન.

## પ્રકરણ ૪ થું

### વકીલાત

રાજેન્દ્રબાબુના પિતા મૃત્યુ પામ્યા હતા. ઘરનો બધો ભાર એમના ભાઈ ઉપાડતા એમ. એ. થઈને વકીલાત કરવી કે નહિ એની ચિંતા એઓ કરવા લાગ્યા. કંઈ સૂઝ પડે નહિ. એક બાજુ વિલાયત ન જવાયું, ને છેક છેવટની ઘડીએ બધી યોજના ફસકી ગઈ તેનો રંજ હતો. બીજી બાજુ, રાજકીય વાતાવરણના રંગે એઓ રંગાયા હતા. એટલે યુનિવર્સિટીની પરીક્ષા વગેરેમાં હવે એમને ઝાઝો રસ નહોતો. એમને ભણવું, કમાવું, સારા વકીલ થવું, માનચાંદ મેળવવા એ બધા તરફ ઉદાસીનતા આવી. પોતાનું ક્ષેત્ર બીજું છે એમ લાગવા માંડયું એમને રાજકારણના પ્રશ્નો, આપણા રાજકીય આંદોલનની હવાનો નશો ચઢવા માંડયો હતો. આમ શું કરવું તે સૂઝ જ ન પડે એવામાં મુઝફ્ફરપુર કૉલેજમાંથી એમને પ્રોફેસરની જગ્યા માટે આમંત્રણ આવ્યું. એમણે આ મનોમંથનમાંથી છૂટવા હા પાડી. રાજેન્દ્રબાબુ પ્રોફેસર થયા.

પણ ભઈને એ ગમ્યું નહિ. એમણે કહ્યું, " ભલા માણસ ! મને પૂછાવવું તો હતું ? તને એવડી તે કમાવાની શી ઉતાવળ આવી છે ! તારા જેવા વિદ્યાર્થી કંઈ આમ કૉલેજની પ્રોફેસરી કરવા સર્જાયા છે ? તું તો આપણા બિહારનું નામ રાખે એમ છે ! તેં

કાયદાની ટર્મ તો ભરી છે. તો વકીલાતની પરીક્ષા આપી વકીલાત શરૂ કર. એ ધંધામાં જ તને યશ મળશે. તારે દેશસેવા કરવી હશે તો પણ વકીલાતનો ધંધો તને કામ આવશે. ”

રાજેન્દ્રબાબુને આ વાત ગળે ઉતરી. પણ, “ મેં હા પાડી છે તો થોડો વખત જઈ આવું ”, એમ કહી એઓ મુઝાફરપુર ગયા પણ ત્યાં મન લાગે નહિ. એક તો કાૅલેજની આર્થિક સ્થિતિ સારી નહોતી. તેમાં વળી એથી મનને પણ સંતોષ ન હતો. એટલે આખરે વકીલાતની પરીક્ષા આપવાનું નક્કી કરી એઓ રાજીનામું આપી ફરી પાછા કલકત્તે આવ્યા.

કલકત્તામાં આવી એમણે પોતાની જૂની પુરાણી ઈડન હિન્દુ હોસ્ટેલમાં મુકામ કર્યો, ને વકીલાતની પરીક્ષા માટે તૈયારી કરવા માંડી. પહેલી પરીક્ષા તો ટર્મ ભરેલી હોવાથી એમણે જતાંવેંત જ પસાર કરી. બીજી પરીક્ષા આપતાં પહેલાં કોઈ વકીલની જોડે કામ કરવું પડતું. ને લેખિતની જોડે મૌખિક પરીક્ષા પણ થતી. એટલે એમણે સારા નામાંકિત વકીલની ખોજ કરવા માંડી. એક મિત્ર મારફત એઓ કલકત્તાના પ્રતિષ્ઠિત વકીલ સૈયદ શમશુલ-હુદા પાસે પહોંચ્યા. રાજેન્દ્રબાબુના નામથી એઓ જાણીતા હતા. કારણ યુનિવર્સિટીની દરેક પરીક્ષામાં પહેલા આવનાર વિદ્યાર્થીના નામથી કોણ અપરિચિત હોય ? પણ એમની પાસે બે ઉમેદવારો હોવાથી એમણે પોતાના મિત્ર બહાદુર રહીમ બહીદને ભલામણ ચિઠ્ઠી આપી. ત્યાં પેલાએ બહુ સન્માનથી રાજેન્દ્રબાબુને રાખ્યા.

હવે સવાલ કલકત્તાના ખર્ચનો હતો. ભાઈને ત્રાસ ન આપવો એ નક્કી હતું. વકીલાતના કામની જોડે થઈ શકે એવું કામ કરવું હતું. શું થઈ શકે ? રાજેન્દ્રબાબુ અત્યારસુધી તો છાત્રવૃત્તિ

પર નીભાવતા, એટલે પોતાના ખર્ચ માટે પૈસા કમાવાનો સવાલ એમની સામે ઉભો જ થયેલો નહિ. એઓ મૂંઝવણમાં પડયા. એવામાં ક્યાંક એમણે સાંભળ્યું કે સીટી કૉલેજમાં ઇતિહાસ ને અર્થશાસ્ત્રના પ્રોફેસરની જગ્યા ખાલી છે. મુઝાફરપુરમાં હમણાં જ પ્રોફેસરી કરી આવેલા એમને એ કામ તો આવડશે એમ માની એમણે તો એક અરજી નાંખી. રાજેન્દ્રબાબુને તો એ જગ્યા માગતાં જ મળે એમ હતું. કારણ બધી પરીક્ષાઓમાં પ્રથમવર્ગમાં એઓ પ્રથમ આવેલા તુરત જ એમની નીમણુક થઈ.

રાજેન્દ્રબાબુની લોકપ્રિયતા વધી. પણ કામનો બોજો અસહ્ય થઈ પડયો. કૉલેજના વ્યાખ્યાનની તૈયારી કરવી, વ્યાખ્યાનો આપવાં ને સાથે સાથે સાથે વકીલાતની તૈયારી કરવી, કેસોની નોંધ લેવી, રહીમ જાહીદ સાહેબને માટે કેસોની વિગતો વાંચી. એમને માટે જરૂરી નોંધો કરી, કેસ તૈયાર કરી આપવો, એ કામથી પાછી તબિયત બગડવાનો ભય ઊભો થયો. એવામાં શમશુલહુદાસાહેબને ત્યાં જગ્યા ખાલી થઈ, ને એમણે રાજેન્દ્રબાબુને પોતાને ત્યાં બોલાવ્યા. શમશુલહુદાસાહેબની પ્રેક્ટીસ ઘણી સારી, એટલે રાજેન્દ્રબાબુએ એ તક ઝડપી. કૉલેજમાંથી રાજીનામુ આપ્યું. પૈસાની જોગવાઈ માટે એમને નસીબજોગે કલકત્તા હાઈકોર્ટના ન્યાયાધીશ શ્રીયુત્ દિગમ્બર ચેટરજીના પુત્ર માટે કોઈ સારા શિક્ષકની જરૂર હતી. રાજેન્દ્રબાબુ એક મિત્ર મારફત ત્યાં પહોંચ્યા ને એમને ત્યાં રાખી લીધા.

રાજેન્દ્રબાબુ રોજ સવારે વહેલા વકીલ સાહેબને ત્યાં જાય, દશ વાગ્યા સુધી તે દિવસના મુકદ્દમાના કાગળો વાંચે, ને, એના પરથી નોંધ તૈયાર કરે. કાયદાની કલમો, ચર્ચાસ્પદ મુદ્દાઓ, હાઈકોર્ટના એ વિષયને લગતા ચુકાદાઓ એ બધું તૈયાર કરી વકીલ સાહેબને માટે આખો કેસ તૈયાર કરી દેતાં. આ કામ રાજેન્દ્રબાબુ એટલું પદ્ધતિસર

અને સરસ રીતે કરતા કે. એમને પહેલાં જે બીજા વકીલની જરૂર લાગતી હતી તે હવે નથી લાગતી. એઓ એમની રોજ પ્રશંસા કરે છે. ને પોતાના ઘરના માણસની જેમ જ એને ગણે છે.

રાજેન્દ્રબાબુ એક વીશીમાં રહે. વીશીથી ટ્રામ સ્ટેશન લગભગ એક માઇલ દૂર. એક માઇલ ચાલી એઓ ટ્રામ પકડે. ટ્રામ સ્ટેશનથી વકીલ સાહેબનું ઘર પણ સારી પેઠે દૂર. ત્યાંથી ચાલીને વકીલ સાહેબને ત્યાં જાય. ત્યાંથી પછી દસ વાગે, ટ્રામ પકડી વીશીમાં જાય ને જમી કરીને હાઈ કોર્ટમાં દોડે. ત્યાં પોતે તૈયાર કરેલી નોંધો પરથી વકીલ સાહેબ મુકદ્દમો લડે તે રસથી ને ધ્યાનપૂર્વક સાંભળે. સાંજે હાઇકોર્ટ બંધ થતાં, ચાર માઇલ ચાલીને ભણાવવા જાય. ને, ત્યાંથી નવદસ વાગે, ટાંટિયાતોડ કરી ઘેર આવીને, થાકી જાય. ને, લોથપોથ થઈ સુઈ જાય. આમ એમને ઘણી સખત ને હાડમારીની જીંદગી ગાળવી પડતી. કામના કરતાં દોડાદોડમાં જ વખત ઘણો ચાલી જતો. પણ એમના કામથી વકીલ સાહેબ ઘણા પ્રસન્ન રહેતા. એમને તો બહુ સારી મદદ મળી ગઈ રાજેન્દ્રબાબુ એટલો સરસ કેસ તૈયાર કરે કે એમને કશું જોવું જ પડે નહિ. એમને રાજેન્દ્રબાબુ તરફ વાત્સલ્યભાવ ઉપન્યું. એમનું તો આલિશાન મકાન હતું. એમણે જોયું કે આ છોકરો રોજ દોડાદોડ કરીને મરી જાય છે. એથી એમણે સ્નેહથી કહ્યું, "બેટા! તને આવવા જવાની કેટલી તકલીફ પડે છે. આ મારું મકાન તો ઘણું મોટું છે. એમાં તને હું બે ઓરડા અલગ કાઢી આપું. તને બીજી જે સગવડ જોઇએ તે હું આપું. પણ આ થાકી જવાય એવી પ્રવૃત્તિ મૂકી દે." રાજેન્દ્રબાબુ આમ સ્વભાવે ઘણા શાન્ત, એટલે આનાકાની કરી પણ વકીલ સાહેબનો આગ્રહ એટલો જબરો હતો કે એમનું કંઈ ચાલ્યું નહિ. એમણે રાજેન્દ્રબાબુને બે ઓરડા કાઢી આપ્યા. એક રહેવા માટે, બીજો રાંધવા માટે.

એથી સવારના પહોરની દોડાદોડ મટી. ને સાથે સાથે, વકીલ સાહેબ પોતાની મોટરમાં જ એમને હાઈકોર્ટમાં લઈ જતા, એટલે ટ્રામ ભાડું પણ બચ્યું. રહેવાનું ભાડું તો આપવાનું નહોતું એટલે એ ખર્ચો પણ કમી થયો. વકીલ સાહેબ ને રાજેન્દ્રબાબુનો સંબંધ ઘણો ગાઢો બન્યો. એ એમને પુત્રની જેમ જ માનવા લાગ્યા

વકીલ સાહેબ જાણીતા પાક મુસ્લિમ હતા મુસ્લિમ લીગના પ્રમુખ પણ એકવાર બનેલા. ધારાસભાના સભ્ય હતા. યુનિવર્સિટી સેનેટના સભ્ય હતા. પાછળથી એઓ હાઈકોર્ટના ન્યાયાધીશ પણ બનેલા. ને સરનો ખિતાબ પણ મળેલો. એવામાં બકરીઈદનો તહેવાર આવ્યો. એક તો આખો લતો મુસલમાનોનો. તેમાં કેટલાય દિવસ અગાઉથી જ ઈદની ઉજવણી માટે તૈયારીઓ થવા માંડેલી. રાજેન્દ્રબાબુ રહ્યા સનાતની હિંદુ. એમને લાગ્યું કે વકીલ સાહેબના ઘરમાં કે આસપાસ ગાય કપાય ને પોતે એના સાક્ષી બને એના કરતાં બે ચાર દિવસ ત્યાંથી ચાલી જવું વધારે ડહાપણ ભરેલું હતું. એટલે વકીલ સાહેબને ખરાબ લાગશે એમ માની એમને પૂછ્યા વગર જ એઓ પોતાના મિત્રો જોડે પેલી વીશીમાં રહ્યા. ચારેક દિવસે બકરીઈદનો તહેવાર વીતી ગયો એટલે રાજેન્દ્રબાબુ પાછા ફર્યા. એમણે વકીલસાહેબને જોયા. વકીલસાહેબે એમને જોયા પણ એમના મુખ પર દુઃખની છાયા એમણે જોઈ. 'વકીલસાહેબે એમને જોતાંવેંત જ પૂછ્યું:

"કેમ રાજેન્દ્રબાબુ, આટલા દિવસ ક્યાં હતા?"

"સાહેબ! કલકત્તામાં જ હતો. પણ આપનો તહેવાર હતો એટલે.........."

"હા હું સમજી ગયો. તને એમ કે બકરીઈદને દિવસે અહીં ગાય વધેરાય. તારે એ જોવું પડે તેથી તું ચાલી ગયો. કેમ ખરું ને?"

"હા જી."

દર્દભર્યા અવાજે વકીલસાહેબ બોલ્યા, "તેં મને ભયંકર અન્યાય કર્યો. આટલો વખત તું મારી સાથે રહ્યો પણ તું મને સમજી ન શક્યો. તને શું એમ હતું કે તારી લાગણીની હું જરા પણ પરવા નહિ કરું? તું તો ઠીક છે, પણ મારા નોકરો હિન્દુ છે, માળી હિન્દુ છે, ગાયોને સંભાળનાર માણસ હિન્દુ છે. એ બધા મારા નોકરની જેમ નહિ પણ કુટુંબીઓની જેમ રહે છે. એમની લાગણીનો વિચાર ન કરું એવો હું નીચ નથી. અહીં એથી જ ગાયનો વધ થતો જ નથી. તારે મને પૂછવું તો હતું?" એમનું દુઃખ રાજેન્દ્રબાબુ સ્પષ્ટ જોઈ શક્યા. એઓ શરમના માર્યા નીચું જોઈ રહ્યા. એમને ભોંય ભારે થઈ પડી.

મહમદ અલી જીન્નાએ હિન્દુઓ અને મુસ્લિમો બે ભિન્ન પ્રજા છે એવી ભાવના પ્રેરી મુસ્લિમોમાં હિન્દુદ્વેષની લાગણી કેળવી તે વખતે તેમ જ તે પૂર્વે સૂરત મુસલમાન ને હિન્દુ વચ્ચે આવો અત્યંત મીઠો સંબંધ હતો.

અહીં રાજેન્દ્રબાબુ વકીલાતના ધંધામાં ખૂબ પાવરધા બની ગયા. એમણે વકીલાતની બીજી પરીક્ષા આપી અને એઓ ઘણે ઉંચે નંબરે પાસ થયા.

એ જ અરસામાં વકીલ સાહેબની ગવર્નરની કારોબારી સમિતિમાં નીમણૂક થઈ. એમણે રાજેન્દ્રબાબુને કહ્યું, "બેટા! તારે વકીલાત કરવાની શરૂઆત થઈ ત્યારે જ મારે આમ ચાલી જવું પડે છે, એટલે મારી મદદ તને જોઈએ તેવી નહિ મળી શકે. પણ મારા આશીર્વાદ તો તને છે જ."

રાજેન્દ્રબાબુએ ૧૯૧૧ના ઑગસ્ટ મહિનામાં વકીલાતનું મુહૂર્ત કર્યું. વકીલ સાહેબે પહેલે જ દિવસે પોતાની જોડે એને લઈ એને એક કેસ અપાવ્યો. પોતે બધી સૂચના આપી. ત્યાં બેઠા ને રાજેન્દ્રબાબુને કેસ લડવા દીધો. રાજેન્દ્રબાબુએ પીઢ વકીલની છટાથી કેસની શરૂઆત કરી, ને કેસ પૂરો થયા પછી વકીલસાહેબે એની પીઠ થાબડી કહ્યું, "હવે ફતેહ કર."

થોડા દિવસમાં દુર્ગાપૂજાની રજા પડી, એટલે રાજેન્દ્રબાબુ ઘેર ગયા. તે સમયે બિહારમાં બિનારસ હિન્દુ યુનિવર્સિટીને માટે માલવીયાજી ફાળો ઉઘરાવતા હતા. એટલે રાજેન્દ્રબાબુને આવતાંવેંત જ માલવીયાજીએ કામે લગાડી દીધા. ને રાજેન્દ્રબાબુ ને માલવીયાજીનો સંબંધ વધારે ગાઢ બન્યો. રજા પૂરી થતાં રાજેન્દ્રબાબુ પાછા કલકત્તે આવ્યા. શમશુલહુદા સાહેબ તો ગવર્નરની કારોબારી સમિતિના સભ્ય બન્યા હતા એમના મુકદ્દમાઓ રાજેન્દ્રબાબુને મળ્યા. રાજેન્દ્રબાબુની વકીલાત ઠીક જામવા માંડી. એમને શમશુલહુદા સાહેબની ઘણી સારી મદદ. થોડા જ વખતમાં એઓ વકીલ તરીકે વખણાવા લાગ્યા. જે મુકદ્દમો નબળો હોય તે અસીલને પહેલેથી જ કહી દેતા કે નકામા પૈસા બગાડશો નહિ. જીતવાની આશા નથી. આથી કેટલાક અસીલો નારાજ થઈ બીજા પૈસાખાઉ વકીલ પાસે જતા. પણ એમાંના મોટા ભાગના કેસ હારી જતા, ને કેટલાક પૈસેટકે ખુવાર થઈ રાજેન્દ્રબાબુ પાસે આવીને કહેતા, "બાબુજી! તમારી વાત માની હોત તો સારું થાત. પેલા વકીલે તો મને લૂંટી લીધો." આમ શરૂઆતમાં સ્પષ્ટ વક્તૃત્વને લીધે ઘરાકી બહુ સારી બંધાઈ નહિ, પણ એમની શાખ બહુ જ સારી બંધાઈ. એમના વચન પર બધાને વિશ્વાસ બેસતો. એ સાચું જ કહે એવી ખાત્રી હતી.

એવામાં એમની જોડે વકીલાત કરતા એક ભાઈએ એમને પૂછ્યું,

"જો આપને લૉ કૉલેજમાં પ્રોફેસરની જગ્યા મળે તો આપ મંજૂર કરો ખરા ? આપ હા પાડો તો સર આસુતોષ ઘણા રાજી થશે." સર આસુતોષ કલકત્તા યુનિવર્સિટીના વાઇસ ચૅન્સેલર હતા. બહુ જાણીતા વકીલ. એમની આગળ વકીલોનો ડાયરો જામેલો રહેતો. ત્યાં રાજેન્દ્રબાબુ જેવા નવાસવા વકીલનાં શા ગજાં ? કોઈ દિવસ રાજેન્દ્રબાબુ સાથે પ્રત્યક્ષ મુલાકાત થયેલી નહિ. એટલે રાજેન્દ્રબાબુ તો એ સાચી વાત છે એમ માની જ ન શક્યા. પણ પેલાએ બહુ ગંભીરતાથી કહ્યું. અને એ પણ સૂચવ્યું કે સર આસુતોષની ગરજ હતી કે રાજેન્દ્રબાબુ કાયદાના પ્રોફેસર તરીકે કામ કરે. પેલાએ એ પણ સુચવ્યું કે જો સંમતિ હોય તો સર આસુતોષને મળી લેવું. રાજેન્દ્રબાબુ અંતરથી ખૂબ રાજી થયા. એમને ઉજળા ભવિષ્યનાં સ્વપ્નાં આવવા માંડ્યાં. એમની નજર આગળ અનેક સૃષ્ટિઓ સર્જાઈ. આટલી નાની ઉમરે સર આસુતોષ પ્રસન્ન છે એ વાત જાણી એમને કેમ હર્ષ ન ઉપજે ? આખરે એમણે નક્કી કર્યું કે કાયદાના પ્રોફેસરની જગ્યા લઈ લેવી. એઓ સર આસુતોષ મુકરજીને મળ્યા ને પોતાનો નિર્ણય જણાવ્યો. આસુતોષે એમને માન આપી એમની પ્રશંસા કરી. એમની મુકદ્દમા લડવાની રીત, અસીલોને સાચી સલાહ આપવાની નીતિ, એ બધા માટે એમને ધન્યવાદ આપ્યો. સર આસુતોષે એમની લૉ કૉલેજના પ્રોફેસર તરીકે નીમણૂક કરી.

કલકત્તાના ન્યાયાધીશ શ્રીયુત્ દિગમ્બર ચેટરજીના પુત્રને ભણાવવાનું હજી ચાલુ હતું. એ કામ એઓ ભારે ઉત્સાહથી કરતા. એમની વકીલાત શરૂ થતાં ન્યાયાધિશે પણ એમની વકીલાતમાં રસ લેવા માંડ્યો, ને એમને ધંધાવિષયક અનેક કિંમતી સલાહસૂચનો આપવા માંડ્યાં, ને એ રાજેન્દ્રબાબુને ખૂબ કામ લાગ્યાં.

એક દિવસ હાઈ કૉર્ટના એક જાણીતા બૅરીસ્ટર પરમેશ્વરલાલે

રાજેન્દ્રબાબુને કહ્યું, "ગોપાળ કૃષ્ણ ગોખલેએ તમને બોલાવ્યા છે. એમને તમે જરૂર મળી આવજો."

"પણ હું એને નથી કોઈ વખત મળ્યો. માત્ર દૂરથી જોયા છે એટલું જ. એઓ મને શું કામ બોલાવે ?"

પરમેશ્વરલાલે કહ્યું, "વાત એમ બની કે બિહારના બે ચાર ઉત્તમ વિદ્યાર્થીઓને મળવાની એમણે ઇંતેજારી બતાવી. મેં તમારું નામ સૂચવ્યું. કારણ તમે બધી પરીક્ષામા પહેલા આવ્યા છો વળી બિહાર છાત્રસમેલનના કર્તાહર્તા તમે રહ્યા, એટલે તમારું નામ મેં સૂચવ્યું"

તે વખતે ગોખલે એટલે અખિલ હિન્દના સન્માનનીય મહાપુરુષ. એઓ સભા ગજવતા. દેશમાં રાષ્ટ્રભાવનાનો પ્રચાર કરતા, સેવાની ભાવના જાગૃત કરતા ને સાદાઈનો પાઠ પઢવતા એમની તરફ રાજેન્દ્રબાબુને ખૂબ પૂજ્યભાવ હતો. એમણે તાજેતરમાં જ 'સરવન્ટસ ઓફ ઇન્ડીયા સોસાયટિ'ની સ્થાપના કરેલી. એમને એ સોસાયટિમાં કામ કરે એવા બિહારમાંથી સેવાર્થી યુવકોની જરૂર હતી. એટલે એમણે રાજેન્દ્રબાબુને બહુ ભાવભીનો આવકાર આપ્યો. દેશસેવાની વાતો બહુ છટાદાર ને હૃદયસ્પર્શી બાનીમાં કહી. "યુવકોએ માતૃભૂમિની, જનતાની સેવા માટે પોતાની કેરીયર, પોતાની અગત ઇચ્છાઓ, એ બધાને જતી કરવી જોઈએ. દેશનો, માતૃભૂમિનો, દરેક યુવાન પર હક છે. તમે કમાઓ, ગાડીઘોડા રાખો, એશઆરામથી રહો પણ એમા જીવનનું સાર્થક્ય નથી. જીવનનું સાર્થક્ય તો ઉચ્ચ ભાવનામા છે સ્થૂલ ભોગ ને અંગત સ્વાર્થ સાધનામાં નહિ ને તમારા જેવા વિદ્યાર્થીઓની આજે દેશને ઘણી જરૂર છે." એમ એઓ હિંદમાં જ્યાં જ્યાં જતા ત્યાં વિદ્યાર્થીઓને સંબોધીને કહેતા. પોતાનો દાખલો આપતાં એ કહે કે "હું પણ

ગરીબઘરનો છોકરો હતો. કમાઈને લ્હેર કરવાની મને પણ ઇચ્છા હતી. મારાં કુટુંબીઓએ મારી પર કેટકેટલી અપેક્ષા રાખીને મને ભણાવેલો. એમને નિરાશ કરવાની મારીય હામ ચાલતી ન હતી. પણ જરા હૃદય કઠણ કરવું પડયું. એ લોકો મારી પર ખૂબ નારાજ થયા. પણ શું થાય? મારી જોડે અબોલા લીધા પણ આખરે સમજ્યા."

આજ સૂરમાં એમણે દોઢ બે કલાક સુધી વાતો કરી. એઓ એક જ વાત જુદા જુદા સપ્તકમાં કહેતા. એમની બાની ખૂબ અસરકારક ને દિલને હલાવી નાંખે એવી હતી. રાજેન્દ્રબાબુના દિલ પર ખૂબ ઊંડી છાપ પડી. ગોખલેએ જવાબ આપવા માટે થોડા દિવસની મહેતલ આપી.

રાજેન્દ્રબાબુ ત્યાંથી નીકળ્યા ત્યારે પલટાઈ ગયા હતા. એમનું મન જાણે ચકરી લેતું હતું. કંઈ સૂઝે જ નહિ. ગોખલેની વાતનો અક્ષરેઅક્ષર સાચો લાગે પણ શું કરવું તે સૂઝે નહિ. પછી તો બે ચાર દિવસો એમ વીત્યા પણ, ન ખાવાનું ભાવે, ન રાતે ઉંઘ આવે. આખો દિવસ પોતે દેશસેવાની ભાવનામાં ઘોળાયાં કરે. સુનમૂન થઈ આખો દિવસ વિચાર કર્યાં કરે. હાઈકોર્ટ જવાનું પણ છોડી દીધું કારણ કે કામમાં કશું ચિત્ત જ ન લાગે. કેસ તૈયાર કરવો, દલીલો કરવી એ બધાં માટે જે ચિત્તનું સ્વાસ્થ્ય અને સ્થૈર્ય જોઇએ તે આ સમયે એમનામાં નહોતું. એકાંતમાં બેસીને બસ વિચાર જ કર્યાં કરે. એમના ભાઇએ જોયું કે આ નથી હાઇકોર્ટમાં જતો, નથી કંઈ બોલતો કરતો, ને આખો દિવસ સુનમૂન બેસી રહે છે. એટલે એમણે રાજેન્દ્રબાબુની તબિયત સારી નહિ હોય એમ માની એમને પૂછયું. પણ રાજેન્દ્રબાબુને શું થાય છે તે પોતાને જ ખબર નહોતી ત્યાં ભાઈને શું કહે?

આખરે એમણે નક્કી કર્યું કે ગોખલેની વાત માનીને 'સરવન્ટસ ઓફ ઈન્ડીયા સોસાયટિ'માં દાખલ થવું હવે ભાઈને શી રીતે કહેવાય? એમને તો એથી વજ્રાઘાત લાગવાનો, પારાવાર દુઃખ થવાનું. હિંમત ચાલે નહિ. આખરે એમણે પોતાની દિલની વાત એક કાગળમાં લખી, પોતાનું મનોમથન જણાવ્યું. પોતાનો નિર્ણય જણાવ્યો. ભાઈની માફી માગી, અને પોતાને રજા આપવા જણાવ્યું. ભાઈ ફરવા ગયેલા ત્યારે એમની પથારીમાં પત્ર મૂકીને ચાલતી પકડી.

ભાઈ આવ્યા. પત્ર વાંચવા માંડયો. વાંચતાં એમની આંખોમાંથી આંસુ ખરવા માંડયા. વાંચીને જરા સ્વસ્થ બની, રાજેન્દ્રબાબુ પાસે આવ્યા. એમને જોતાં જ એમને વળગી પડયા, ને ચોધાર આંસુએ ફૂસકે ફૂસકે રડી પડયા. રાજેન્દ્રબાબુ પણ રડયા. ભાઈ રડતા રડતાં કહે, "રાજેન્દ્ર! હું તારું દર્દ સમજું છું. પણ મારાથી ઘરનો આવો ભારી બોજો ઉઠાવાય એમ છે નહિ. તારી ભાવના હું પૂરેપૂરી સમજ્યો છું. પણ હું લાચાર છું." આખરે બન્ને ભાઈઓએ નક્કી કર્યું કે ઘેર જઈ, મા, કાકી, વગેરેની સલાહ પણ લેવી જોઈએ. બન્ને ભાઈ જિરાદેઈ ગયા ત્યા ભાઇએ બધી વાત માંડીને કહી. રાજેન્દ્રબાબુ પર તો જાણે આભ તૂટી પડયું. બધાં રોકકળ કરવા મંડી પડયાં. માએ અબોલા લીધા. કાકીએ સોગન આપ્યા. બેન કહે, "વિલાયત જવાની વાત કરી મરવા ટાણે બાપને રડાવ્યા, હવે આવા થવાની વાતો કરી મોટાભાઈને હેરાન કરવા નીકળ્યો છે."

આમ ઘરમાં રોકકળ રાજેન્દ્રબાબુ જેવા લાગણીપ્રધાન માણસથી શી રીતે ખમી શકાય? આખરે એમની બધી ભેગી કરેલી હિંમત પડી ભાંગી ને એમણે ઘરનાંને વચન આપ્યું કે પોતે પોતાનો નિર્ણય અમલમાં નહિ મૂકે.

આમ એક રીતે ઘરનાં માણસોનાં મનનું સમાધાન થયું તો બીજી રીતે રાજેન્દ્રબાબુનું મન વ્યગ્ર રહ્યા કરતું. એમને આત્મતિરસ્કાર આવી ગયો. આવી સ્થિતિ થોડા દિવસો સુધી ચાલી પણ થોડા વખતમાં પાછું ઠેકાણું પડી ગયું ને વકીલાતમાં મન પરોવ્યું.

ગરીબ અસીલોની ફી રાજેન્દ્રબાબુ લેતા નહિ. એટલે એમને ત્યાં અસીલોની ભીડ રહેવા માંડી. થોડા જ વખતમાં આખા કલકત્તા શહેરમાં એમણે નામના મેળવી. એમની પ્રામાણિકતા, ખુશામતખોરીનો અભાવ એ બધા ઉમદા ગુણોથી ન્યાયાધીશો પણ એમની પર પ્રસન્ન રહેતા. કલકત્તા હાઇકોર્ટના વડા ન્યાયાધીશ જેન્કીન્સ રાજેન્દ્રબાબુ પર એટલા બધા ખૂશ હતા કે જતી વખતે એઓ પોતાના હસ્તાક્ષર કરી પોતાની તસ્વીર એમને ભેટ આપતા ગયા.

વકીલાત સારી ચાલતી હતી, એવામા એમના એક વકીલ મિત્રે એમને સલાહ આપી કે એમ. એલ ની પરીક્ષા આપો. એથી ધંધામાં વિશેષ લાભ થશે. એક તો લો કોલેજની પ્રોફેસરી, તેમાં વળી હાઇકોર્ટની ધમાલ, તેમા વળી પરીક્ષાની તૈયારી કરવાની. વખત જ મળે નહિ. કયારેક તો એમ થાય કે " આપી પરીક્ષા હવે, " પણ વળી પાછું મન ડગે, ને જરા વખત ચોરીને વાંચે. પણ છેલ્લા બે ત્રણ મહિના એમણે રોજના ૫દર પંદર કલાક વાચ્યું. આટલી મહેનત એમણે કયારેય કરી નહોતી. આખરે પરીક્ષા આપી, ને એઓ પહેલા વર્ગમાં પસાર થયા. આ પરીક્ષા પસાર કરનાર એઓ પહેલા બિહારી હતા.

એક દિવસ ઘણા મોટા વકીલનો એક મુખત્યાર આવીને રાજેન્દ્રબાબુને કહે, " એક અસીલના મોટા કેસમાં અમારા વકીલને રોકેલા છે, પણ એમને એક સારા નાના વકીલની જરૂર છે, અને તે

માટે તમને પસંદ કર્યો છે." પેલો વકીલ ઘણો જ નામાંકિત હતો. એટલે પોતાને નવો અનુભવ મળશે એમ માનીને રાજેન્દ્રબાબુએ હા પાડી. રાજેન્દ્રબાબુ કેસના બધાં કાગળિયાં બહુ જ ઝીણવટથી વાંચી ગયા. પેલા કેસના જેવા બીજા સમાન્તર ચુકાદાઓ પણ જોઈ ગયા. કાયદાની બારીકી તપાસીને એમણે આખો કેસ બહુ જ જહેમતથી ને અચ્છી રીતે તૈયાર કર્યો. પેલો મોટો વકીલ ઘણો જ તુમાખી હતો. બીજે દિવસે એણે પોતાના મુખત્યારને પૂછ્યું, "કેમ કોઈ જ્યુનિયર વકીલને કેસ તૈયાર કરવા કહ્યું છે કે નહિ?"

પેલાએ ઉત્તર આપ્યો, "હા જી! બધું તૈયાર છે."

"કોણ છે?"

"બાબુ રાજેન્દ્રપ્રસાદ"

"એનું નામ તો મેં હજી સુધી સાંભળ્યું નથી. બસ પકડી લાવ્યા ગમે તેવા માણસને ને મારી પર ઝીંક્યો એને શું ધૂળ ખબર હોય? આ કેસની આંટીઘૂંટી એવા શિખાઉને ક્યાંથી ખબર હોય? હવે મારે જ બધી વેઠ કરવી પડશે."

રાજેન્દ્રબાબુ ત્યાં જ આ સંવાદ ચાલ્યો ત્યારે બેઠા હતા. પણ પેલાને એનું ભાન નહોતું.

મુખત્યાર કહે,-"એ વકીલ નવા છે પણ ઘણા જ હોશિયાર છે. હજી સુધી એ બધા કેસમાં જીતે છે."

"એવું હોય તો મેં એનું નામ ન સાંભળ્યું હોય? નકામાં ગલ્લાતલ્લાં શું કામ કરે છે?"

ત્યારે પેલો રાજેન્દ્રબાબુને બતાવીને કહે, "આ વકીલ સાહેબને આપણે રોક્યા છે."

પેલો તો જાણે વિજળી પડી હોય એમ ચમકી ઊઠ્યો. એ ઘણો શરમાઈ ગયો. રાજેન્દ્રબાબુની માફી માગવા મંડ્યો. પોતાનો હેતુ કંઈ ખરાબ નહોતો. રાજેન્દ્રબાબુની વિરૂદ્ધ એને ખાસ કંઈ અંગત કહેવાનું હતું નહિ. એને પોતાની બિનજવાબદારીનું ભાન થયું. એ તદ્દન ઢીલો થઈ ગયો. રાજેન્દ્રબાબુ સાથે પહેલેથી ઓળખાણ ન કરાવવા બદલ મુખત્યારને દોષ દેવા મંડ્યો. ને રાજેન્દ્રબાબુએ તો જાણે કશું જ ન બન્યું હોય એવું વર્તન રાખ્યું ને પેલાને સ્વસ્થ થવા દીધો. પેલો વારંવાર માફી માગતો જાય -ને રાજેન્દ્રબાબુને મનાવતો જાય. આખરે બીજે દિવસે રાજેન્દ્રબાબુને કેસ તૈયાર કરી લાવવા કહ્યું. રાજેન્દ્રબાબુ તો તે જ દિવસે કેસ તૈયાર કરીને લાવેલા, એટલે એમણે એને કેસ આપીને જોઈ જવા કહ્યું.

બીજે દિવસે જ્યારે રાજેન્દ્રબાબુ પેલા વકીલને મળ્યા ત્યારે એણે કહ્યું, "તમે ખરેખર બહુ જ સરસ કેસ તૈયાર કર્યો છે. મારા આટલા વરસની વકીલાતમાં મેં આટલો સરસ કેસ તૈયાર કરેલો જોયો નથી."

ત્યારપછી તો એ બીજા અસીલોને રાજેન્દ્રબાબુની ભલામણ કરવા લાગ્યો ને રાજેન્દ્રબાબુને ખૂબ માન આપવા લાગ્યો.

એક વાર એવી જ રીતે કલકત્તાના પ્રથમ પંક્તિના ધારાશાસ્ત્રી શ્રી. રાશ બિહારી ઘોષ – જે જાણીતા કૉંગ્રેસના નેતા હતા – ના હાથ નીચે એમને આવી રીતે કામ કરવાનું થયું. એઓ ખૂબ જ ક્રોધી વકીલ તરીકે જાણીતા હતા. હાથ નીચેના વકીલને થથરાવી મૂકતા અને નવા વકીલો પાસે કામ લેવામાં પણ ઘણા સખત હતા. રાજેન્દ્રબાબુ એને ત્યાં ગયા ત્યારે એમની આસપાસ પાંચ સાત વકીલો હતા. કેસ તો રાજેન્દ્રબાબુએ આગલે દિવસે જ તૈયાર કરીને મોકલી આપ્યો હતો.

થોડો વખત તો રાજેન્દ્રબાબુને રાહ જોવી પડી. પછી રાજેન્દ્રબાબુને અંદર બોલાવ્યા ને પૂછ્યું, "આ કેસ તમે તૈયાર કર્યો છે?"

"હા જી."

રાજેન્દ્રબાબુને તો બીક લાગી કે હમણાં વાદળ તૂટી પડશે. હમણાં ધમકાવશે પણ પેલાએ તો ઊલટું કહ્યું, "આટલો સરસ કેસ તૈયાર કરવાની આવડત મેં હજી સુધી ક્યાંય જોઈ નથી." પછી પાસે આવી રાજેન્દ્રબાબુની પીઠ થાબડી એમને કહે, "આમ કામ કરશો તો થોડા વખતમાં જ તમે બહુ મોટા વકીલ બની જશો."

એવામાં પટણામાં જુદી હાઇ કોર્ટ સ્થપાઈ, એટલે બિહારના બધા વકીલો જે કલકત્તામાં વકીલાત કરતા હતા તે પટણા આવ્યા. રાજેન્દ્રબાબુ પણ બધાની સાથે પટણા આવ્યા. ત્યાં એક ઘર ભાડે રાખ્યું ને વકીલાત શરૂ કરી. પટણામાં તો એમની વકીલાત ધમધોકાર ચાલવા લાગી.

એવામાં ગાંધીજીના નેતૃત્વ નીચે ચંપારણની લડત ઉપડી ને પરિણામે રાજેન્દ્રબાબુ બે વર્ષ એમાં રોકાયલા રહ્યા.

થોડો વખત વકીલાત ચાલી ત્યાં તો પાછો ૧૯૧૯માં પંજાબનો જલીયાંવાળા હત્યાકાંડ થયો. રાજેન્દ્રબાબુ સત્યાગ્રહમાં પડ્યા. સભા ભરવા લાગ્યા, ત્યાં તો સત્યાગ્રહ સ્થગિત થયો અને રાજેન્દ્રબાબુ પાછા વકીલાતમાં પડ્યા.

વર્ષ દિવસ વકીલાત કરી ત્યાં ૧૯૨૦નો અસહકાર શરૂ થયો. સરકારી શાળાઓ, અદાલતો, વગેરેનો બહિષ્કાર કરવાનું આંદોલન ઉપડ્યું. રાજેન્દ્રબાબુ એ આંદોલનના બિહારમાં પ્રણેતા હતા. એમને

'બિહાર રાજકીય સંમેલન'ના પ્રમુખ ચૂંટવામાં આવ્યા. ત્યાં એમણે જ અસહકારનો ને બહિષ્કારનો ઠરાવ રજૂ કર્યો. એ મંજૂર થયો. ને રાજેન્દ્રબાબુએ હસતે મ્હોંએ હજારોની ધીકતી કમાણીવાળી વકીલાત છોડી. એમણે જે કેસો માટે અસીલો પાસે પોતે પૈસા લીધેલા તે પૂરેપૂરા લડી લેવાનો નિરધારકર્યો, પણ નવા કેસો ન લીધા. ને એ રીતે વકીલાતમાંથી એમણે રાજકારણમાં પ્રવેશ કર્યો. વકીલાતના મર્યાદિત ક્ષેત્રમાંથી એમણે રાજકારણના વિશાળ અને જનહિતકારી ક્ષેત્રમાં 'સ્વેચ્છાએ જ'પલાવ્યું'.



## પ્રકરણ ૫ મું

### જીવન પલટો

જ્યારથી ગોખલેએ રાજેન્દ્રબાબુને સરવન્ટસ ઓફ ઇન્ડીયા સોસાયટીમાં જોડાવાનું આમંત્રણ આપ્યું, ત્યારથી જ રાજેન્દ્રબાબુનો માનસ પલટો થયો હતો. કારણ કે ત્યારથી જ કમાવા માટેની એમની ધગશ ને ઇચ્છા ઓસરી ગયાં હતાં. સ્વાર્થબુદ્ધિ, આત્મ-લક્ષીવૃત્તિ, વગેરે ગયાં હતાં. પોતે એટલે રાજેન્દ્રબાબુ નહિ પણ ભારતમાતાનો સપૂત છે, એ ભાવના જન્મી હતી. જો કે એ વૃત્તિનાં મૂળ તો સ્વદેશી ને બંગભંગનાં આંદોલનોથી જ રોપાયલાં પણ, એ વિચારસરણી દઢ બની ગોખલેના કહેવાથી. છતાં ભાઇભાંડુની લાગણી એમને રોકી રહી હતી. ત્યાગભાવનાને અંકુશમાં રાખી રહી હતી, ત્યાં પાછો એ વૃત્તિમાં એકાએક ઉછાળો આવ્યો.

૧૯૧૬માં લખનૌના મહાસભાના અધિવેશનમાં પ્રાંતેપ્રાંતનાં પ્રતિનિધિઓ આવ્યા છે રાજેન્દ્રબાબુ પણ મહાસભામાં બિહારથી આવ્યા છે. બિહારના મુખ્ય બે પ્રશ્નો છે એક પ્રત્યાઘાતી એવા પટણા યુનિવર્સિટી બીલનો ને બીજો ચંપારણ જીલ્લામાં ગળીના ખેતરમાં કામ કરતા મજૂરોનો. ગળીના ખેતરો વિલાયતના

ગોરાઓના હાથમાં. એટલે, સરકાર પોતાની છે એમ માની એ લોકો મજૂરો પર પાશવી અત્યાચારો કરે, એમને નજીવું મહેનતાણું આપે, ત્યાંના ખેડૂતોની જમીન જોરજુલમથી પડાવી લે. ત્રાસ એટલો અસહ્ય હતો કે રાજકુમાર શુકલ નામનો કિસાનનો પ્રતિનિધિ લખનૌ કોંગ્રેસમાં આવ્યો. એણે રાજેન્દ્રબાબુને તથા બિહાર પ્રાંતીય કોંગ્રેસ કમિટીના પ્રમુખ બાબુ બ્રિજકિશોરને ત્યાંની ભયાનક પરિસ્થિતિ સમજાવી, ને જણાવ્યું કે એ પ્રશ્ન તો કોંગ્રેસ જેવી રાષ્ટ્રીય સંસ્થા જ ઉપાડી શકે. ગાંધીજીને મળ્યા. કોંગ્રેસના બીજા નેતાઓને મળ્યા. બિહારના ગળીના ખેતરોમાં કામ કરતા મજુરોની સ્થિતિ વિષે કોંગ્રેસમાં ઠરાવ થયો. આ વખતે રાજેન્દ્રબાબુ પહેલીવાર ગાંધીજીને મળ્યા. વસ્ત્રોની સાદાઈ, તેજસ્વિતા, દરેક પ્રશ્નને પોતાની નવી અને મૌલિક રીતે જોવાની એમની વૃત્તિ. એ બધાથી રાજેન્દ્રબાબુ ખૂબ અંજાયા. પણ માત્ર દર્શન થયાં. વધારે સંપર્ક સધાયો નહિ.

ચંપારણની પરિસ્થિતિ પોતે જાતે જોવાની એમણે ઈંતેજારી બતાવી. વળી, એમણે એ પણ જણાવ્યું કે આમ ફક્ત ઠરાવો કરવાથી કશો દિ' વળવાનો નથી. એ તો સક્રિય કાર્ય કરવું જોઈએ. રાજકુમાર શુકલને એમણે બિહાર આવીને પરિસ્થિતિ જાતે તપાસ કરવાનું વચન આપ્યુ.

લખનૌ કોંગ્રેસ પૂરી થઈ. લખનૌથી થોડા વખત પછી ગાંધીજી કલકત્તે આવ્યા. કલકત્તે એમણે રાજકુમાર શુકલને કાગળ લખી બોલાવ્યા. રાજકુમાર કલકત્તે ગયા. કલકત્તામાં અખિલ ભારત મહાસભા સમિતિની બેઠક ચાલતી હતી. રાજેન્દ્રબાબુ પણ ત્યાં હતા. રાજકુમાર આવ્યા. ગાંધીજીને મળ્યા. રાજેન્દ્રબાબુ પાસે જ બેઠા હતા. પણ એમના શાંત સ્વભાવ અનુસાર એમણે ન તો ગાંધીજીને

એમ થયું કે ખાસ કોઈ વકીલી સલાહ જોઈતી હશે, ને તેથી બોલાવ્યા હશે.

રાજેન્દ્રબાબુ તો કશાય ઉકળાટ વિના, ત્યાં પહોંચ્યા. ગાંધીજીએ એમને હેતથી બોલાવ્યા. ચંપારણની સ્થિતિની ગંભીરતાથી પૂરેપૂરા વાકેફ કર્યા. રાજેન્દ્રબાબુએ જોયું કે ગાંધીજી લગાતાર આ કામમાં લાગી ગયા હતા. આખી રાતનો ઉજાગરો હતો. બાપુએ રાતભર જાગી વાઇસરોય તથા બીજા નેતાઓને મોકલવા માટે પત્રો તૈયાર કર્યા હતા. ને, એઓ હુકમનો ભંગ કરનાર હોવાથી પોતાની ધરપકડ થશે તેની તો એમને ખાત્રી જ હતી. એટલે અદાલત સમક્ષ કરવાનું નિવેદન પણ એમણે તૈયાર કર્યું હતું. આ પ્રમાણે રાજેન્દ્રબાબુએ જોયું કે ત્યાં તો જંગની તૈયારીઓ ચાલી રહી હતી. એમને પટણા રહ્યાં રહ્યાં ખ્યાલ જ નહિ કે મામલો આટલી ગંભીર સ્થિતિએ પહોંચ્યો હશે. રાજેન્દ્રબાબુ જોડે વાતચીત પૂરી કર્યા પછી એમના સાથીઓને બાપુએ પૂછ્યુ, "હું જેલમા જાઉં પછી તમે શું કરવાના?" આ પ્રશ્નને જ કયાં સુધી તો કોઈ સમજી શકયુ નહિ. બાબુ ધરણીધરે મજાક માનીને કહ્યું, "પછી અમારું કામ નહિ રહે એટલે અમે અમારે ઘેર ચાલી જઇશું".

ગાંધીજીએ તરત જ સામો સવાલ પૂછચો, "ત્યારે શું આ પ્રશ્નને આટલેથી જ અધૂરો મૂકીને તમે જવાના?"

ત્યારે જ ત્યાં હાજર રહેલા બધાને ગાંધીજી ખરેખર શું કહેવા માગતા હતા તેની ખબર પડી. પોતે કેવા આગ સાથે રમત રમી રહ્યા છે તે સમજાયુ. બહુ ગંભીર સવાલ હતો. જેલનો તો કોઇને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો. કયાથી આવે? બધાને એમ કે થોડો વખત આંદોલન ચાલશે ને કંઇક બને પક્ષને સંતોષકારક

એવું, સમાધાન થઈ જશે. બાબુ ધરણીધરે બે ક્ષણ વિચાર કરી બાપુને જવાબ આપ્યો, " હું તો તમારૂં કામ ચાલુ રાખીશ ને તે માટે જેલમાં જવું પડે તો યે જઇશ, ને બીજાને પણ એમ કરવા પ્રેરીશ".

ગાંધીજીને આ વાક્યોથી સંતોષ તો થયો પણ પૂરો નહિ. રાજેન્દ્રબાબુ વિચાર કરવા મંડી ગયા. " આ માણસ કોણ જાણે ક્યાંથી આવીને બિહારના ગરીબોની દાઝ જાણી તેગનું દુઃખ દૂર કરવા ભયાનક જેલયાતના સહન કરવા તૈયાર થયો છે ને આપણે ખુદ બિહારના લોકો, બિહારના ખેડૂત ને મજૂરને દગો દઇએ ? પણ જેલ, જેલ એટલે તો બદમાશો ને ડાકુઓની જગ્યા. ત્યાં શરીફ આદમીઓ શી રીતે જાય ? એના જેવી નામોશી કઈ ? પણ આ ગુજરાતનો આદમી જેલ જવા તૈયાર થાય તો આપણે તો બિહારી છીએ. આપણા દેશબાંધવો માટે આપણે નહિ તૈયાર થઇએ ? બિહારનું નાક જાય, " આવા વિચારો આવ્યા ઘડીમાં થાય કે હું કહી દઉં, " ગાંધીજી હું પણ જેલયાત્રા માટે તૈયાર છું ". પણ હૈયેથી હોઠે ન આવે. બીજા સાથીઓનો અભિપ્રાય જાણ્યા વગર શી રીતે કંઈ પણ કબૂલાત અપાય. તે વખતે એ કંઈ બોલ્યા નહિ. બધા વિખેરાયા એટલે રાજેન્દ્રબાબુએ ખૂબ વિચાર કર્યો. પોતાની કારકિર્દી પર પાણી ફરી વળે એવો પ્રસંગ હતો. કુરબાનીનો વિરલ પ્રસંગ હતો. શરૂઆતમાં જ ભગવાં ધારણ કરવાનાં હતાં. પણ એમને વકીલાત, પ્રતિષ્ઠા, ધન, એ બધું તુચ્છ લાગ્યું. કુરબાનીનો આદર્શ મીઠો લાગ્યો. એઓ બીજા સાથીઓને મળ્યા, જે લોકો જરા પણ ઢીલા હતા, તેમને એમણે બરાબર ઢંઢોળ્યા. ત્યાગની ને સેવાની વાતો જે એમણે ગોખલેને મુખે જોરશોરથી સાંભળી હતી, તેનો ઉપયોગ કર્યો, ને, એમના વાક્પાટવથી બધાને જેલ જવા માટે એમણે તૈયાર કર્યાં. આમ રાજેન્દ્રબાબુનો વિચારપલટો જે ગોખલેએ કરેલો, તેને સક્રિયરૂપ મળ્યું

ગાંધીજીની અસરથી, એટલે સેવા ને રાષ્ટ્રસેવાના પાઠ ભણ્યા એઓ ગોખલે પાસે. પણ એને જીવનમાં ઉતારતાં, આચરણમાં મૂકતાં શીખવ્યું ગાંધીજીએ. એ રીતે ગાધીજી એમના સાચા ગુરૂ કહી શકાય.

બીજે દિવસે જ્યારે ગાંધીજી અદાલતમાં પોતાની સામેના મુકદમા માટે હાજરી આપવા જતા હતા ત્યારે, રાજેન્દ્રબાબુ એમના સાથીઓ જોડે ત્યાં ગયા, ને બાપુજીને કહ્યું, "અમે બધા તમારી પાછળ જેલમાં જવા તૈયાર છીએ". ગાંધીજીનો ચહેરો આનંદથી ખીલી ઊઠ્યો. ને એમણે રાજેન્દ્રબાબુને થાબડી કહ્યું, "કંઈ નહિ. હવે આપણી ફતેહ છે".

આ પછી આ કામ આગળ ધપાવવા જે લોકો જેલ જવા તૈયાર હતા, તેમની ટુકડીઓ વહેચી નાંખી. તેમાં એક ટુકડીના નાયક રાજેન્દ્રબાબુ પણ બન્યા. આમ રાજેન્દ્રબાબુ દેશસેવાના મહાન કામમાં ગાધીજીની પ્રેરણાથી પડ્યા.

અદાલતમાં ગાંધીજીને હુકમ ભંગને માટે સજા તો ન મળી પણ હુકમ પાછો ખેંચી લેવામાં આવ્યો. ગાધીજીએ પાછાં કિસાનોની હકીકત લખવી શરૂ કરી. રાજેન્દ્રબાબુ એ કામમાં પૂરેપૂરા લાગી ગયા. ગામડે ગામડે ફરીને, હજારો કિસાનોનાં નિવેદનો લેતા, રોજના, પંદર સત્તર કલાક કામ કરતા. આ કામ કરવામાં એઓ પોતાની ધીકતી વકીલાતને વિસરી ગયા. ગાધીજીનો સખત હુકમ હતો કે કાર્યકર્તાઓમાંથી કોઈએ વ્યાખ્યાન આપવાં નહિ. તે મુજબ કોઈ વ્યાખ્યાન આપતું નહિ. રાજેન્દ્રબાબુ માત્ર કિસાનોની કેફિયત જ લેતા. પરિણામે ચંપારણના સરકારી અમલદારો પણ આ કાર્યકર્તાઓથી ગભરાવા લાગ્યા. બ્રિટીશ રાજ્યની પ્રતિષ્ઠા ઘટી ગઈ. રાજેન્દ્રબાબુએ દેશસેવાની એક નવી કાર્યપદ્ધતિ જોઈ. ને રાજેન્દ્રબાબુ કહે છે કે, "ચંપારણથી હું ગાંધીજીના ફંદામાં ફસાયો".

ચંપારણની લડત પૂરી થતાં રાજેન્દ્રબાબુએ પાછા પટણા આવીને પોતાની વકીલાત શરૂ તો કરી પણ એથી એમને સંતોષ થયો નહિ. એઓ રાજકીય ક્ષેત્રમાં, ને સમાજસેવાના ક્ષેત્રમાં જોરશોરથી પડયા ને એમણે બિહાર પ્રાંતીય કોંગ્રેસ કમિટીનું મંત્રી પદ સ્વીકાર્યું. ચંપારણમાં દશ મહિના નીકળી ગયા હતા. એ દરમિયાન આવક તો કશી હતી જ નહિ. એટલે વકીલાતના ધંધામાં એમણે ધ્યાન તો આપવા માંડયું પણ સેવાનો જે આસ્વાદ એ દશ મહિનામાં એમણે લીધો, ત્યારથી રાજેન્દ્રબાબુ વકીલ મટીને દેશ સેવક બની ગયા હતા. એમને અનેક વિચારો આવતા. ગરીબ કિસાનોના સંપર્કથી એમની બૂરી ને કરૂણ હાલત જોઈ, એમની ઉન્નતિને માટે જ પોતાની જીંદગીનાં વર્ષો આપવા એમનું મન લલચાય. ને મનમાં એવી એક સંસ્થા ઉપસ્થિત કરવાનો વિચાર આવ્યો કે જેમાં ફક્ત પોતાના નિર્વાહ પૂરતું મહેનતાણું લઈ, ચોવીસ કલાક કાર્યકર્તાઓ દેશોન્નતિના કામમાં આપે. આવી સંસ્થા પૂનામાં ચાલે છે એવી જાણ થતાં રાજેન્દ્રબાબુ પૂના જઈને ફરગ્યુસન કોલેજ જોઈ આવ્યા પણ ખરા. પણ એના કામથી એમને કંઈ જોઈએ તેવો સંતોષ થયો નહિ.

ત પછી કાળો રોલેટ એક્ટ પસાર થયો. એના વિરોધમાં, હિન્દભરમાં પ્રચંડ આંદોલનો જાગ્યાં. રાજેન્દ્રબાબુ કોંગ્રેસના મંત્રી હતા. એમને શિરે બિહારમાં રોલેટ કાયદા વિરોધી પ્રચારનો ભાર આવ્યો. એમણે એ ભાર આસાનીથી ઉપાડી લીધો. એક ગામડેથી બીજે ગામડે એઓ રખડયા. સભાઓ ભરી. ને રોલેટ કાયદાની વિરૂદ્ધ ભાવના ઠેરઠેર સળગી ઊઠી. છઠ્ઠી એપ્રિલે જ્યારે હડતાલ જાહેર કરવામાં આવી ત્યારે એમના પ્રયત્નથી આખા પટણા શહેરમાં એક પણ દુકાન ખુલ્લી નહોતી, પછી તે હિન્દુની હોય કે

મુસલમાનની, સોનાચાંદીની હોય કે શાકભાજીની. આખા દેશમાં હિન્દુ–મુસ્લિમોએ અંગ્રેજવિરોધી પ્રચાર કર્યો. સત્યાગ્રહ સ્થગિત થયો. એટલે રાજેન્દ્રબાબુએ ફરી પાછી વકીલાત શરૂ કરી.

ત્યા પંજાબમાં પાશવી અત્યાચારો થયા. ત્યાં જનરલ ડાયરે જંગલી રીત અખત્યાર કરી અનેક નિર્દોષ માનવીઓની કતલ કરી. એણે નાદીરને મહમદ ગીઝનીની યાદ અપાવી. એના વિરોધમાં ઠેરઠેર આંદોલનો જાગ્યાં. ગાંધીજીએ અસહકારનો કાર્યક્રમ જનતા સમક્ષ રજૂ કર્યો. એ વખતે ખિલાફત આંદોલને પણ મુસ્લિમ લીગ ને કોંગ્રેસને એક કરી સરકાર સામે સંયુક્ત મોરચો કરવાની તક આપી હતી. તે વખતે મૌલાના શૌકતઅલી પટણા આવ્યા. એ ગાંધીજીના ખાસ અનુયાયી ગણાતા. દેશભરમાં એમની જય બોલાતી. એ જ્યાં જતા ત્યાં લોકો ગાંડા થઈ એમની પાછળ દોડતા. એઓ ગાંધીજી તરફથી રાજેન્દ્રબાબુ માટે અસહકારનો સંદેશો લાવ્યા. એમણે રાજેન્દ્રબાબુને જો અસહકારનું આંદોલન જાગે તો પોતે એમાં કેટલો સાથ આપી શકે એ વિષે પૂછયું. રાજેન્દ્રબાબુનો તો માનસપલટો ક્યારનોય થઈ ચૂક્યો હતો. એમણે નિઃસંકોચ શૌકતઅલીને કહ્યું, " તમે તમારે ગાંધીજીને મારા તરફથી કહેજો કે અસહકારનુ આંદોલન જાગે તો હું પહેલો એમા ભળીશ."

મૌલાનાએ કહ્યું, " પણ તમારે વકીલાત છોડવી પડશે. કાઉન્સિલનો બહિષ્કાર કરવો પડશે. જેલમાં જવું પડશે ".

" મારી બધી જ તૈયારી છે ".

એ વખતે રાજેન્દ્રબાબુ ચંપારણમાંથી બિહાર ધારાસભાને માટે ઉમેદવારી કરવાના હતા, ને તે માટે પ્રચારકાર્ય પણ શરૂ કરી દીધેલું.

પણ તે કામ ત્યા જ પડતું મૂક્યું. એ જ અરસામાં બિહાર પ્રાંતીય રાજકીય સંમેલન ભરાયુ. રાજેન્દ્રબાબુ એના પ્રમુખ તરીકે ચૂંટાયા. એમણે એમના ભાષણમાં અસહકારનો પડકાર કર્યો. એમની યુયુત્સા ખીલી ઊઠી. એમાં અસહકારના વિરોધીઓ ઘણા હતા. છતાં રાજેન્દ્રબાબુના ભાષણની અસરથી અસહકારનો ઠરાવ બહુ મોટી બહુમતિએ પસાર થયો. ને રાજેન્દ્રબાબુએ વકીલાત છોડી, અસહકારમા, દેશસેવામા, ઝંપલાવ્યું. જીવનનો સુંવાળો માર્ગ ત્યજી એમણે સ્વેચ્છાએ કાંટાળો માર્ગ પસંદ કર્યો અને એ પસંદગીમાં જ એમને જીવનની કૃતકૃત્યતા જણાઈ.



## પ્રકરણ ૬ ઠું

### રાષ્ટ્રીય મહાસભામાં

૧૯૦૬ ના ડીસેંબરમાં કલકત્તામાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન ભરાય છે. એ અધિવેશન કલકત્તાની બંગભંગની ક્રાન્તિ વખતે ભરાતું હોવાથી જનતામાં એનો ખૂબ ઉત્સાહ છે. બંગભંગ અંગેના નવલોહિયાળ યુવાનોનાં બલિદાનો, કોંગ્રેસના સંરક્ષકવાદી દળને પણ હલમલાવી મૂકે છે. તે વખતે રાજેન્દ્રબાબુ તો કોલેજના બીજા વર્ષમાં અભ્યાસ કરે છે. એ પણ રાષ્ટ્રીયતાના પાઠ શીખ્યો છે. એનું હૃદય પણ દેશ સેવાર્થે પ્રજ્વળી ઊઠે છે. એ સીધો જાય છે સ્વાગત-સમિતિની કચેરીમાં ને સ્વયંસેવક તરીકે પોતાનું નામ નોંધાવે છે. રોજ ત્રણ ચાર કલાક કવાયત ને બીજી સ્વયંસેવક અંગેની ફરજો પાછળ એ આપે છે. એને પરીક્ષાની પડી નથી. એનું ચિત્ત વાંચવામાં ચોંટતું જ નથી. એને સ્વપ્નાં આવે છે, સુરેન્દ્રનાથ, માલવીયા, ટિળક ને લજપતરાયનાં. કોંગ્રેસ નેતાઓ એક પછી એક આવતા જાય છે. બધાંનાં દર્શન કરી રાજેન્દ્રબાબુ કૃતાર્થતા અનુભવે છે. શરૂઆતમાં તો રાજેન્દ્રબાબુને ઉભા રહેવું પડે છે દરવાજા આગળ ચોકી કરવા. એઓ મનમાં ને મનમાં અકળાય છે, 'અહીં રહ્યાં રહ્યાં ભાષણો શી રીતે સંભળાય ? નેતાઓનાં દર્શન થશે એટલું જ'. પણ વળી પાછું ફરજનું ભાન આવેછે, ને પોતાને આવો વિચાર આવ્યો તે માટે પસ્તાય

છે. પછી ત્યાં જાણે ઈશ્વરે એમની મૂંઝવણ જાણી હોય તેમ અખિલ ભારત કોંગ્રેસ કમિટીની બેઠક જ્યાં ભરાવાની હોય છે, ત્યાં જ સ્ટેજ આગળ એમને નિયુક્ત કરવામા આવે છે. બસ એમને જોઇતું મળી ગયું. એઓ ધરાઈ ને નેતાઓનાં દર્શન કરી લે છે. સરોજિની, માલવીયાજી, જીન્ના, બધાનાં ભાષણો સાંભળે છે ને મનમાં ને મનમાં વિચારે છે કે, "હું શું કરૂં તો ભવિષ્યમા કોઇક દિવસ આવું સ્થાન મને મળે ?" ને આ સંસ્થા જોડે કાયમી સંબંધ રાખવામાં મનમા ને મનમા મનસૂબા ઘડે છે. ભાષણોની એના મન પર બહુ ઊંડી છાપ પડે છે. આ રાજેન્દ્રબાબુનો કોંગ્રેસ જોડેનો પહેલો સબંધ.

× × × ×

રાજેન્દ્રબાબુ તો હવે વકીલ બની ગયા છે. પટણામાં એમની વકીલાત ધમધોકાર ચાલે છે. પણ, વકીલાતની સાથે સાથે એ દેશ સેવાનું કાર્ય કરે છે. હિન્દી સંમેલનમાં ભાષણો આપે છે. બિહાર છાત્ર સંમેલન યોજે છે ગોખલેએ એને દેશસેવાનો પાઠ પઢાવ્યો છે. તે એણે પૂરેપૂરો હૃદયમાં ઉતાર્યો છે બિહાર માટે પટણા યુનિવર્સિટીનું પ્રત્યાઘાતી બીલ આવવાનું છે. તેની સામે એ પ્રબળ આંદોલન જગાવે છે. ઠેરઠેર ફરે છે. કોંગ્રેસમાં વિરોધનો ઠરાવ લાવવા માટે નેતાઓને મળે છે. ને કોંગ્રેસ અધિવેશનમાં એ ઠરાવ પસાર કરાવે છે ત્યારે એ જંપે છે. આમ બિહારમા એ નામના મેળવતો જાય છે. ને એને પરિણામે, ૧૯૧૧ મા એ બિહાર પ્રાંતીય કોંગ્રેસ સમિતિના પ્રતિનિધિ તરીકે ચૂંટાય છે. ને જે કલકત્તામાં એ સ્વયંસેવક તરીકે દરવાજા પર ચોકી કરતો હોય છે, ત્યા જ અખિલ ભારત કોંગ્રેસ સમિતિના સભ્ય તરીકે ચર્ચામાં શામિલ થાય છે. એને સ્વયંસેવક તરીકેના બધા પ્રસંગો સાંભરે છે ને પોતે થોડી આગેકૂચ કરી છે એમ માની સંતોષ અનુભવે છે.

× × × ×

પાંચ છ વર્ષ સુધી એઓ અખિલ હિન્દ કોંગ્રેસ કમિટીના સભ્ય તરીકે ચૂંટાય છે. ૧૯૨૭ માં એઓ બિહાર પ્રાંતીય કોંગ્રેસ કમિટીના મંત્રી તરીકે ચૂંટાય છે. એમની જોડે સંયુક્ત મંત્રી તરીકે સરફરાજ હુસેનખાં ચૂંટાય છે. મંત્રી તરીકેની મોટી જવાબદારી એઓ બરાબર સાચવે છે. પ્રાંતના દરેક જીલ્લાનો એ પ્રવાસ કરી લોકોમાં જાગૃતિ આણે છે. બિહાર પ્રાંતીય કોંગ્રેસ સમિતિ તો ગરીબ છે. પણ રાજેન્દ્રબાબુ સમિતિની ઓફીસનો બધો ખર્ચો પોતે ઉપાડી લે છે. પોતાની વકીલાતની કમાણી એ રીતે એઓ કોંગ્રેસને આપી પોતાની ત્યાગભાવનાનો ઉજ્જવળ દાખલો બેસાડે છે.

એક વાર એઓ અખિલ ભારત કોંગ્રેસ કમિટીની બેઠકમાં કલકત્તે જાય છે. ત્યા કોંગ્રેસ પ્રમુખ શ્રી. અ બિકા ચરણ મઝમૂદાર ગાંધીજીને કોંગ્રેસ મત્રીપદ લેવા ખૂબ આગ્રહને આજીજી કરે છે. એ જોઈ ને રાજેન્દ્રબાબુ વિચાર કરે છે, "આ તે કેવો હઠીલો માણસ છે. આવુ ઊંચું પદ, ને તેને માટે આવો મોટો માણસ આટઆટલુ કહે, છતા આ તો ના ની ના જ પાડ્યાં કરે છે." જરા ગાંધીજી પર ચીઢાય છે. પણ શું થાય? ગાંધીજીને જાતે જઈને કહેવામાં એમની શરમાળ વૃત્તિ આડે આવીને ઊભી રહે છે.

× × ×

એવામા રાજેન્દ્રબાબુને કોંગ્રેસની હરોળમાં ખૂબ આગળ આવવાનો ગોઠ મહાત્મા ગાધી ચંપારણ આવીને કરી આપે છે. ગાંધીજી ચંપારણમાં ગળીના ખેતરમાં કામ કરતા મજુરોની સ્થિતિ જોવા જાતે બિહાર આવે છે. ને ચંપારણમાં જઈ બિહાર છોડીને ચાલ્યા જવાનો મનાઈ હુકમ ભંગ કરે છે રાજેન્દ્રબાબુ પટણા છે તેમને ગાંધીજી બધી પરિસ્થિતિના સમાચાર તાર મારફત આપે છે. રાજેન્દ્રબાબુ સીધા દોડે છે ચંપારણ ત્યાં જઈને સીધા કામમાં

લાગી જાય છે. બાપુ જેલમાં જાય તો એમની પછી જેલ જવાની તૈયારી બતાવે છે. ને બાપુનું કામ આગળ ધપાવવાનું વચન આપે છે. ગામેગામ ફરીને ખેડૂતોની કેફિયતો નોંધે છે. નથી રાત દિવસ જોતા. નથી ટાઢ તડકો જોતા. બસ ખેડૂતોની કેફિયતો નોંધ્યે જ જાય છે. આઠ મહિના આમ લગાતાર એઓ દેશસેવાના આ ભગીરથ કાર્યમાં બધું છોડી મંડ્યા રહે છે. ત્યારથી એઓ બિહારમાં પહેલી હરોળમાં આવે છે.

× × × ×

૧૯૨૦માં સત્યાગ્રહનું આંદોલન જાગે છે. દેશભરમાં ગિરફતારીઓ થઈ રહી છે. કોંગ્રેસનેતાઓ ટપોટપ પકડાય છે. દમનનીતિ પૂર જોશમાં ચાલી રહી છે. પટણામાં બિહાર પ્રાંતીય કોંગ્રેસ સમિતિની પણ ઝડતી લેવાય છે. પોલીસ પહેરો મૂકી દે છે. રાજેન્દ્રબાબુ સત્યાગ્રહનો પયગામ ગામેગામ ફરી સુણાવે છે. એમણે વકીલાત છોડી દીધી છે. આશ્રમ સ્થાપ્યો છે. કોંગ્રેસ સમિતિ તરફથી એઓ સ્વયંસેવક-દળ ઊભું કરે છે. એમાં ઉત્તરોત્તર ભરતી થતી જ જાય છે. એઓ બિહારમાં વસંતપૂર થાણામાં સત્યાગ્રહ માટે કોંગ્રેસની અનુમતિ મેળવે છે. ખાદી પ્રચાર, વિદેશી બહિષ્કાર, અહિંસા, વગેરે બધી શરતો પળાશે એની એઓ બાંયધરી આપે છે. રાજેન્દ્રબાબુ પોતાની ગિરફતારી માટે બધી તૈયારીઓ કરે છે. પણ સરકાર એમને ગિરફતાર કરતી નથી. સત્યાગ્રહ ઠેરઠેર ચાલી ચાલી રહ્યો છે. ત્યા બિહારના જ ગોરખપુર જીલ્લાના ચૌરીચુરા નામના ગામમાં લોકોએ પોલીસ થાણું સળગાવ્યુ. પોલીસને જીવતા બાળી મૂકયા. એથી ગાંધીજી પર બહુ બૂરી અસર થઈ. સત્યાગ્રહ બંધ કર્યો. રાજેન્દ્રબાબુને તાર કરીને બારડોલી બોલાવ્યા પણ રાજેન્દ્રબાબુ બારડોલી પહોંચે ત્યાં તો સત્યાગ્રહ સ્થગિત કરવાનો નિર્ણય કાર્યવાહક સમિતિએ લીધેલો. મુંબઈ

પહોંચતાં જ એ ખબર મળ્યા. ગાંધીજીને મળ્યા. ગાંધીજીએ એ બનાવથી પોતાને થયેલું દર્દ રાજેન્દ્રબાબુને જણાવ્યું. રાજેન્દ્રબાબુને લાગ્યું કે ગાંધીજીનું પગલું યોગ્ય હતું.

× × × ×

કાર્યવાહક સમિતિની આ બેઠકનો સત્યાગ્રહ સ્થગિત કરવાનો નિર્ણય મંજુર કરવા અખિલ ભારત કોંગ્રેસ કમિટીની સભા દિલ્હીમાં મળી. હકીમ અજમલખાન એના પ્રમુખ હતા. વાતાવરણ ઘણું જ તંગ હતુ. ગાંધીજીનો વિરોધ ઘણા કરતા હતા. ડૉ. મુંજે મૂળ ઠરાવમાં એવી મતલબનો સુધારો લાવ્યા હતા કે જેથી ગાંધીજી પર અવિશ્વાસ છે એવું સાબિત થાય. ગાંધીજી વિરુદ્ધ ઠરાવ ને તે વખતે હકીમસાહેબ માંદા પડયા. ને, પોતાને સ્થાને ગાંધીજીને પ્રમુખપદે બેસાડી ગયા. રાજેન્દ્રબાબુને હતું કે ગાંધીજી એ સંજોગોમાં પ્રમુખપદે બેસવાની ચોકખી ના પાડશે. રાજેન્દ્રબાબુ મુંજેના ઠરાવનો સખત વિરોધ કરનાર હતા. પણ ગાંધીજીએ તો પ્રમુખપદ સ્વીકાર્યું. એમના મુખપર નહોતો કંઈ સંકોચ યા ક્ષોભ, નહોતી કંઈ મૂઝવણ. ચર્ચા જામી હતી. ગાંધીજી કોઈપણ વકતા બોલવા ઊભા થાય તે પહેલાં એને પૂછી લેતા, કે તમે મુંજેના પક્ષમાં બોલવાના છો, કે એની વિરોધમાં? જો પેલો કહે કે હું મુંજેના પક્ષમાં બોલવાનો છું, તો જ ગાંધીજી એને બોલવાની રજા આપતા. નહિ તો બેસી જવાનું કહેતા. એ પ્રમાણે રાજેન્દ્રબાબુ બોલવા ઊભા થયા. ગાંધીજીએ પૂછતાં એમણે કહ્યું કે ઠરાવની વિરુદ્ધમાં એઓ બોલનાર છે. એટલે ગાંધીજીએ એમને બોલવાની રજા ન આપી. મનમાંને મનમાં રાજેન્દ્રબાબુ ખૂબ મૂંઝાયા. સમસમી રહ્યા. ગાંધીજી પર ચીઢ પણ ચઢી પણ શું કરે? પ્રમુખની આજ્ઞા તો માનવી જ પડે. મુંજે પક્ષના બધા બોલી રહ્યા, પછી

ગાંધીજીએ તરત જ મતગણત્રી કરી. માત્ર સાત આઠ જણ સિવાય બીજા બધાએ ઠરાવની વિરુદ્ધમાં મત આપ્યો.

× × × ×

૧૯૨૧માં અમદાવાદમાં કોંગ્રેસ ભરાય છે. તે પૂર્વે, બિહાર પ્રાંતીય કોંગ્રેસ સમિતિની એક બેઠક રાજેન્દ્રબાબુ બોલાવે છે ને એમાં આવતી કોંગ્રેસ બિહારમાં ભરવાનું આમંત્રણ આપવા માટે સમિતિની મંજુરી માગે છે. સમિતિ મંજુરી આપે છે, ને બિહાર પ્રાંત તરફથી રાજેન્દ્રબાબુ બિહારમાં કોંગ્રેસ અધિવેશન ભરવાનું આમંત્રણ સમિતિના મંત્રી તરીકે આપે છે. આમંત્રણ સ્વીકારાયું. રાજેન્દ્રબાબુને માટે તો મોટો હિમાલય આવીને પડયો. શરૂઆતથી તે છેવટ સુધી બધુ કામ એમને માથે આવી પડ્યું. જગ્યા નક્કી કરવા માટે આખા પ્રાંતમા એઓ ફર્યા. અનુકૂળ જગ્યાઓ એમણે જોઈ. બધી સગવડનો વિચાર કરી, એમણે પોતાના પ્રવાસનો અહેવાલ બિહાર પ્રાંતીય કોંગ્રેસ સમિતિ સમક્ષ રજૂ કર્યો. ને ગયા બધી રીતે અનુકૂળ છે એમ જણાવ્યું. સમિતિએ ગયાને અધિવેશનસ્થાન તરીકે પસંદ કર્યું. પછી પૈસા ભેગા કરવા પ્રાંતના પ્રવાસે ગયા. પ્રવાસમાં ધારેલું પરિણામ ન આવ્યું. નાણાં આપવામાં લોકો ને કાર્યકરો બહુ ઢીલા હતા. અધિવેશન પાસે આવતું ગયું ને પૈસાનાં તો ઠેકાણાં નહોતાં. બિહારનું નાક જાય એમ હતું. મોડું થતું જાય તેમ કોંટ્રેકટરો ચેતવણી આપતા જાય કે વખત થોડો છે. રાજેન્દ્રબાબુ ખૂબ મુંઝાયા. કાર્યકર્તાઓને તાકીદ કરી પણ કોઈની આંખ જ ઉઘડે નહિ આખરે એમણે તાકીદની બિહાર પ્રાંતીય સમિતિની બેઠક બોલાવી, ને લોન લેવા માટે કહ્યું. રાજેન્દ્રબાબુએ પરિસ્થિતિ સમજાવી જણાવ્યું કે લોન લેવાનો ઠરાવ છપાવવો, કે જેથી બિહારની જનતા પોતાની

નાસેથી થતી જોઇને સમજે. બહુ ગરમાગરમ ચર્ચા થઈ પણ પરિસ્થિતિ એવી નાજુક હતી કે આવો કડક ઉપાય લીધા વિના છૂટકો નહોતો. ઠરાવ પસાર થયો. છાપામાં લોન માટેની જાહેરાતો આવી ધાર્યું પરિણામ આવ્યું. લોકોની આંખ ઉઘડી. કાર્યકર્તાઓ જાગૃત થયા, ને પૈસા એટલા આપવા માંડયા કે લોનની જરૂરત રહી નહિ. રાજેન્દ્રબાબુ સ્વાગતમંત્રી ચૂંટાયા. એક ભાઇએ સ્વાગતાધ્યક્ષ તરીકે ચૂંટાવા માટે પાંચ હજાર રૂપિયાનું દાન આપ્યું પણ એની દાનત સમજી જવાથી રાજેન્દ્રબાબુએ રૂપિયાની જરૂર હોવા છતાં એ દાન પાછું વાળ્યું. આ એમના ચારિત્ર્યની જે ઊંચાઈ છે તેનું જ્વલંત દૃષ્ટાંત છે.

ગયામાં કોંગ્રેસ અધિવેશન ભરાયું થોડા વખતમાં પણ રાજેન્દ્રબાબુના દિવસ ને રાતના અથાગ પરિશ્રમને પરિણામે કશી ત્રુટી ન આવી. એમની યોજનાશક્તિ, એમણે જે હિંમતથી મુશ્કેલીઓનો સામનો કરેલો, તે મુક્તકંઠે પ્રશંસા કરાવે એવું હતુ. દરેક મુખેથી એમની તારીફ થઈ રહી એ અધિવેશન વખતે કોંગ્રેસમાં બે પક્ષો પડી ગયા હતા. એક દેશબંધુ દાસનો પક્ષ ને બીજો ગાંધીજીનો પક્ષ. દેશબંધુ વગેરે સરકારની ધારાસભાઓમાં જઈ એ ધારાસભા દ્વારા સરકારનો સામનો કરવાના પક્ષમાં હતા. ગાંધીજીનો પક્ષ ધારાસભાના બહિષ્કારમાં માનતો. દેશબંધુ આ અધિવેશનના પ્રમુખ હતા મહાસભાએ ગાંધીજીનાં પક્ષને સમર્થન આપ્યું. દેશબંધુએ પ્રમુખપદનું રાજીનામું આપ્યુ. બન્ને પક્ષ વચ્ચે સમજુતીનો ખૂબ પ્રયાસ થયો પણ કંઈ સફળતા મળી નહિ. દેશબંધુએ સ્વરાજ્યપક્ષની સ્થાપના કરી. એટલે પછી નવી કાર્યવાહક સમિતિની સ્થાપના થઈ. એમાં રાજેન્દ્રબાબુ કોંગ્રેસના મંત્રી તરીકે નિયુક્ત થયા. આ બોજો એમના પર અત્યંત ભારે હતો. સ્વાગતમંત્રી

તરીકેની જવાબદારીમાંથી તો એઓ હજી મુક્ત થયા નહોતા, ત્યાં આવી મોટી અખિલ હિંદની જવાબદારી આવી પડી. એમને એ પદ સ્વીકારવું જ પડ્યું. તેને અંગે હવે જેમ બિહાર પ્રાંતીય સમિતિના મંત્રી તરીકે બિહાર પ્રાંતમાં ઠેરઠેર ફરવું પડતું, તેને બદલે હવે, આખા હિન્દમાં ફરવું પડ્યું. હિન્દના એકેએક પ્રાંતમાં એમણે શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારી સાથે પ્રવાસ કર્યો. રાજાજી ભાષણો આપે, પણ રાજેન્દ્રબાબુને યે કોંગ્રેસમંત્રી તરીકે બોલવું તો પડે જ. જે કહેવાનું હોય તે રાજાજીએ એટલી સરસ રીતે કહ્યું હોય, કે એમને માટે પછી કંઈ કહેવાનું રહે જ નહિ. એથી એમણે એક મધ્યમમાર્ગ શોધી કાઢ્યો, કે રાજાજી અંગ્રેજીમાં બોલે તેનું હિન્દુસ્તાનીમાં ભાષાંતર કરવું. એથી નવું કંઈ કહેવાની મુશ્કેલીમાંથી બચી શકાયું. ને તાત્કાલિક ભાષાંતર કરવાની પણ ટેવ પડી. આ પ્રવાસને પરિણામે લોકો રચનાત્મક કાર્યક્રમ તરફ વળ્યા. ધારાસભા કરતાં એ કાર્ય મહત્વનું છે એમ સમજતા થયા.

એ જ વર્ષમાં બીજું અધિવેશન મળે તે પૂર્વે, દેશબંધુને ગાંધીજી બન્નેના પક્ષ વચ્ચે સમાધાન થયું. દેશબંધુએ પોતાનું રાજીનામું પાછું ખેંચી લીધું. ને રાજેન્દ્રબાબુએ કાર્યવાહક સમિતિમાંથી એમના બીજા સાથીઓ જોડે રાજીનામું આપ્યું

× × × ×

૧૯૨૯માં જવાહરલાલજી રાવીને કાંઠે સ્વાતંત્ર્ય ધ્વજ ફરકાવે છે. ગાંધીજીને આગામી યુદ્ધના સરમુખત્યાર નીમે છે. રાજેન્દ્રબાબુ બિહારની ને અખિલ હિન્દની કોંગ્રેસનું મંત્રીપદું કરીને શ્રમિત થઈ માંદા પડી ગયા છે. એમની તબિયત લથડી ગઈ છે. આવા ઐતિહાસિક અધિવેશનમાં હાજરી આપી શકતા નથી. છતાં એમને કાર્યવાહક સમિતિમાં પંડિતજીએ નિયુક્ત કર્યા. ગમે એમ કરી

એઓ અમદાવાદની કાર્યવાહક સમિતિમાં હાજરી આપે છે, ને ત્યાંથી પાછા ફરી એઓ તબિયતની દરકાર ન કરતાં આગામી સત્યાગ્રહ માટે પોતાના પ્રાંતને તૈયાર કરવા માંડે છે. પ્રવાસ ને ભાષણોનો એમનો જૂનો કાર્યક્રમ પુનર્જિવિત થાય છે. દાંડીકૂચ શરૂ થયા પછી ગાંધીજીને જંબુસર આગળ મળે છે. ગાંધીજીની સૂચનાઓ સમજી લે છે. ને સત્યાગ્રહ માટેની ભૂમિકા બિહારમાં આવી તૈયાર કરે છે.

બિહારમાં નિમક સત્યાગ્રહની બહુ શક્યતાઓ નથી, છતાં નિમકનો સત્યાગ્રહ શરૂ થાય છે. રાજેન્દ્રબાબુની દોરવણી બહુ ચોક્કસ છે. ચૌરીચુરાનું પુનરાવર્તન થવા દેવું નથી તે નક્કી છે. એઓ જ વ્યૂહ રચે છે. કઈ પરિસ્થિતિમાં કેમ વર્તવું તેની સૂચનાઓ આપે છે. બિહાર આખું ચેતનવન્તુ એમના અથાગ પ્રયત્ને બન્યું છે. ચૈતન્યનો જુવાળ બિહારને ખૂણે ખૂણે દૃષ્ટિગોચર થાય છે. સરઘસો નીકળે છે, મીઠું પકવાય છે. વિદેશી વસ્ત્રનો બહિષ્કાર પૂર જોશમાં ચાલી રહ્યો છે. દારૂબંધી પણ સખત રીતે અમલમાં મૂકાઈ છે. નાકર માટે પણ તૈયારીઓ થઈ છે. રાજેન્દ્રબાબુને હજી પકડ્યા નથી. પોતાની મુક્તિના એકેએક દિવસનો, અરે એકેએક ક્ષણનો પૂરેપૂરો લાભ લેવા એમણે નક્કી કર્યું છે. એઓ અગ્નિ ચેતાવતા ફરે છે. ને એવામાં એક દિવસ ઝડપાય છે. ને હજારીબાગની જેલમાં જાય છે.

જેલમાંથી છૂટી એઓ સીધા મુંબઈ જઈ વલ્લભભાઈને મળે છે. ને પછી પ્રયાગ થઈ પંડિત મોતીલાલજી જે જેલમાંથી છૂટયા હતા તેમને મળે છે. જે કાર્યવાહક સમિતિના સભ્યો બહાર હતા તેમની પંડિતજી એક સભા બોલાવે છે. કાર્યવાહક સમિતિ ગેરકાયદે હોવા છતાં પંડિતજીને ત્યાં માલવીયાજી, પંડિતજી, રાજેન્દ્રબાબુ વગેરેની સભા મળે છે, ને બ્રિટનની રાજ્યનીતિને વખોડતો ઠરાવ પસાર કરે છે, છતાં એમને કોઈ ગિરફતાર કરતું નથી. જયકર સપ્રુનો

વિલાયતથી પંડિતજી પર તાર આવે છે, એટલે કાર્યવાહક સમિતિનો ઠરાવ પ્રેસમાં જતો નથી. સરકાર કોંગ્રેસની કાર્યવાહક સમિતિના બધા સભ્યોને છોડે છે. પંડિતજીને ત્યાં ફરી પાછી કાર્યવાહક સમિતિ મળે છે. રાજેન્દ્રબાબુ એ બધો સમય અલ્હાબાદમાં જ ગાળે છે. અતિશય શ્રમથી પંડિતજીનું મૃત્યુ થાય છે.

× × × ×

મહાત્માજી વિલાયતથી ગોળમેજી પરિષદમાંથી ખાલી હાથે પાછા ફરે છે. રાજેન્દ્રબાબુ એમને મળે છે. ને પરિસ્થિતિ ભયંકર હોવાથી પટણા આવીને તરત જ બિહાર પ્રાંતીય કોંગ્રેસ સમિતિની બેઠક બોલાવી સત્યાગ્રહ સંબંધી નિર્ણયો કરી નાંખે છે. બેઠક ખતમ થયા પછી પોલીસ આવે છે. આશ્રમને ઘેરે છે, ને રાજેન્દ્રબાબુને ગિરફતાર કરે છે.

× × × ×

૧૯૩૧માં કરાચી કોંગ્રેસમાં ઓરિસ્સાનું આમંત્રણ આવ્યું હતું. ને ઓરિસ્સામા કોંગ્રેસના અધિવેશનની તૈયારીઓ ચાલી રહી હતી. આ વખતે રાજેન્દ્રબાબુને ઉત્કલમાં ભરાનારા અધિવેશનના પ્રમુખ તરીકે ચૂંટવામાં પણ આવ્યા. પણ ત્યાં તો ફરી સત્યાગ્રહ જંગ શરૂ થયો, ને એ અધિવેશન બંધ રહ્યું. આમ ૧૯૦૬માં સ્વયંસેવક તરીકે જોડાય, ૨૫ વર્ષ સુધી કોંગ્રેસની સતત સેવા પછી એમને કોંગ્રેસના પ્રમુખપદનું ઉચ્ચસ્થાન મળ્યું.

× × × ×

૭ મહિના જેલ ભોગવી રાજેન્દ્રબાબુ છૂટા થયા, ને ગાંધીજીએ યરવડા જેલમાં અનશન આદર્યું, એટલે મુંબઇ ગયા. ત્યાંથી રાજાજીના આગ્રહને લીધે એમની જોડે મદ્રાસ ગયા ને અછૂતોદ્ધારનું પ્રચારકાર્ય

આરંભ્યું. ત્યાંથી હિન્દુ-મુસ્લિમ એકતા સંમેલનમાં ગયા. કલકત્તે ગયા. ને ત્યાંથી જેવા બિહારમાં પગ મૂકે છે કે પાછા એમને ગિરફ્તાર કરી હજારીબાગ જેલમાં લઇ જવામાં આવ્યા. આ વખતે એઓ બહુ સખત બીમાર પડયા. એમને ઇસ્પિતાલમાં લઇ જવામાં આવ્યા. પણ દિવસે દિવસે તબિયત વધુ ને વધુ ચિંતાજનક થવા માંડી, એટલે એમને સરકારે જેલમાંથી મુક્ત કર્યા. એક વર્ષ એમણે આ વખતે જેલવાસ ભોગવ્યો.

× × × ×

સત્યાગ્રહ સ્થગિત થયો. મુંબઇમાં કોંગ્રેસ અધિવેશન ભરાવાનું નક્કી થયું. એ અધિવેશન માટે પ્રમુખની વરણી થઈ. રાજેન્દ્રબાબુ વિના વિરોધે પ્રમુખ તરીકે ચૂંટાયા. એ અરસામાં જ એમના ભાઇનું મૃત્યુ થયું. બિહાર ભૂકંપ નિવારણનું કામ પણ હજી પત્યુ નહોતું. એટલે રાજેન્દ્રબાબુએ બાપુને પત્ર લખી પ્રમુખ થવાની પોતાની નામરજી બતાવી. પણ ગાંધીજી એમ માને એમ નહોતા. એમણે રાજેન્દ્રબાબુને આગ્રહ કર્યો. ને રાજેન્દ્રબાબુ એ પ્રેમાળ આગ્રહને ઠેલી ન શકયા. ભાઇનો ઘા તદ્દન તાજો હતો, છતા આ જનતાના અનહદ પ્રેમના પ્રતીકસમું આ સ્થાન સ્વીકાર્યા વિના છૂટકો નહોતો. એઓ કોંગ્રેસના ઉચ્ચોચ્ચ સ્થાને પહોંચ્યા હતા.

મુંબઇમાં રાજેન્દ્રબાબુના શાનદાર સ્વાગતની તૈયારીઓ થઈ હતી. વેપારીઓ, વકીલો, વિદ્યાર્થીઓ, શિક્ષકો, ગુમાસ્તાઓ, મજુરો, બધાએ સ્વાગત માટે મંડપો ને તોરણો, માનપત્રો ને પુષ્પહારો, વગેરેની જબરજસ્ત તૈયારી કરવા માંડી. રાજેન્દ્રબાબુ આવ્યા તેવા કલ્યાણ સ્ટેશને જ એમને ઉતારવામાં આવ્યા. ત્યાં સેંકડો સંસ્થાઓ તરફથી એમને માનપત્રો અપાયાં. ફૂલના ને સુતરના હારો અર્પણ થયા. પછી ત્યાંથી એક સ્પેશ્યલ ટ્રેનમાં એમને મુંબઈ લઈ જવામાં આવ્યા. ટ્રેન

ફૂલહાર ને તોરણોથી અપૂર્વરીતે શણગારાયલી હતી. દરેક સ્ટેશને લોકોનાં ટોળેટોળાં એમના દર્શનાર્થે ઉમટતાં. બોરીબંદર સ્ટેશન પર લોકો માય નહિ. સ્ટેશન પર સ્વયંસેવકોની સલામી લઈ એમને ચાર ઘોડાની ખાસ ગાડીમાં બેસાડી સરઘસમાં ફેરવ્યા. એકેએક દુકાન શણગારાયલી. ઝવેરી બજારમાં સોનાચાંદીનાં તોરણો હતાં. આખું ગગન રંગબેરંગી લાગતું હતું. ઝવેરી બજારમાં એમને પુષ્પો તેમજ મૌક્તિકોથી વધાવવામાં આવ્યા હતા. મુંબઈની ઉત્સાહી અને ગુણજ્ઞ જનતા તે દિવસે હર્ષની હેલિએ ચઢી હતી. બે માઈલ સરઘસ લાંબુ હતું. રસ્તામાંથી પસાર થતાં ઘેરઘેરથી એમના પર પુષ્પવૃષ્ટિ થતી અને રાજેન્દ્રબાબુ સહર્ષ નમન કરી મુંબઈવાસીઓનો એ પ્રેમ સ્વીકારતા હતા. ફ બજાર આગળ રૂનો કમાનદાર દરવાજો, સોનાચાંદીનાં બજાર આગળ સોનાચાંદીના પતરાથી મઢેલો ને આભૂષણોથી શણગારાયલો, ભવ્ય અને આકર્ષક દરવાજો હતો. બેરાથી, પુષ્પહારોથી અને સુતરના હારોથી ગાડી ભરાઈ ગઈ હતી. જનતાનો ઉત્સાહ અદમ્ય હતો. એક રાજવંશીને પણ દુર્લભ એવું ભવ્ય સ્વાગત તે દિવસે રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુનું કરવામાં આવ્યું હતું. કલાકો બાદ એઓ કોંગ્રેસ નગર પહોચ્યા. તે દિવસે મુંબઈના રાજમાર્ગો પર માનવ મહેરામણ અનેક દષ્ટિએ અભૂતપૂર્વ હતો. એમના જેવું શાનદાર ને ભવ્ય સ્વાગત હજી સુધી કોઈપણ કોંગ્રેસપ્રમુખનું મુંબઈમાં ભાગ્યે જ થયુ હશે.

વર્લીને સમુદ્રકિનારે કોંગ્રેસની બેઠક મળી. કોંગ્રેસની આ બેઠક કોંગ્રેસના ઇતિહાસમાં અપૂર્વ હતી. અને રાજેન્દ્રબાબુએ પણ સમયોચિત, ટકોર, વિદ્વત્તાપૂર્ણ અને માર્ગદર્શક વ્યાખ્યાન આપી કોંગ્રેસની ભાવિ નીતિની સંક્ષિપ્ત રૂપરેખા દોરી હતી.

બીજે દિવસે વિષય વિચારણી સમિતિ મળી. ગાંધીજીએ કોંગ્રેસમાંથી છૂટા થવાનો નિર્ણય કર્યો હતો. તેની પર પૂજ્ય

ગરમાગરમ ચર્ચા ચાલી. પણ ગાંધીજીનો નિર્ણય અફર હતો. એમણે જરૂર પડે ત્યારે પોતાની સલાહ આપવાનું વચન આપ્યું. ને એમનો છૂટા થવાનો નિર્ણય કૉંગ્રેસને માન્ય જ કરવો જ પડયો.

આ કૉંગ્રેસ વખતે જ સમાજવાદી પક્ષ સ્થપાયો હતો. ને એ સંગઠિત રૂપમાં ચર્ચામાં ભાગ લેતો હતો. આ અધિવેશનમાં બ્રિટીશ સરકારે આપેલા કોમી ચુકાદા વિષે ઠરાવ હતો. એ ઠરાવનો માલવીયાજીએ બહુ સખત શબ્દોમાં વિરોધ કર્યો.

રાજેન્દ્રબાબુએ એમના પ્રમુખ તરીકે વ્યાખ્યાનમાં બ્રિટીશ સામ્રાજ્યનો શ્વેતપ્રશ્ન, રચનાત્મક કાર્યક્રમ, માનવતાના ચાર શાપોઃ સામ્રાજ્યવાદ, લશ્કરવાદ, મૂડીવાદ, ને ઉદ્યોગવાદનાં અનિષ્ટો દર્શાવ્યાં. ખાદીનું મહત્વ સમજાવ્યું ને કૉંગ્રેસના વલણની સ્પષ્ટતા કરી.

મુંબઈ કૉંગ્રેસની કાર્યવહી એમણે બહુ શાનદાર રીતે બજાવી. બહુ વિકટ મામલાને એમણે હળવો બનાવી દીધો. તે એટલે સુધી કે ખુલ્લી બેઠકનો ઠરાવ પૂરો થયા પછી ભાષણ કરવાની પંડિત માલવીયાજીએ એમની પાસે રજા માગી પણ અત્યંત વિનયથી, નિષ્પક્ષ પ્રમુખ તરીકે એમણે એ વિનંતી અમાન્ય કરી. પાછળથી ગાંધીજી રાજેન્દ્રબાબુને હસતાં હસતાં કહે, "તમે તો માલવીયાજીને બોલતા બંધ કરી દીધા."

રાજેન્દ્રબાબુ શું બોલે. માલવીયાજી તો એમના મુરબ્બી હતા. એમને એમની પ્રત્યે નર્યો પૂજ્યભાવ હતો. પણ ફરજ બજાવવાની હતી.

રાજેન્દ્રબાબુના પ્રમુખપદનું આખું વર્ષ ભરચક અને બહુ ગતિવાળું હતું. રાષ્ટ્રીય મહાસભાની સુવર્ણ જયંતિ એ વર્ષમાં હતી. આખા દેશમાં રાજેન્દ્રબાબુ ઘૂમ્યા ને રચનાત્મક કાર્યક્રમનો સૂજનજૂનો સંદેશ હિંદને ઘેરઘેર પહોંચાડયો, રાષ્ટ્રમાં ચેતનનો જુવાળ આણ્યો.

એ બાદ ૧૯૩૫ના નવા કાયદા અનુસાર આવ્યો કોંગ્રેસનો ચૂંટણીજંગ. એ જંગમાં રાજેન્દ્રબાબુને કોંગ્રેસના પાર્લામેન્ટરી બોર્ડના સભ્ય બનાવ્યા, અને એ મોટો બોજ એમને માથે આવી પડયો. ચૂંટણી માટે ઉમેદવારોની નિષ્પક્ષપાત પસંદગી, તેમની ચૂંટણી માટેનાં તંત્રની ગોઠવણી, નાણાં ઊઘરાવવાં, વગેરે કામ એમણે સરસ રીતે અદા કર્યું. બિહારમાં એમના પ્રયત્નને પરિણામે જ કોંગ્રેસ પક્ષને મોટામાં મોટો વિજય મળ્યો.

× × × ×

કલકત્તામાં અખિલ ભારત કોંગ્રેસ કમિટી મળી છે. સુભાષ બાબુએ પ્રમુખપદેથી રાજીનામું આપ્યું છે. બંગાળીઓનો રોષ ભભૂકી ઊઠયો છે. મંડપની બહાર હજારો માણસો સરોષ સૂત્રો ઉચ્ચારે છે. જાણે તાંડવ ખેલવાનું હોય એવું વાતાવરણ બની ગયું છે. ઉશ્કેરણી થયાં કરે છે. સુભાષબાબુને સ્થાને જે પ્રમુખ બને, તેનો જાન જોખમમાં છે. જાણે યમદેવ સમક્ષ ઊભો હોય તેવું લાગે છે. ગાંધીજી સૂચવે છે કે રાજેન્દ્રબાબુ પ્રમુખ બને. રાજેન્દ્રબાબુ જુએ છે કે અત્યારે ખરા કસોટીના વખતમાં એમણે જો પોતાથી બની શકે એમ હોય તો કોંગ્રેસની પ્રતિષ્ઠા જાળવવી જોઈએ. ને એઓ પ્રમુખ-પદનો સ્વીકાર કરે છે. બહાર જનતાને ખબર પડે છે કે રાજેન્દ્ર-બાબુએ પ્રમુખપદ સ્વીકાર્યું, એટલે "રાજેન્દ્રબાબુ મુર્દાબાદ" નાં સૂત્રોથી વાતાવરણ ભરાઈ જાય છે. અખિલ ભારત કોંગ્રેસ કમિટીના બંગાળના સભ્યો જ રાજેન્દ્રબાબુને ગભરાવે છે, પણ હિંમતથી એઓ તો કામ પૂરું કરે છે. પણ જેવા એ બહાર નીકળ્યા, તેવી જનતા એમની પર વરુની જેમ તૂટી પડે છે. સ્વયંસેવકોને કોઈ ગાંઠતું નથી. રાજેન્દ્રબાબુને માર પડે છે. એમનું પહેરણ ફાડી નંખાય છે. છતાં એ સ્થિતપ્રજ્ઞ યોદ્ધો અણનમ રહે છે, ને રાષ્ટ્રનું સુકાન ચલાવે છે.

× × × ×

૧૯૪૭ ની સાલ છે. કોંગ્રેસ મંત્રીમંડળ જોડે, આચાર્ય કૃપાલાણીને મતભેદ પડે છે. એઓ પોતાનું રાજીનામું પેસ કરે છે, કૃપાલાણીને રાજીનામું પાછું ખેંચવા બહુ સમજાવાય છે, પણ એઓ એકના બે થતા નથી. કોંગ્રેસની સ્થિતિ કપરી બની ગઇ છે. કોઇ મજબુત હાથે ને કુનેહથી કોંગ્રેસનું તંત્ર સંભાળે એવા માણસની જરૂર છે. ભીડવેળાના દુઃખભંજન રાજેન્દ્રબાબુને પાછા સમજાવાય છે. ને, કલકત્તા વખતે વહારે ધાયા તેમ આ વખતે પણ એઓ વહારે ધાય છે. ને કૃપાલાણીજી પાસેથી કોંગ્રેસનું પ્રમુખપદ સંભાળી લે છે.

આમ રાજેન્દ્રબાબુ સ્વયંસેવકથી માંડીને પ્રમુખ સુધીનાં બધાં સ્થાનો કોંગ્રેસમાં મેળવે છે. ત્રણ ત્રણ વાર રાષ્ટ્રે એમની પ્રમુખસ્થાને વરણી કરી એમનામાં જનતાને રહેલો વિશ્વાસ, પ્રેમ, એમની શક્તિની કદર, એ બધું બતાવી આપ્યું છે. મહાસભાના એ અજોડ મહારથી છે, એઓ જાણે છે માત્ર ફરજને. એ મહાસભામાં એક જ્યોતિર્ધર છે, અને જ્યારે જ્યારે મહાસભામાં અંધારું થવા માંડે છે ત્યારે એ દીવો બનીને ઊભા રહે છે.

# પ્રકરણ ૭ મું

## સુધરાઈમાં

કોંગ્રેસ તરફથી સુધરાઈમાં જવાનો નિષેધ થયો નહોતો. તે વખતે દેશની જાણીતી વ્યક્તિઓ સુધરાઈમાં સારા સારા હોદ્દાઓ પર હતી. શહેરસુધારણાનું કામ, ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ થઈ તે પૂર્વે સુધરાઈદ્વારા જ થઈ શકે એવી માન્યતાઓ પ્રવર્તતી હતી. અને સારા, પ્રામાણિક ને નિષ્ઠાવાન લોકો સુધરાઈ મારફત જનસેવા કરી પણ શકતા. સરદાર વલ્લભભાઈ અમદાવાદ સુધરાઈના પ્રમુખપદેથી સરકાર સામે એકબાજુ મોરચો માંડતા તો બીજી બાજુ જનતાની સેવા કરતા. બીજી બાજુ અલ્હાબાદમા પંડિત જવાહરલાલ નહેરૂ ચૂંટણીમાં ઉભા રહ્યા, ચૂંટાયા, પ્રમુખ બન્યા, ને જનસેવાનો એ માર્ગ અખત્યાર કર્યો. આ બધી હવા પટણામાં પણ પ્રસરી ને પટણાના નેતાઓને પણ થયું કે આપણે પણ બિહાર જે અત્યાર સુધી પછાત રહ્યો છે, તેને આ માર્ગે આમળ લાવવા પ્રયત્ન કરીએ. જાણીતા મહાસભાવાદીઓ મળ્યા, ને પટણા સુધરાઈની ચૂંટણીમાં ભાગ લેવાનું નક્કી કર્યું. ચૂંટણીમાં પટણાના જાણીતા કોંગ્રેસવાદીઓ, મૌલવી ખુરશેદ હુસેન, અનુગ્રહ નારાયણ સિંહા, રાજેન્દ્રબાબુ તથા પ્રો. અબ્દુલ બારી ઉભા રહ્યા. મૌલવી ખુરશેદ હુસેન પ્રમુખ બને અને અનુગ્રહબાબુ ઉપ-પ્રમુખ બને એવો પણ નિર્ણય લેવાયો.

ચૂંટણીનો જંગ બહુ મુશીબતભર્યો નીવડયો. એમાં ખૂબ મુશીબતો નડી. પટણા મ્યુનિસિપાલિટીમાં વર્ષોથી ચીટકેલા સભ્યોને ઉખેડવાના હતા. સામો પક્ષ પૈસા પાણીની જેમ વેરવા તૈયાર હતો. રાજેન્દ્રબાબુએ અને કોંગ્રેસપક્ષે ખૂબ મહેનત કરી. ચૂંટણીમાં સફળતા પણ મળી. પણ કોંગ્રેસપક્ષ બહુમતિમાં ન આવ્યો. છતાં એક ફાયદો એ હતો કે, કોંગ્રેસનો પક્ષ નાનો હોવા છતાં સંગઠીત હતો. ચૂંટણીએ કોમીરૂપ પણ પકડેલું. મૌલવી ખુરશીદ હુસેનની સામે એક હિન્દુભાઈ ઉભેલા. એણે, હિન્દુઓની કોમી લાગણીને પોતાને જીત મળે તે માટે ઉશ્કેરી. એણે પોતાના નિવેદનપત્રમાં ગાયની છબી છપાવી, ને ગાયને સાથે લઈ ઘેરઘેર મતની ભીક્ષા માગવા જતા. આમ છતાં કોંગ્રેસ તરફથી ઉભા રહેલા મૌલવીસાહેબ ચૂંટાયા. પણ ચૂંટણીની મેલી રમતથી એઓ એવા નારાજ થઈ ગયા કે એમને પ્રમુખપદ માટે ઉભા રહેવાનું સમજાવી શકાયું નહિ. એમણે રાજેન્દ્રબાબુને સુધરાઇના પ્રમુખપદ માટે ઉમેદવારી કરવાનો આગ્રહ કર્યો. બધાએ એમાં સંમતિ આપી. રાજેન્દ્રબાબુની બિલકુલ ઇચ્છા પણ નહોતી ને તૈયારી પણ નહોતી. કારણ તેઓ એક તો પોતાને એ પદને માટે બીનઅધિકારી સમજતા હતા. બીજું, તેમણે એક જબરજસ્ત મુકદ્દમો હાથ પર લીધેલો, ને તે તેમની શક્તિને કેન્દ્રિત કરી રાખતો. છતાં બધાના અતિઆગ્રહને વશ થઇને, રાજેન્દ્રબાબુને સુધરાઇના પ્રમુખપદ માટે ઉમેદવારી કરવી પડી. રાજેન્દ્રબાબુ ચૂંટાયા તો ખરા. પણ એમને માટે ઘણી મોટી, ઉપાડી ન શકાય એવી જવાબદારી આવી પડી. ઘણા લોકો જેઓએ કોંગ્રેસને મદદ કરેલી તેઓ એમ માનતા હતા કે આ લોકો કંઈ હોદ્દા માટે ઉમેદવારી નહિ કરે. કારણ એ લોકોને થયું કે આ લોકો જો સુધરાઈના હોદ્દા સ્વીકારે તો સુધરાઈમાંથી જે ગેરલાભ ઉઠાવાતો હોય તે બંધ થઈ જાય. ને, સુધરાઈના સભ્ય તરીકે કશો ફાયદો ન થાય. એટલે એ સ્વાર્થી લોકો નારાજ

થયા ને તેમણે કાર્યક્રમમાં ડખલગીરી કરવાની શરૂઆત કરી દીધી. એ લોકો કોઇપણ ઠરાવ સુધરાઈમાં આવ્યો તેનો વિરોધ કરતા, મોટાં મોટાં ભાષણો આપ્યા કરતા, તે એટલે સુધી કે ગઈ સભાનો અહેવાલ મંજુર થતાં કલાકો વીતી જતા. ખાસ કરીને એ ત્રણ જણ જ એમાં મુખ્ય ભાગ ભજવતા. બીજા તો તમાસો જોતા,

રાજેન્દ્રબાબુ આવી મુશ્કેલ પરિસ્થિતિથી ડરી જાય નહિ. એમણે તો દૃઢતાથી કામ કરવા માંડયું. રાજેન્દ્રબાબુને તો સુધરાઈનો આ પહેલવહેલો જ અનુભવ હતો એટલે પહેલા તો કોર્ટના કામમાંથી જેટલો સમય બચતો તેટલો બધો સમય સુધરાઈ પાછળ ગાળતા. મ્યુનિસિપાલિટીના કામમાં અનેક મુશીબતો હતી. આવક થોડી ખર્ચ વધારે. નવો કર ન નાખે તો આવક વધે નહિ. ને આવક વધે નહિ તો લોકોને સુખ સગવડ આપી શકાય નહિ. આમ આ તો જેમ વિચાર કરો તેમ મૂંઝવણ ઊભી થાય એવી પરિસ્થિતિ હતી.

રાજેન્દ્રબાબુ એક કામ હાથમાં લે તો પછી એટલી સહૃદયતાથી, પોતાની બધી શક્તિ એ કામમાં ખર્ચી એને પાર પાડે. એથી એઓ પોતાની વકીલાતને ભોગે પણ વધારે ને વધારે સમય સુધરાઈને આપવા લાગ્યા. રોજ ત્રણ ચાર કલાક સુધરાઈની ઓફીસમાં બેસે ને ત્રણેક કલાક શહેરમાં તપાસર્થી માટે નીકળે.

પટણા શહેર લંબાઈમાં દશ માઇલ, જ્યારે પહોળાઇમાં ફક્ત માઇલ. એથી શહેરમાં બહુ લાંબી સડક કરવાની જરૂર હતી. વળી, શહેરની તપાસણી માટે ચાલવાનું પણ ઘણું. એથી એક ગાડી એમણે રાખી. સુધરાઈની આમદાની ઓછી હોવાને કારણે એ પોતાના ગાંઠના પૈસા ખરચી રોજ શહેરતપાસ માટે નીકળતા. વળી, રાજેન્દ્રબાબુની પહેલાં તો પૈસાવાળા લોકો સુધરાઈના પ્રમુખ બનતા. એટલે એમને મોટે ભાગે ઘરની ગાડી હતી, જ્યારે રાજેન્દ્રબાબુને આ રોજનો

ખર્ચ સારી પેઠે વધવા માંડયો. રાજેન્દ્રબાબુ તો એક્કામાં શહેરમાં ફરતા. કારણ એક્કાનો ખર્ચ ઓછો આવતો. આથી એમના વિરોધીઓ એમની પર ટીકા કરવા લાગ્યા. પ્રમુખનો મોભો જળવાતો નથી એવો પ્રચાર કરવા લાગ્યા. છતાં એ ટીકાની પરવા ન કરતાં, એમણે એમના દૈનિક કાર્યક્રમમાં જરા જેટલી પણ આંચ આવવા દીધી નહિ. આથી એક મોટો ફાયદો એ થયો કે, સુધરાઈનો એકેએક નોકર – ન્હાનેથી મોટો – નિયમિત થઈ ગયો. ભંગીથી માંડીને, સુધરાઈના મુખ્ય ઓઢેદાર સુધી બધા ચોંકેલા રહેતા. કારણ કયારે રાજેન્દ્રબાબુ આવી પહોંચે તેનો ભરોસો નહિ. નાનામાં નાની બાબતમાં પણ એઓ ખૂબ ઊંડાણથી રસ લેતા, ને જાણી લેતા. આથી કાર્યવેગ વધ્યો. શહેરની સફાઈ વધી. કામ બહુ તેજીથી થવા માંડયું.

રાજેન્દ્રબાબુએ પહેલાં મચ્છરના ત્રાસમાંથી લોકોને મુક્ત કરવાનું કામ હાથ પર લીધું. પાણીના નિકાસની વ્યવસ્થા નહિ. ખુલ્લામાં પાણી ઢોળાયા કરે. ડટણ સંડાસો. ખુલ્લી ગટરો. આ બધાને લીધે મચ્છરનો બેસુમાર ત્રાસ હતો. પહેલાં તો એમણે ડટણ સંડાસો બંધ કરવાનો હુકમ કર્યો ને એ જાતના સંડાસો બંધ કરાવ્યાં. પાણીના નિકાસની વ્યવસ્થા કરાવી. ને ખુલ્લી ગટરો બંધ કરાવી. ને પાણીના નળની વ્યવસ્થા એમણે હાથ પર લીધી, ને, ખૂબ જહેમત ઊઠાવી. એમણે સુધરાઈ તરફથી નળની વ્યવસ્થા કરાવી લોકોને ચોખ્ખું પાણી અપાવ્યું.

બીજું, એમણે કામ ઉપાડયું, સુધરાઈની સડકો પર વિજળીની બત્તીઓ લાવવાનું. પટણા સુધરાઈ હજીસુધી જૂની આસતેલની બત્તીઓ બાળતી. એની વ્યવસ્થા બરાબર નહિ. એથી ઘણે ભાગે રસ્તાઓ અંધારા જ રહેતા. શહેરમાં વિજળી આવી ગઈ હતી. છતાં રસ્તામાં

રોશની નહોતી. આથી રાજેન્દ્રબાબુએ વિજળી કંપની જોડે વાટાઘાટ કરવી શરૂ કરી દીધી. આમાં કંઇ બહુ મોટો ખર્ચો હતો નહિ. વાત સાદી સીધી હતી. રસ્તામાં અંધારું રહે તેને દૂર કરવાનું હતું. એનો વિરોધ કોઇ કરી શકે એમ હતું જ નહિ. છતાં પણ, માત્ર પ્રમુખ તરફથી સુધારો આવે છે માટે વિરોધને ખાતર કેટલાક વિઘ્નસંતોષીઓએ એનો વિરોધ કર્યો. પણ એમની પાછળ ખાસ લોકોને ગળે ઉતરે એવી કોઇ જ દલીલો નહોતી એટલે રાજેન્દ્રબાબુનો પ્રસ્તાવ મંજુર થઇ ગયો. ને પટણા શહેર એમના પ્રમુખપણા હેઠળ ઝળકી ઊઠ્યું. અંધારામાંથી રોશનીમાં આવ્યું.

રાજેન્દ્રબાબુ તો દુઃખી, પીડિત, શોષિત, એમના પ્રતિનિધિ હતા. છેક નીચે પડેલાનું દુ ખ એમને પ્રથમ સ્પર્શતું. એમણે, એથી સુધરાઈનાં ભંગીઓની હાલત સુધારવાનો પ્રયત્ન કરવા માંડયો. એમણે એ માટે થોડા સ્વયંસેવકો પસંદ કર્યા. ને એમની મારફત ભંગી વસ્તીમાં, કીર્તન, ભજન વગેરેને પ્રોત્સાહન આપવા માંડયું. એમાં પછી અવારનવાર રાજેન્દ્રબાબુ જાતે જતા. ભજનકીર્તનમાં ભાગ લેતા. ને એમનાં છોકરાંઓને મીઠાઇ આપતા. સુધરાઇના પ્રમુખને પોતાના સંમેલનમાં પોતાનામાં જ એક હોય તેવી રીતે ભાગ લેતા જોઇને એ લોકોનો ઉત્સાહ તો માતો નહોતો. એમને રાજેન્દ્રબાબુ માટે આત્મીયતા લાગવા માંડી. એમને એમનામાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ એટલે પછી ધીમે ધીમે રાજેન્દ્રબાબુ કીર્તન ને ભજન થઈ રહ્યા પછી ચોકખા રહેવા, એમને ઉપદેશ આપતા. ગંદુ પડયું હોય તે ત્યાંને ત્યાં વ્યવસ્થિત કરાવી દેતા. ને બીજી વખત ગમે ત્યારે આવી ચોકખું છે કે નહિ તેની તપાસ કરતા ચોકખાઈ માટે ઇનામ આપતા. ને એ રીતે ધીમે ધીમે એમણે ભંગી વસ્તીને ચોકખી બનાવી દીધી. એ માટે એઓ ગાંઠના પૈસા પાણીની જેમ ખર્ચતા.

ચોકખાઇની જોડે જોડે, એમણે ભંગીઓમાંથી શરાબખોરી તથા દેવું એ બે સામે જેહાદ ઉપાડી. દેવાનું એમને ખૂબ ભારે વ્યાજ આપવું પડતું. રાજેન્દ્રબાબુને થયું કે, આ બે તત્વો નાબુદ ન થાય ત્યાંસુધી એ લોકોની હાલત સુધરે નહિ. પણ એ વાત એમને ગળે શી રીતે ઉતારવી? પ્રથમ તો શરાબખોરી વિષે એમણે જોરશોરથી પ્રચાર શરૂ કરી દીધો. લોકોને વિનંતી કરતા, સમજાવતા. ઘરની સ્ત્રીઓને પણ સમજાવતા. ને એ રીતે શરાબખોરોને બારોબાર પગારના રૂપિયા ન મળે, પણ એમની સ્ત્રીઓને મળે એ જાતની વ્યવસ્થા કરાવાઈ. ને, આમ એઓ શરાબ ઓછો કરાવી શક્યા. દેવા માટે પણ એમણે યોજના કરી. લેણદારો પગારના દિવસે ઓફીસે હાજર રહેતા, અને જેવો પગાર મળે કે એની પાસેથી વ્યાજના બદલામાં લઈ લેતા. અને એ જ પૈસા એને પાછા વ્યાજે આપતા. આમ દેવું વધ્યા જ કરતું હતું. રાજેન્દ્રબાબુએ હુકમ કર્યો કે, લેણદારો પગારની વહેંચણી વખતે ત્યાં આગળ હાજર રહેશે તો તેમની પર કાયદેસર કામ ચલાવવામાં આવશે. વળી એ લોકોના લેણદારોનું દેવું મ્યુનિસિપાલિટી જ હપતે હપતે પતાવી દે. ને, બીજું નવું દેવું એ લોકો ન કરે તેનો પણ એમણે મહામુશીબતે પ્રબંધ કર્યો. ને એમ કરતાં કરતાં એમણે શરાબ ને દેવું એ બન્નેમાથી ભંગીઓને છોડાવી એમને એમની સામાજિક બૂરી સ્થિતિમાંથી છોડાવ્યા.

આ સમયે સુધરાઈદ્વારા કોંગ્રેસવાદીઓ જનતામાં પોતાની લોકપ્રિયતા ફેલાવી રહ્યા છે તેની સરકારને પ્રતીતિ થતાં, સરકારે એમના કાર્યમાં આડખીલી નાંખવી શરૂ કરી દીધી. એમણે બિહારની ધારાસભામાં એક બીલ રજૂ કર્યું. એ બીલમાં સુધરાઈ જે ખર્ચ કરે તેની તપાસણી માટે સરકાર એક ખાસ અમલદાર નિયુક્ત કરે.

અને એ અમલદારને જે અયોગ્ય લાગે તે ખર્ચ એ નામંજુર કરી શકે. આ તો એક હાથે લોકોને સત્તા સોંપી બીજે હાથે જનતા પાસેથી સત્તા લઈ લેવાની તરકીબ હતી. બિહારની બધી સુધરાઈઓએ આ ઠરાવનો સખત વિરોધ કરવા એક પરિષદ બોલાવી. એના પ્રમુખ રાજેન્દ્રબાબુને ચૂંટવામાં આવ્યા. રાજેન્દ્રબાબુએ એમના સભાપતિ તરીકેના ભાષણમાં એ બીલનો સખત શબ્દોમાં વિરોધ કર્યો. ને અત્યાર સુધી ઇજનેર પ્રાંતીય સરકારનો નોકર ગણાતો અને તેને બદલે સુધરાઈનો નોકર ગણાવો જોઇએ તેવી જોરશોરથી હિમાયત કરી. વળી, સુધરાઈ તરફથી અપાતા શિક્ષણમાં પણ પાઠ્યપુસ્તકની પસંદગીની સમિતિમાં સુધરાઈ તરફથી પૂરતું પ્રતિનિધિત્વ હોવું જોઈએ એની પણ એમણે માગણી કરી. વળી, આ જાતની પરિષદ દર વર્ષે મેળવવાનું પણ નક્કી કર્યું.

આ બતાવે છે, કે જે પ્રશ્ન રાજેન્દ્રબાબુ ઉપાડતા તે પ્રશ્નની આંટીઘૂંટીઓ સમજી એનો ઉકેલ એઓ કુનેહથી, વ્યવસ્થાબુદ્ધિથી ને દીર્ઘદષ્ટિથી કરતા. એઓ એ બાબતમાં જીવંત રસ લેતા. સેવાવૃત્તિ માટે જે મોકો મળે તેનો પૂરો લાભ ઊઠાવતા.

રાજેન્દ્રબાબુએ પટણા શહેર સુધરાઈ માટે એક યોજના ઘડી. એ યોજના પ્રમાણે વધારે કર મેળવવા માટે જરૂરી સરકારી મંજુરી પણ મેળવી. એ વધારાના કરથી મેળવેલા નાણાંના બદલામાં જનતાને અનેક જાતની સુખસગવડ મળે એમ હતું. એક તો જનતાને ચોક્ખું પાણી પૂરું પાડવાની યોજના હતી. બીજું, સુધરાઈ તરફથી ગોશાળાઓ ચલાવી જનતાને ચોક્ખું દૂધ પૂરું પાડવા માટેની સગવડ હતી. સુધરાઈના નોકરો માટે સ્વચ્છ ને સુઘડ ઘર બાંધવાની યોજના હતી. સુધરાઈમાં લાંચરૂશ્વત ઘણી ચાલતી હતી, તેને માટે લાંચરૂશ્વત બંધ કરવા એક કાયમી તપાસ સમિતિ નીમવાની યોજના હતી.

શહેરમાં સારા રસ્તાઓ બાંધવાની, મફત ફરજિયાત પ્રાથમિક શિક્ષણની યોજના હતી. પટણા શહેરમાં બહારથી આવતા માલની જકાત જો સુધરાઈ તરફથી લેવાય, તો એથી આવક વધે એમ હતું ને બદલામાં પૈસા મળે તેનો આવી રીતે સદુપયોગ અને તે પણ લોકોપયોગી કામોમાં થવાનો હતો. પણ એથી શહેરની સુધરાઇના જે સભ્યો ગેરલાભ ઉઠાવતા હતા તેમની આવક બંધ થાય એમ હતું. વળી, એથી કોંગ્રેસની લોકપ્રિયતા વધે એમ હતું. એટલે જ્યારે કર વધારવાનો આ ઠરાવ રાજેન્દ્રબાબુએ રજૂ કર્યો, ત્યારે વિરોધી દળે તેનો સખત વિરોધ કર્યો. એમણે જણાવ્યું કે વધારે કર નાંખીને અમે જનતાનો રોષ વહોરી લેવા માંગતા નથી. ભલે જનતાને સુખસગવડો ન મળે. આખરે કમનસીબે એ ઠરાવ નામંજુર થયો.

રાજેન્દ્રબાબુ તો ત્યાં સેવા માટે ગયા હતા. જનતાને સુખી કરવા ગયા હતા. એને અંગે ધંધા તરફ પણ પૂરતું ધ્યાન અપાતું નહિ. ગાંઠનો ખર્ચો કરવો પડતો. એમણે જોયું કે ઠરાવ નામંજુર થવાથી પોતાથી જનતાની સેવા થઈ શકે એમ નથી એટલે એમણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું.

આમ આટઆટલી મુશ્કેલીઓ ને મુશ્કેલીઓ છતાં, વિરોધી દળની પગલે પગલે આડખીલી હોવા છતાં, રાજેન્દ્રબાબુ જનતાની સેવા કરી શકયા. પટણા શહેરને એમણે ચોકખું પાણી પૂરું પાડયું, રોશની આપી, ને ભંગીવાસમાં જઈ, એ લોકોમાંના જ એક બની એમની સ્થિતિ સુધારી, એમની શરાબખોરી છોડાવી, એમને દેવામાંથી મુક્ત કર્યા. એમની જોડે કિર્તનો કર્યાં અને ભજનો ગાયાં. સુધરાઇના નોકરોમાં તેજી આણી. શહેરમાંથી મચ્છરનો ત્રાસ નાબૂદ કર્યો. શહેરનો ગંદવાડ દૂર કર્યો. ઝીણીઝીણી

બાબતની પણ જાતે તપાસ કરતા હોવાથી, આખું સુધરાઈનું તંત્ર જે મંદ ને શિથિલ બની ગયું હતું તેને એમણે ગતિમાન બનાવ્યું, ને એ રીતે જનતાની સેવા કરી. એઓ એ સ્થાને વધારે રહ્યા હોત, તો આજે પટણા શહેર હિંદમાં એક આદર્શ શહેર બનત. બીજી સુધરાઈઓને એની પાસેથી દાખલો લેવા જેવું થાત. પણ દુર્ભાગ્યે એમને સહકાર ન મળ્યો. પટણા શહેર સુધરાઈના સભ્યોને તો પોતાના અધિકાર ને સ્થાનનો ગેરલાભ લેવા હતા એમને આ સેવાભાવી, ત્યાગી અને નિ:સ્વાર્થી પુરૂષની સીધી સાદી વાત ગળે કયાંથી ઉતરે ! ને દુર્ભાગ્યે પટણા શહેરને રાજેન્દ્રબાબુની સેવાનો લાભ ન મળ્યો તે ન જ મળ્યો.



# પ્રકરણ ૮ મું

## વિદેશયાત્રા

કૉલેજના દિવસોમાં વિલાયત જવાના અનેક મનસુબા કરેલા, તૈયારીઓ કરેલી, પાસપોર્ટ કઢાવેલો, કપડાં સીવડાવેલાં, પણ છેક છેવટની ઘડીએ પિતાને ખબર પડતાં પિતાને એઓ ડુભવી શક્યા નહિ. ને, એમની મનની મુરાદ મનમાં જ રહી. પછી તો વિલાયત જવાનો પ્રસંગ ક્યાંથી ઉદ્ભવે ? દેશના રાજકારણમાં, લોકસેવામાં, રચનાત્મક કાર્યક્રમને આગળ ધપાવવામાં એઓ એવા પડી ગયા કે હિન્દની બહાર જવાનો વિચાર સુદ્ધાં એમને આવતો નહિ.

એમણે જ્યારે વકીલાત છોડી ત્યારે એક મોટો કેસ એમના હાથમાં હતો. એ કેસની એમણે ફી લીધેલી. એટલે એ કેસ પૂરો કરીને જ એમણે કોર્ટને છેલ્લી સલામ ભરી. પણ એ કેસમાં તો પ્રિવી કાઉન્સિલને અપીલ થઈ. ૧૯૨૭નાં જુનમાં અપીલ લડાવાની હતી. વિલાયતમાં રાજેન્દ્રબાબુના અસીલે વકીલો તો રોકયા હતા. છતાં એને રાજેન્દ્રબાબુમાં એટલી શ્રદ્ધા હતી કે એણે રાજેન્દ્રબાબુને વિલાયત જઈ, કેસ લડવામાં વિલાયતના વકીલોને મદદ કરવા અતિ આગ્રહ કર્યો. રાજેન્દ્રબાબુને એ આગ્રહને પરિણામે જૂની પરદેશગમનની સુષુપ્ત ઈચ્છા જાગૃત થઈ, ને

એમણે કબૂલ કર્યું. વળી, પેલા અસીલને એમણે પહેલાં જ્યારે કેસ હાથપર લીધેલો ત્યારે જ વચન આપેલું, કે હું તારો કેસ પૂરો કરીશ જ. એટલે વિલાયત જવાની પોતાની નૈતિક જવાબદારી પણ હતી જ. આમ એ બે કારણે રાજેન્દ્રબાબુએ વિલાયત જવાની તૈયારી કરી.

વિલાયતમાં પણ ખાદી જ પહેરવાનો એમણે આગ્રહ રાખ્યો. રાજેન્દ્રબાબુ જેવો દૃઢનિશ્ચયી અને પ્રતિજ્ઞાવાન માણસ એમ કંઈ પોતાપણું છોડે કે? એટલે કાશ્મીરી ઉનનાં કપડાં સીવડાવ્યાં. કપડાં પણ દેશી ઢબનાં સીવડાવ્યાં. સુરવાલ ને શેરવાની. કારણ જેમ એમને ખાદી જ પહેરવી હતી તેમ પોશાક પણ દેશી જ રાખવો હતો. આથી બે ફાયદા થયા એક તો ઓછા ખર્ચમાં પત્યું. ને બીજું દેશી પોશાકમાં વિલાયતમાં તો કોઈ સમજે નહિ એટલે સિલાઈ ઠીક ન હોય તો પણ હાંસીપાત્ર ન બનાય.

રાજેન્દ્રબાબુનો અસીલ પૈસાપાત્ર તો ખૂબ જ હતો, પણ એને રાજેન્દ્રબાબુ માટે અનહદ પ્રેમ હતો. એનો ને રાજેન્દ્રબાબુનો સંબંધ માત્ર વકીલ ને અસીલનો સંબંધ નહોતો, પણ મિત્ર ને મિત્રનો સંબંધ હતો. એથી એની એવી ઇચ્છા હતી કે વિલાયતમાં રાજેન્દ્રબાબુને જરા જેટલી પણ તકલીફ ન પડવી જોઈએ. આથી એણે ત્યાં તો રાજેન્દ્રબાબુનો બધી પ્રકારનો ઇંતેજામ કર્યો પણ સાથે સાથે એવો આગ્રહ કર્યો કે એઓ એમનો અહીંનો નોકર પણ સાથે લઈ જાય કે જેથી એ એમની જરૂરિયાત સમજી તે પ્રમાણે એમને જરા ય મુશ્કેલી ન પડવા દે, ને એમની પૂરી બરદાસ્ત કરે. રાજેન્દ્રબાબુએ પેલાને ખૂબ સમજાવ્યો પણ પેલો માને ત્યારે ને? આખરે રાજેન્દ્રબાબુને પોતાનો નોકર ગોવર્ધન પણ પોતાની સાથે વિલાયત લેવો પડ્યો.

એમને ફર્સ્ટ ક્લાસની મુસાફરી માટે બધો બંદોબસ્ત એમના અસીલ બાબુ હીરજીએ કર્યો હતો.

મુહૂર્ત જોવાયું. દિવસ નક્કી થયો. એટલે રાજેન્દ્રબાબુ યોગ્ય ફળદાયી મુહૂર્તે પટણાથી મુંબઈ આવ્યા. બાપુજીની આશિષ વિના કંઈ વિલાયત જવાય ? એઓ મુંબઈથી અમદાવાદ પહોંચ્યા. બાપુના આશીર્વાદ લીધા. બાપુજીએ થોડા યુરોપના મિત્રોને હાથોહાથ પહોંચાડવાના પત્રો આપ્યા. ત્યાંથી પાછા મુંબઈ આવી એઓ પરદેશગમન માટે જહાજમાં રવાના થયા.

રાજેન્દ્રબાબુ આમ સ્વભાવથી જ ઘણા શાન્ત એટલે જહાજમાં પણ બધા જોડે બહુ હળે નહિ. આમ છતાં જહાજમાં દેશી પોષાકવાળા એઓ એકલા જ હોવાથી બીજા બધા ઉતારૂઓનું એમની પ્રત્યે સાહજિક રીતે ધ્યાન ખેંચાયું. એઓ તુતક પર બેસી પુસ્તકો વાંચતા રહે. થોડા દિવસ થયા એટલે એક અંગ્રેજ ને એની સ્ત્રી જાતે રાજેન્દ્રબાબુ પાસે આવીને વાતો કરવા લાગ્યાં. રાજેન્દ્રબાબુની હકીકત પૂછે. ગાંધીજી ને એમના સિદ્ધાંતો વિષે પૂછે. ને એ રીતે અકસ્માતથી જ રાજેન્દ્રબાબુને મૈત્રી થઈ ગઈ. વાત નીકળતાં રાજેન્દ્રબાબુને એ જાણીને ઘણી તાજુબી થઈ કે એ લોકો શાકાહારી હતા. એમણે એમને ચેતવ્યા, કે વિલાયતમાં શાકાહારી હોટેલો છે પણ ત્યાં ઇંડાંને કોઈ માંસાહારમાં ગણતું નથી. એથી ત્યાં શાકાહારી હોટેલોમાં ઇંડાં વગરનું ખાણું આવે એવી ખાસ સૂચના આપવી પડશે. આ માહિતી રાજેન્દ્રબાબુને ઘણી જ ઉપયોગી થઈ પડી. આ દંપતીનો સાથ એમને આખી મુસાફરીમાં મળ્યો ને એમને ઘણો રસદાયી થઈ પડ્યો. એમની સાથે એક બે વાર ખાણું પણ લીધું. ને કાંટા ચમચાનો ઉપયોગ પણ એ ભલાં દંપતીએ એમને બતાવી દીધો.

સુએઝની નહેર આવી, એટલે ત્યાંથી કૈરો જવાની સગવડ હતી.

રાજેન્દ્રબાબુ પેલાં દંપતીની સાથે ફેરો જોવા ઉપડયા. પહેલાં ત્યાંનું અજાયબ ઘર જોયું. એમાં હજારો વર્ષો પહેલાં મૃત્યુ પામેલાં મીસરનાં બાદશાહોનાં શબો એમને એમ જાણે કાલે જ મૃત્યુ પામ્યાં હોય તેવાં પડયાં છે. એ હજારો વર્ષ પહેલાનું કપડું પણ એમને એમ પડયું છે. એ કપડું ખૂબ ઝીણું હતું. કહેવાય છે કે એ કપડું હિન્દમાંથી આવતું. એ બધાંને જોઈને એઓ આલમ મશહૂર પિરામિડ જોવા ગયા. થોડે દૂર મોટરમાં ગયા, ને ત્યાંથી થોડું અંતર ઊંટ પર કાપ્યું. જીંદગીમાં પહેલીવાર ઊંટની સવારીનો નવીન અનુભવ એમને થયો. અનુભવ યાદગાર હતો. પહેલાં તો ઊંટના ઢેકા પર બેસતાં ફાવે નહિ. પણ પછી તો એવી મઝા આવી કે ઉતરવાનું ન ગમે. પિરામિડ એ પ્રાચીન રાજાઓની કબરો છે. એ ઇમારતો ઘણી ઉંચી ને ત્રિકોણાકાર છે. એ ઇમારતોની ભવ્યતાની એમના મન પર અસર તો ઘેરી થઈ, પણ સાથે સાથે રાજાઓની સ્મૃતિઓને અમર કરવા કેટલાય ગરીબ મજુરોએ પોતાનાં બલિદાન આપ્યાં હશે એ વિચારે એમનું કુમળું દિલ દુઃખાયું પણ ખરૂં. એમને થયું કે આ શા માટે? કીર્તિ માટે આ ફાંફાં શાં? આટઆટલી ઇમારતો રચ્યાં છતાં એ રાજાઓનાં નામો તો આજે સ્મૃતિશેષ થઈ ગયાં છે. આવા આવા અનેક વિચાર વમળે એઓ ચઢયા ને ઉદાસ થયા. ત્યાંથી પાછા ફરતાં એક પ્રાચીન મસ્જિદ જોવા ગયા. એ મસ્જિદ પ્રાચીન સ્થાપત્યકલાનો સુંદર નમૂનો હતી. એમાં મુસ્લિમો પૂર્વ તરફ મોઢું કરીને નમાઝ પડતા જોઇને એમને આશ્ચર્ય થયું. તપાસ કરતાં માલમ પડયું કે ત્યાંથી મક્કા પૂર્વ તરફ હોવાથી એ લોકો પૂર્વ તરફ મોઢું રાખે છે.

ત્યાંથી શહેરમાં ફર્યા. શહેરની સુઘરાઈ જોઈ એમને આનંદ થયો. ત્યાંથી સ્ફીંકસ જોવા ગયા. એ અર્ધી મનુષ્ય ને અર્ધી જાનવર એવી મૂર્તિ છે. કહે છે કે પ્રાચીન મીસરમાં એવાં માનવ-

પ્રાણીઓ હતાં ને તે ભવિષ્ય ભાખતાં.

એમ ભીસરયાત્રા પૂરી કરી પાછા આગબોટમાં આવી ગયા. સ્ટીમરમાં પેલાં અંગ્રેજ દંપતીએ એમની ઠીક સારસંભાળ રાખી. કુતૂહલથી આસપાસે કોઈ ટાપુ દેખાય તો તેને જોતા જાય. એમ કરતાં કરતાં માર્સેલ્સ પહોંચ્યા. માર્સેલ્સમાં એક હોટેલમાં ઉતર્યા. ત્યાં પણ, જોવા લાયક સ્થળો બધાં જોઈ આવ્યા. કારણ રાજેન્દ્રબાબુને તો આ યાત્રાનો વિશેષ લાભ ઉઠાવવો હતો. આવી તક આવવાની ભવિષ્યમાં સંભવિતતા નહોતી.

ત્યાં બધું જોઇ કરીને, રેલગાડી મારફત લંડન પહોંચ્યા. લંડનમાં તો એમને માટે બધી વ્યવસ્થા બાબુ હીરજીએ અગાઉથી જ કરી રાખેલી. એટલે સ્ટેશન પર ઉતરતાં જ એમને માણસ લેવા આવ્યો હતો. તેની જોડે એમને માટે જ ખાસ ભાડે રાખેલા મકાનમાં ઉતર્યા. ત્યાં રાજેન્દ્રબાબુ માટે બધી સગવડ હતી. એમનો નોકર એમને માટે રસોઇ કરે. એટલે એમને હિન્દની જ બધી રસોઈ જમવાની મળતી. એ મકાનમાં બીજા હિન્દી મિત્રો પણ હતા. એટલે જાણે પોતે હિન્દમાં જ હોય એવી જાતનું વાતાવરણ હતું.

રાજેન્દ્રબાબુ પ્રકૃતિએ રહ્યા કાર્યરત, એટલે એમને આ પોતાને માટે જે અસીલમિત્ર આટઆટલી કાળજી રાખતા ને પાણીની જેમ પૈસા વેરતા, તેને માટેની પોતાની જવાબદારી સમજી પહોંચ્યા તે જ રાતે એમણે બીજા બેરીસ્ટરો જોડે કેસ સંબંધી કેટલીક વાતો કરી. કાયદાની આંટીઘૂંટીઓ સમજી લીધી. લંડનમાં રહે ત્યાં સુધી બધો જ સમય બાબુ હીરજીના કેસને આપવો એવો એમનો પાકો નિર્ણય હતો.

સવારના પહોરમાં ખૂબ વહેલા ઉઠયા ને ઝટપટ સ્નાનાદિ દૈનિક કાર્યક્રમથી પરવારી એઓ મુકદમાના કાગળિયાંનો અભ્યાસ કરવા લાગી

ગયા. સવારે બે કલાક કાગળિયાં વગેરે જોઈ, નાસ્તો કરીને એઓ લાયબ્રેરિમાં જતા ને ત્યાં અંગ્રેજી કાયદાના પુસ્તકોના અભ્યાસમાં પરોવાઈ ગયા. એ માટે અગાઉથી જ બાબુ હીરજીના વિલાયતના ધારાશાસ્ત્રીઓએ એમને માટે સગવડ કરી રાખેલી હતી. ત્યાંથી એક વાગ્યે એઓ હોટેલમાં જમવા ગયા. ત્યાંથી કોર્ટમાં સાંજ સુધી રોકાયા. આજ સવારથી સાંજ સુધીનો સમય એમણે અસીલના કામને આપી પોતાની ફરજ અદા કરી. જ્યાં સુધી એઓ વિલાયતમાં રહ્યા ત્યાં સુધી લગભગ આજ કાર્યક્રમ ચાલતો. સાંજે ઘેર આવીને એમના નોકરે તૈયાર કરેલું ભોજન લઈ થોડું ફરી આવતા.

એવામાં ઈસ્ટરની રજા પડી. એમના મુખ્ય બેરીસ્ટર મિ. લક્ષ્મૂર લંડનથી સાત આઠ માઈલ દૂર ગામડામાં રજા ગાળવા ગયા. એમને રાજેન્દ્રબાબુ જોડે ઠીક બની ગયું હતું. રાજેન્દ્રબાબુની તેજસ્વિતા, કાર્યક્ષમતા, કાયદાદષ્ટિ એ બધાથી એઓ અંજાયા હતા. એમણે જતાં જતાં રાજેન્દ્રબાબુને કહ્યું, "આ મુકદ્દમો બહુ ગૂંચવણ ભર્યો છે. એ માટે જો તમે મને મદદ આપી શકો તો આપણે રજામાં સાત આઠ કલાક કામ કરીએ. હું સવારે તમને મોટર લેવા મોકલીશ. બપોરનું ખાણું તમે ત્યાં લેજો."

રાજેન્દ્રબાબુ તો કામ કરવા તૈયાર જ હતા. એમણે પોતાની સંમતિ દર્શાવી. પણ પોતે શાકાહારી હોવાથી એમને માટે ખાણું તૈયાર કરવાની મુશ્કેલીનો ઉલ્લેખ કર્યો. પણ પેલાએ બધી સગવડ કરી આપવાની તૈયારી બતાવી, ને, રાજેન્દ્રબાબુને એ આમંત્રણનો સ્વીકાર કરવો પડ્યો.

બીજે દિવસથી રોજ સવારે નવેક વાગે રાજેન્દ્રબાબુને તેડવા મોટર આવતી. રાજેન્દ્રબાબુ એ મોટરમાં હાઇથથી પાસે આવેલા ગામડે જતા. ત્યાં બન્ને જણ કામે લાગી જતા. બપોરનું ખાણું, ને ચા

માટેનો વખત બાદ કરતાં, સાંજ સુધી કામમાં મંડયા રહેતા. આ કાર્યક્રમ એક પખવાડિયા સુધી નિર્વિઘ્ને ચાલ્યો.

બીજા એક સીનીયર બેરીસ્ટર મિ. અપજોન કરીને હતા. એમની ઉમર પોણોસો હશે. એમના મુકદ્દમાનાં બધાં મળીને ૧૫૦૦૦ કાગળિયાં હતાં. રાજેન્દ્રબાબુને થયું કે આ બધાં કાગળિયાં કંઈ આપનાથી વંચાવાનાં નથી. કારણ પચીસ ત્રીસ કાગળિયાં વાંચે ત્યારે માંડ એમાંથી ત્રણ ચાર પંક્તિ કામની નીકળે. આથી એમને કહ્યું કે એઓ પણ ઈસ્ટરના તહેવારો દરમિયાન કાગળિયાં રાજેન્દ્રબાબુ જોડે વાંચે. પણ એમણે કહ્યું કે હું જાતે જ કાગળિયાં વાંચીશ. બાબુ હીરજીએ એમને વધારે ફી આપવાનું કહ્યું તેનો પણ એમણે ઈન્કાર કર્યો. એમનું કહેવું હતું કે કાગળિયાં વાંચવાની જૂદી ફી હોઈ ન શકે. એમણે ખાત્રી આપી કે એઓ એકેએક શબ્દ વાંચશે. ને જરૂર પડે તો રાજેન્દ્રબાબુની મદદ માંગશે. બાબુ હીરજી કે રાજેન્દ્રબાબુને શરૂઆતમાં તો એના કહેવા પર વિશ્વાસ ન આવ્યો પણ જ્યારે એમણે તૈયાર કરેલા મુદ્દાઓ વાંચ્યા, નોંધો વાંચી ત્યારે બન્નેને પૂરી ખાત્રી થઈ કે એ બુઢ્ઢાએ એકેએક પંક્તિ ધ્યાનપૂર્વક વાંચી હતી.

મિ. અપજોન હજી સુધી રાજેન્દ્રબાબુ કે બાબુ હીરજીને ઓળખતા નહોતા. એઓ રાજેન્દ્રબાબુને બાબુ હીરજી અથવા એનો કોઈ સંબંધી હશે એમ રાજેન્દ્રબાબુના હિન્દી પહેરવેશ પરથી માનતા. એક વાર મસલત કરવા બધા બેરીસ્ટરો ને વકીલો મળ્યા હતા. ત્યાં મુકદ્દમા સંબંધી મિ. અપજોને કેટલાક સવાલો પૂછ્યા. રાજેન્દ્રબાબુએ એ બધા સવાલોના મુદ્દાસર ને સ્પષ્ટ ઉત્તરો આપ્યા. મિ. અપજોન ઘડીભર તો આશ્ચર્યમુગ્ધ નજરે એમની

સામે જોઈ રહ્યો. કંઈ બોલ્યો નહિ. પછી એકવાર એઓ લક્ષ્મુરને કહે, "પેલો હિન્દી પહેરવેશવાળો માણસ બહુ અભ્યાસી ને બારીક દૃષ્ટિવાળો લાગે છે. મેં પૂછેલા સવાલોના કેટલા સરસ ને સ્પષ્ટ જવાબો આપ્યા. બાબુ હીરજી કે એનો કોઈ સબંધી છે?"

મિ. લક્ષ્મુર કહે, "એઓ હિન્દી વકીલ છે. એ તો બહુ હોશિયાર વકીલ છે. અહીંના કાયદાની પણ બધી આંટીઘૂંટીઓ થોડા જ દિવસમાં એણે સમજી લીધી છે. બહુ ચાલાક છે."

મિ. અપજોન કહે, "તો મારા તરફથી એને કહેજો કે મને આ કેસને માટે અવારનવાર મને જોઇતી નોંધો તૈયાર કરી આપે. એ બહુ કામ આવશે."

બીજે દિવસે રાજેન્દ્રબાબુ અપજોનને મળ્યા ત્યારે અપજોને એમને ખૂબ ધન્યવાદ આપ્યા ને તારીફ કરી કરીને રાજેન્દ્રબાબુને શરમાવ્યા. ને પોતાને જોઇતી નોંધો તૈયાર કરવાનું કહ્યું. રાજેન્દ્રબાબુએ એ કામ માથે લીધું. જ્યારે જ્યારે રાજેન્દ્રબાબુ નોંધ તૈયાર કરે ત્યારે અપજોન એમને શાબાશી આપ્યા વગર રહે જ નહિ.

મુકદ્દમો ચાલવા લાગ્યો. મિ. અપજોન બહુ સરસ રીતે મુકદ્દમો ચલાવતા શનિવાર રવિવાર કોર્ટ બંધ રહેતી. મિ. અપજોન શુક્રવારે સાંજે લંડનથી ૭૦ માઇલ દૂર પોતાને ગામડે ચાલી જાય ને રવિવારે સાંજે પાછા આવે. એ બે દિવસ કશું જ કામ ન કરે. બાબુ હીરજીને થયું કે પોતાનો કેસ ચાલે ત્યાં સુધી અપજોન લંડનમાં જ શનિ રવિ રહે ને જેટલા પૈસા જોઇએ તેટલા લઇને મુકદ્દમા માટે તૈયારી કરે. રાજેન્દ્રબાબુને પણ આ વાત યોગ્ય લાગી. કારણ સામા પક્ષની દલીલોને શી રીતે તોડવી એ બધાની વાતચીત રજા દરમિયાન જ થઈ શકે રાજેન્દ્ર

બાબુએ અપજોનને વાત કરી. પણ એ તો કોઈ રીતે એમ કરવા તૈયાર ન હતો. એ તો કહે કે " બે દિવસ આરામ ન લઉં તો મારું - તો આખુ અઠવાડિયું બગડે ને કામ સારું થવાને બદલે વણસી જાય."

બાબુ હીરજીનો કેસ ઘણો મજબુત હતો. અપજોનને એ વિષે પૂરી ખાત્રી હતી. એવામાં વચ્ચે રજાના દિવસો આવવાના હતા. ત્રણ મહિનાની કોર્ટમાં રજા પડવાની હતી. એનો અર્થ એ કે છ મહિના સુધી કેસ લંબાયાં કરે. એ ન તો રાજેન્દ્રબાબુને પરવડે એમ હતું ન તો બાબુ હીરજીને. એટલે બાબુ હીરજીએ કોઈને પૂછ્યા વગર જ સામા પક્ષ જોડે કોર્ટ બંધ થાય તે પહેલાં સમાધાન કરી નાંખ્યું.

રાજેન્દ્રબાબુને હવે વિલાયતમાં રહેવાનું પ્રયોજન રહ્યું નહિ. રાજેન્દ્રબાબુએ સાંભળ્યું કે ઑસ્ટ્રીયાના એક નાના ગામમાં યુદ્ધવિરોધી સંમેલન ભરાવાનું છે, તેમાં દેશદેશના પ્રતિનિધિઓ આવનાર છે. ગાંધીજીના પરમભક્ત રાજેન્દ્રબાબુને આ વાત સાંભળતાં જ ત્યાં જવાનું મન થયું. આમ તો એઓ યુદ્ધવિરોધી હતા જ. તેમાં વળી, વિલાયતમાં રહેતા એમના એક બિહારીમિત્રે એ સંમેલનમાં ભાગ લેવાનો રાજેન્દ્રબાબુને આગ્રહ કર્યો. રાજેન્દ્રબાબુને આમ પણ યુરોપના દેશો જોવાનો વિચાર હતો. એટલે એમણે આ તક ઝડપી લીધી.

લંડનથી મુકદ્દમો પૂરો થયો તેને બીજે દિવસે એઓ ઑસ્ટ્રીયા માટે ગાડીમાં રવાના થયા. ગાડીમાં જતાં એક દેશ ને બીજા દેશની સરહદ આવે એટલે ગાડી કલાકો સુધી થોભે અને જકાત માટે સામાનની તપાસણી ચાલે. આમ પાંચેક વાર રાજેન્દ્રબાબુને પોતાનો સામાન બતાવવો પડ્યો. ચોવીસ કલાકની મુસાફરી બાદ એઓ સંમેલન સ્થાને પહોંચ્યા. સંમેલન એક ટેકરી પર હતું. કુદરતી દૃશ્ય

અનુપમ હતું. દેશ દેશના પ્રતિનિધિઓ એમાં ભાગ લેવા ત્યાં આવ્યા હતા. પ્રતિનિધિઓની સંખ્યા તો થોડી હતી. પણ જે આવ્યા હતા તેમણે જીંદગીભર યુદ્ધવિરોધી પ્રચારનું જ કામ કરેલું હતું. એમાંના ઘણા ખરા તો એ કાર્યને અંગે જેલખાનાની સજા પણ ભોગવી આવેલા. એમની જોડે રાજેન્દ્રબાબુએ સંપર્ક સાધ્યો. જેવી એમને ખબર પડી કે આ તો ગાંધીજીનો ભક્ત છે, ને ગાંધીજી જોડે કામ કરે છે ત્યારે તો બધાનું ધ્યાન એમની પર કેન્દ્રિત થયું. બધા ગાંધીજી વિષે જાતજાતના પ્રશ્નો કરવા લાગ્યા. રાજેન્દ્રબાબુ બધાને સંતોષ આપતા. બધાએ એમને આગ્રહ કર્યો કે ગાંધીજીના સિદ્ધાંતો વિષે ને વિશેષે કરીને યુદ્ધવિરોધી પ્રવૃત્તિ વિષે એમણે સંમેલનની બેઠકમાં ભાષણ આપવું. રાજેન્દ્રબાબુએ ખુલ્લી બેઠકમાં ચંપારણ તથા બારડોલી સત્યાગ્રહ વિષે ભાષણ આપ્યું. ગાંધીજીની અહિંસાની નીતિ સાર્વજનિક પ્રશ્નોનો તોડ લાવવામાં શી રીતે સફળ થાય છે તેનું એમણે ચિત્રાત્મક બ્યાન આપ્યું.

પરિષદનું કામકાજ જર્મન, ફ્રેંચ, અંગ્રેજી ને એસપરેન્ટો એમ ચાર ભાષામાં ચાલતું. એ પરિષદમાં આ ચારે ભાષા જાણનારો એક જર્મન પંડિત હતો. તે ભાષણકર્તા ભાષણ કરે કે તરત શીઘ્રલિપિમાં લખી, તુરતાતુરત જ ચારે ભાષામાં એનો તરજુમો કરી દેતો. એની કુશળતા જોઈ રાજેન્દ્રબાબુ છક થઈ ગયા. એને ધન્યવાદ આપ્યા.

યુદ્ધવિરોધી ઠરાવ સંમેલનમાં પસાર થયો. સંમેલને યુદ્ધવિરોધી પ્રચાર કરવા એક સમિતિ નીમી. એ સમિતિ ગામેગામ જઈ ભાષણો કરે એમ નક્કી થયું. ત્યારબાદ બધા પ્રતિનિધિઓ આનંદમય વાતાવરણમાં છૂટા પડયા.

ત્યાંથી દૂર ગ્રાટજ નામનું શહેર હતું. ત્યાં મેડીકલ કોલેજમાં ડૉ. સ્ટાન્ડીનાથ કરીને એક પ્રોફેસર હતા. એ ગાંધીજીના ભક્ત હતા.

એમની ને ગાંધીજી વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યાં કરતો. ગાંધીજીએ રાજેન્દ્રબાબુને આગ્રહ કરેલો કે એઓ એમને મળે. ગાંધીજીએ એક પત્ર પણ એમને આપેલો. રાજેન્દ્રબાબુએ એમને પહેલા પત્રથી ખબર આપ્યા ને પોતે ત્યાં આવનાર છે એમ જણાવ્યું. રાજેન્દ્રબાબુ કેટલાક મિત્ર જોડે પ્રથમ વિયેના ગયા. વિયેનામાં એક સભા યુદ્ધવિરોધી પ્રચાર માટે બોલાવાઈ. એમાં રાજેન્દ્રબાબુ પણ બોલવાના હતા. પણ સભામાં શરૂઆતથી જ ગરબડનાં ચિહ્નો દેખાતાં હતાં. એક વિરોધીદળ શોર મચાવતું હતું. સભાપતિ બોલવા ઊભા થયા કે હો હા મચી રહી. સભાજનો સૂત્રો ઉચ્ચારતા હતા. શું બોલાય છે તે તો રાજેન્દ્રબાબુ સમજ્યા નહિ પણ આ વિરોધીદળના છે એટલું સમજાયું. આખરે સભામાં ભંગાણ પડ્યું. ને બધાને ભાષણ કર્યાં વિના પાછું આવવું પડ્યું.

ત્યાંથી આ કડવો ઘૂંટડો પી એઓ ગ્રાટજ ગયા. એમની જોડે એમના બીજા સાથીઓ હતા. ત્યાં પણ સભા ગોઠવવામાં આવી હતી. સ્ટેશન પર ડૉ. સ્ટાન્ડીનાથ રાજેન્દ્રબાબુને આવકારવા હાજર હતા. રાજેન્દ્રબાબુ એમની જોડે એમને ત્યાં ગયા. એમણે તથા એમની પત્નીએ રાજેન્દ્રબાબુને બહુ ભાવભીનો આવકાર આપ્યો. ત્યાં નાસ્તો વગેરે કરીને, એઓ સભામાં ગયા. અહીં પણ રાજેન્દ્રબાબુ ભાષણ કરવાના હતા. એક મોટા હૉલમાં સભા મળવાની હતી. એ હૉલમાં ટેબલો ને આસપાસ ખુરશીઓ હતી. ચારસો પાંચસો માણસ હશે. બધા દારૂ પી રહ્યા હતા. સીગાર ને સીગારેટના ધૂમાડાથી વાતાવરણ ધૂમાડામય થઈ ગયું હતું. હૉલમાં જવાનો એક દરવાજો હતો. ત્યાંથી ભાષણ કરવાના મંચ પર જવાતું. મંચપર પાંચ સાત ખુરશીઓ હતી. એક મોટું ટેબલ હતું. રાજેન્દ્રબાબુ ડૉ. સ્ટાન્ડીનાથની જોડે અંદર ઘૂસ્યા. એમને જોતાં જ ત્યાં બેઠેલા લોકોને ખબર પડી કે આ યુદ્ધ-

વિરોધીદળનો માણસ છે. એમાંના એક જણે આવીને રાજેન્દ્રબાબુને પૂછ્યું કે, "તમે જર્મનમાં ભાષણ કરવાના છો યા બીજી કોઈ ભાષામાં?"

રાજેન્દ્રબાબુએ કહ્યું, "મને તો ફક્ત અંગ્રેજી ભાષા જ આવડે છે. એટલે હું તો અંગ્રેજીમાં જ ભાષણ કરવાનો છું. એના ભાષાંતરની કોઈ વ્યવસ્થા હશે તો એનું ભાષાંતર થઈ શકશે".

ડૉ. સ્ટાન્ડીનાથ, એમની પત્ની ને રાજેન્દ્રબાબુ હૉલની મધ્યમાં માંડ માંડ પહોંચ્યા હશે ત્યાં તો હો હા મચી રહી, કાન ફાટી જાય એવાં સૂત્રો ઉચ્ચારવા લાગ્યાં. ડૉકટરે રાજેન્દ્રબાબુને કહ્યું કે આ વિરોધીદળના લોકો તોફાન કરે છે. પણ એટલામાં તો દશબાર જણ એકદમ મંચ ઉપર દોડી આવ્યા, ને રાજેન્દ્રબાબુ પાસે આવી એમને ધક્કા માર્યા, ખેંચ્યા, ને મૂક્કીઓ તથા થાપટો લગાવવા મંડયા. પેલાં દંપતી વચ્ચે પડયાં તો એમને પણ થોડી પ્રસાદી મળી. પેલા લોકોએ ધડાધડ ખુરસીઓ જમીનપર અફાળવા માંડી. ને જેમ જેમ ખુરસીઓ ભાંગતી જાય તેમ તેમ તેના દાંડાઓ લઈ રાજેન્દ્રબાબુને લગાવતા જાય. પેલાં દંપતીને પણ માર્યાં. એઓ બન્ને બહુ સખ્ત રીતે ઘાયલ થયાં. એમના માથામાંથી લોહીની ધારા વહેવા લાગી. રાજેન્દ્રબાબુના માથા ને શરીરમાંથી લોહી વહેતા માંડયું. રાજેન્દ્રબાબુએ જોયું કે હવે અહીં ઊભા રહેવાનો કશો અર્થ નથી ને ડહાપણ પણ નથી. એઓ મંચ પરથી નીચે કૂદયા ને પેલાં દંપતીને પોતાની તરફ ખેંચ્યાં. હો હા મચતી રહી. ને આ ત્રણે જણા જેમ તેમ માર ખાતા ખાતા બહાર આવ્યા. ને લોહી નીગળતે શરીરે નાઠા. ઘેર આવીને ડૉકટરે પ્રથમ રાજેન્દ્રબાબુના ઘા ધોઈ પ્રાથમિક ઉપચાર કર્યા ને પછી પોતાના ઘા ધોયા.

બીજે દિવસે જ રાજેન્દ્રબાબુએ વિયેના જવાનો નિર્ણય કર્યો. ડૉક્ટર ને એની પત્ની ખૂબ નારાજ થયાં પણ બીજો ઉપાય નહોતો. એ રાજેન્દ્રબાબુને વળાવવા આવ્યાં. ત્રણેને માથે પાટા હતા. શરીર પર પાટા હતા. સ્ટેશને મુસાફરોએ ત્રણેની હકીકત પૂછીને હમદર્દી દર્શાવી. ડૉક્ટરે આ બધો અહેવાલ ગાંધીજીને મોકલ્યો. એટલે ગાંધીજીએ 'યંગ ઈન્ડીયા' માં એ પર પોતાના વિચારો દર્શાવ્યા ને રાજેન્દ્રબાબુની તારીફ કરી.

વિયેનાથી એઓ સ્વીટ્ઝરલેન્ડ રોમાં રોલાંના દર્શનાર્થે ગયા. એઓ એક ઉંચા પહાડ પર રહેતા. એ પહાડ પર રેલ્વે જતી હતી. ઉપરનું દૃશ્ય અત્યંત મનોરમ હતું. પહાડો બરફથી ઢંકાયલા હતા. સરોવરો ને લીલોતરી, ને ઝરણાંઓ એ બધામાં રાજેન્દ્રબાબુની યાતના તો કયાંય ભૂલાઇ ગઈ. એઓ એક હોટેલમાં ઉતર્યાં. રોમાં રોલાંને મળવા ગયા. ગાંધીજીના આ અનન્ય અનુયાયીને ગાંધીભક્ત રોમાં રોલાંએ ખૂબ પ્રેમથી વધાવ્યા. પણ એક મોટી મુશીબત એ ઉભી થઈ કે રોમાં રોલાંને અંગ્રેજી આવડે નહિ ને રાજેન્દ્રબાબુને ફ્રેંચ ન આવડે. એટલે એમની વચ્ચે વાતચીત થઇ શકે એમ નહોતું. આ બન્ને ભાષા જાણનારો એક દુભાષિયો રોમાં રોલાંએ શોધી કાઢયો. પણ એનું જ્ઞાન પણ કામ ચલાઉ જ હતુ. એટલે એથી જોઇએ એવી સગવડ ન થઇ. બન્નેની મુંઝવણ જેવી ને તેવી જ રહી. આથી પરસ્પર વિચારોની આપલે, ચર્ચા, કશું જ ન થઈ શક્યું. એથી બન્નેને નિરાશા ઉપજી. બે દિવસ રહી, એમણે ભારે હૈયે એ મહાવિભૂતિની વિદાય લીધી. જાણે વિલાયતથી સારું મુહૂર્ત જોયા વિના જ નીકળ્યા હોય એમ રાજેન્દ્રબાબુને લાગવા માંડ્યું. કારણ જ્યાં જોઈએ ત્યાં આમ અવળા પાસા જ પડવા માંડયા.

ત્યાંથી સ્વીટ્ઝરલેન્ડ, પેરિસ, જીનીવા એમ એઓ ફર્યા. પણ દીલમાં ઉત્સાહ નહોતો, હોંશ નહોતી. એથી એ પ્રવાસનો આનંદ એઓ માણી શક્યા નહિ ન્યૂશટેલ ગામમાં એમને એક અદ્દભૂત અનુભવ થયો. ત્યાં એક છોકરી રસ્તામાં હાથવણાટ ને હાથકંતામણનું કપડું વેચતી હતી. એ અંગ્રેજી સારું જાણતી હતી. રાજેન્દ્રબાબુનાં કપડાં જોઈને એ બાઈ કહે, "સાહેબ આપનાં કપડાં પણ હાથકંતામણ ને હાથવણાટનાં છે નહિ".

"હા".

"જુઓ, આ કપડું પણ એવું જ છે," કહી રાજેન્દ્રબાબુને સવાલ કર્યો,

"તમારા દેશમાં ગાંધીએ આ કપડાંને લોકપ્રિય બનાવ્યું નહિ?"

"તને ક્યાંથી ખબર?"

"હું જાણું છું. એ ગાંધીનાં બધાં પુસ્તકો પણ મેં વાંચ્યાં છે. જુઓ આ અમારો ચરખો"

એમ કહી એણે રાજેન્દ્રબાબુને સ્વીસ ચરખો પણ બતાવ્યો. એક ગામડાંની છોકરી ગાંધીજીનું નામ જાણે એટલું જ નહિ પણ ગાંધીજીનું સાહિત્ય આટલા પ્રેમથી વાંચે એ જાણીને રાજેન્દ્રબાબુની નિરાશા દૂર થઈ. એમનું મન પ્રફુલ્લિત થયું. એ છોકરી જોડે એમણે ક્યાં સુધી ગાંધીજી વિષે વાતો કરી. છોકરીએ એમને જાતજાતના પ્રશ્નો પૂછયા ને રાજેન્દ્રબાબુએ એના ઉત્તરો આપ્યા. આ બનાવ એમના હૃદયમાં ચિરંજીવ અસર મૂકી ગયો.

ત્યાંથી ફરતા ફરતા ફરી લંડન આવ્યા. ત્યાં એક અત્યંત દુઃખદ સમાચાર મળ્યા. એમના એક સાથી સત્યરંજન સિંહને અકસ્માત્ થયો હતો, ને એઓ મૃત્યુપથારીએ હતા. લંડન

પહોંચતાં જ આ સમાચારથી એઓ ગભરાયા. નર્સીંગ હોમ પર પહોચ્યા. ત્યાં તો એમનું મૃત્યુ થયું હતું. રાજેન્દ્રબાબુએ અત્યંત દુખીત હૃદયે શબને દાહ કર્યો. હવે એમને કંઈ ચેન પડતું નહોતું. જહાજને ઉપડવાને હજી બારેક દિવસની વાર હતી. લંડન પોતાના પ્રિય સાથીના મૃત્યુને લીધે અત્યંત કારમું લાગતું હતું. ત્યાં દશબાર દિવસ કઢાય એવી એમની માનસિક સ્થિતિ નહોતી. એટલે એટલા દિવસ દીલ બહેલાવવા ફરી પાછી યુરોપયાત્રા કરવાનો વિચાર કર્યો. ને એઓ ઉપડયા હોલાંડ. ત્યાં યુવક સંમેલન હતું. દેશ દેશથી યુવકો આવ્યા હતા. રાજેન્દ્રબાબુને ત્યાં ખૂબ શાંતિ મળી. બીજી દિશામાં મન પરોવાયુ. વિચારોની આપ લે થઈ. ચર્ચા થઈ. ને, યુવકોના આગ્રહથી એમણે ત્યાં એક અસરકારક ભાષણ પણ આપ્યું.

ત્યાંથી બર્લીન ગયા. જર્મનીના ત્રણ શહેર જોવાનો એમનો મનસુબો હતો. કારણ વખત ઘણો થોડો હતો. રાતના મુસાફરી કરે ને દિવસના પ્રદેશો જુએ એવી જાતનો કાર્યક્રમ રાખેલો. અકસ્માતે બાબુ હીરજી બર્લીનની એક હોટેલમા એમને મળ્યા ને એમની જોડે બર્લીનમાં ખૂબ ઘૂમ્યા. ત્યાથી લીપઝીક ગયા. ત્યાંથી મ્યુનીચ. મ્યુનીચની વેધશાળા એમણે જોઈ. હીટલર જ્યાં ભાષણ કરતો તે સ્થળ પણ જોયું. ત્યાથી જળશહેર વેનીસ જોયું. ત્યાં હોડીમાં શહેરની મુસાફરી આનંદથી કરી, પણ હવે એમનું દીલ ઊડયું હતું. ને વખત પણ થવા આવ્યો હતો, એટલે સીધા માર્સેલ્સ જઈ ત્યાંથી હિંદુસ્તાન માટે રવાના થયા.

આમ રાજેન્દ્રબાબુની યુરોપયાત્રા એક રીતે કહીએ તો બીનરાજકીય હતી. એમાં એમને અનેક કડવા અનુભવો થયા, ને મીઠા પણ. પોતાને પડેલો માર, પ્રિય સાથીનું મૃત્યુ, રોમાં રોલાંની

મુલાકાતથી થયેલી નિરાશા હતાં, તો બીજી બાજુ, આખું યુરોપ ઘુમ્યાનો આનંદ હતો, ગાંધીજીના સિદ્ધાંતોનો પ્રચાર કરવાનો, યુદ્ધવિરોધી ને યુવક સંમેલનો દ્વારા જે મોકો મળ્યો, તેનો સંતોષ હતો. અંતમાં એમની યુરોપયાત્રા એ કડવા મીઠા અનુભવોનું એક અદ્‌ભૂત મિશ્રણ હતું અને એ પ્રવાસે રાજેન્દ્રબાબુ ઉપર ઘણી ઊંડી અસર કરી હતી.



## પ્રકરણ ૯ મું

### કેળવણીકાર

વિદ્યાર્થી અવસ્થામાં જ રાજેન્દ્રબાબુ કેળવણીમાં દિલચસ્પી લેતા. એમને કેળવણીમાં જીવંતરસ હોવાથી જ, એમણે બિહાર વિદ્યાર્થી સંમેલનની સંસ્થા જન્માવી. કૉલેજમાં જે શિક્ષણ અપાતું તેની ખામીઓ તો એઓ પહેલેથી જોઈ શકેલા. અને આપણી આખી શિક્ષણપ્રથા ધડમૂળથી બદલાવી જોઇએ એવું એમને લાગ્યા કરતું. પણ એઓ બીજા કામમાં એટલા બધા પ્રવૃત્ત રહેતા કે એમને એ વિષે પૂરતો વિચાર કરવાનો મોકો મળતો નહિ

પણ જ્યારે એઓ ગાંધીજીના કામમાં સાથ આપવા ચંપારણ્ય ગયા ત્યારે એ બાબતપર એમણે વિચાર કરવા માંડયો, ને એમના વિચારો નિશ્ચિત આકારો અને મૂર્તસ્વરૂપ લેતા ગયા. એમને લાગ્યું કે પૂનામાં જેમ ફરગ્યુસન કૉલેજ છે તેવી સંસ્થા સ્થાપવી જોઈએ કે જેમાં ત્યાગી લોકો પોતાના નિર્વાહ પૂરતો પગાર લઇ, શિક્ષણને દેશ–સેવાનો એક અગત્યનો પ્રકાર સમજી રાષ્ટ્રીય દૃષ્ટિએ આપણા નવજુવાનોને કેળવણી આપે. આ વિચાર જરા દૃઢ થતાં, રાજેન્દ્રબાબુએ એ સંસ્થાનો નકશો તૈયાર કર્યો, ને એ માટે થોડા સ્વયંસેવકો પણ પસંદ કર્યા. પણ એ બધું જ્યારે ગાંધીજીને બતાવવામાં આવ્યું ત્યારે એઓ એનાથી સંતુષ્ટ થયા નહિ એટલે એ વાત પડતી મૂકાઈ. ગાંધીજી

આ સરકાર જોડે કશો ય સંબંધ ન હોય એવી સંસ્થા ઇચ્છતા હતા. એમાં કેવળ રાષ્ટ્રીય દષ્ટિએ જ શિક્ષણ આપવામાં આવે એવી એમની ખ્વાહેશ હતી. રાજેન્દ્રબાબુ ફરગ્યુસન કૉલેજની મુલાકાત પણ લઇ આવ્યા. પણ ગાંધીજીના આશીર્વાદ સિવાય શી રીતે આગળ વધાય! એટલે વાત ત્યાં જ અટકી. રાજેન્દ્રબાબુએ એમના કૉલેજના દિવસોમાં બંગભંગની ક્રાન્તિ વખતે આપણી રાષ્ટ્રીયશાળા ને વિદ્યાપીઠોમાં શરૂઆતમાં ભરતી થઈ ને પાછળથી જનતાનો ઉત્સાહ ઓછો થતાં ને એમાંથી ઉત્તીર્ણ થતા વિદ્યાર્થીઓને પોતાની આજિવિકા મેળવતાં મુશ્કેલી નડતી હોવાથી વિદ્યાર્થીઓની સંખ્યા ઘટવા માંડેલી એ પ્રત્યક્ષ અનુભવ્યું હતું. વળી તે વખતની બંગાળની રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થામાં, બંગાળના અગ્રગણ્ય શિક્ષણશાસ્ત્રીઓ પણ હતા. કલકત્તા યુનિવર્સિટીમાં જેમની મહાન પ્રતિષ્ઠા હતી એવા જાણીતા પુરૂષો પણ ત્યાં હતા, છતાં એ સરકારની શિક્ષણ સંસ્થાઓની વિરૂદ્ધમા ઊભી થયેલી શિક્ષણ સંસ્થાઓનો ફેજ જોતાં એમને પ્રતીતિ થઈ હતી કે કેળવણીમાં માત્ર લાગણીથી દોરવાઈ આપણે રાષ્ટ્રીય સંસ્થા ઊભી કરીએ તેમા કશો અર્થ નથી.

આમ છતાં ૧૯૨૦ નુ સત્યાગ્રહ આંદોલન મહાત્માજીના નેતૃત્વ નીચે શરૂ થયું તેમાં સરકારી શાળા ને કૉલેજોના બહિષ્કારનો પણ કાર્યક્રમ હતો. રાજેન્દ્રબાબુએ આ બાબતમાં પોતાના વિચારો બિહાર પ્રાંતના કાર્યકર્તાઓને બહુ જ સ્પષ્ટતાથી સમજાવ્યા. પણ એથી ખોટી ગેરસમજુતી ઊભી થઈ. કાર્યકર્તાઓએ માન્યું કે રાજેન્દ્રબાબુ ડરપોક છે, ને આપણી સામે નકામું બિહામણું ઊભું કરે છે.

રાજેન્દ્રબાબુએ જોયું કે આપણી કેળવણી અર્થપ્રધાન છે. જે શિક્ષણ લે છે તે કમાણી કરવાના હેતુથી લે છે. શિક્ષણ આપવાનો ખર્ચ માબાપ કરે તો પોતાનાં બાળકો પાસે અપેક્ષા રાખે કે એઓ ભણીને

સારું કમાય, એ સ્વાભાવિક ને સહજ છે. એ દૃષ્ટિએ વિચારતાં સરકારી શાળા કૉલેજોમાં અપાતું શિક્ષણ નકામું હોવા છતાં, રાષ્ટ્રીય શિક્ષણ કરતાં એમાં કમાવાની શક્યતા વધારે હતી. આ કારણથી રાજેન્દ્રબાબુ માનતા કે પહેલાં વિદ્યાર્થીઓને શાળા કૉલેજનો ત્યાગ કરવાનું કહેવું. ને પછી જો ઘણી સંખ્યામાં વિદ્યાર્થીઓ શાળા કૉલેજ છોડે તો પછી રાષ્ટ્રીય શિક્ષણ માટે વિદ્યાલયનો પ્રબંધ કરવો. એમનો આગ્રહ હતો કે એક વાર રાષ્ટ્રીય શિક્ષણ માટે સંસ્થા ખોલ્યા પછી કોઈ પણ ભોગે એ સંસ્થા ચાલુ ને જીવંત રહેવી જોઈએ. રાજેન્દ્રબાબુ અંગ્રેજી કેળવણી હાનિકારક છે, તદ્દન નકામી છે એમ તો ચોક્કસપણે માનતા, ને એ વિશે એના દોષો પણ એમણે સ્પષ્ટતાથી બતાવેલા. છતાં ગેરસમજુતી થઈ. એઓ માને છે કે વિદેશી ભાષા કોઈપણ હિસાબે આપણા શિક્ષણનું માધ્યમ તો ન જ હોવી જોઈએ. એથી વિદ્યાર્થીઓના સમયની બરબાદી થાય છે ને એમની બુદ્ધિને વિકાસ કરવા માટે અવકાશ રહેતો નથી. અંગ્રેજોએ આપણને પોતાની સગવડ માટે શિક્ષણ આપ્યું એ પણ એઓ માને છે. રાજેન્દ્રબાબુ શિક્ષણ પ્રણાલિમાં ફેરફાર ઇચ્છતા હતા અને તે ફેરફાર ક્રાન્તિકારી થવો જોઈએ એમ પણ એઓ માનતા. પણ તે ધીમે ધીમે, વિચારપૂર્વક, એક એક કદમ મૂકીને કરાવો જોઈએ એવો આગ્રહ રાખતા. આથી રાજેન્દ્રબાબુ એ જોવા માંગતા હતા કે અસહકારના આંદોલનમાં કેટલા વિદ્યાર્થીઓ કૉંગ્રેસના આદેશ અનુસાર શાળા ને કૉલેજ છોડે છે. કેટલાક કાર્યકરો કહેતા કે જ્યાંસુધી આપણે સામી સંસ્થા ઊભી નહિ કરીએ ત્યાંસુધી વિદ્યાર્થીઓ શાળા કૉલેજ છોડવાના નથી. રાજેન્દ્રબાબુ કહેતા કે, "ના એમ એમને લલચાવીને નહિ પણ આજનું ગુલામી શિક્ષણ લેવું તેના કરતાં અભણ રહેવું બહેતર છે એમ વિદ્યાર્થીઓ પર ઠસાવી એમને સરકારી શિક્ષણ સંસ્થાઓ છોડવા તૈયાર કરવા. કારણ કે, એની ખાત્રી થતાં, એઓ કોઈ દિવસ જેનો ત્યાગ કર્યો હશે તે

સંસ્થામાં પાછા નહિ જાય."

આમ રાજેન્દ્રબાબુ ને બીજા કાર્યકરો, શાળા કૉલેજનો બહિષ્કાર શી રીતે સક્રિય બનાવવો એની ચર્ચા કરતા હતા ત્યાં તો બિહારના જાણીતા કાર્યકર્તા મઝરૂલ હક્કે એક રાષ્ટ્રીય શાળા ખોલી પણ ખરી; ને એ રીતે રાષ્ટ્રીય શિક્ષણનાં બિહારમાં શ્રી. ગણેશ મંડાયા. એવામાં મહાત્માજી પણ બિહારના પ્રવાસે આવ્યા. એમણે સરકારી શાળા ને કૉલેજો વિરૂદ્ધ ઝુંબેશ ઉપાડી. ને પરિણામે અધિક ને અધિક સંખ્યામાં વિદ્યાર્થીઓ શાળા કૉલેજો છોડવા લાગ્યા.

રાજેન્દ્રબાબુ પટણા યુનિવર્સિટીના સેનેટના તેમજ સીન્ડીકેટના સભ્ય હતા. યુનિવર્સિટીના કામોમાં એઓ સક્રિય ભાગ લેતા હતા. યુનિવર્સિટીએ શિક્ષણક્રમમાં ફેરફાર કરવા એક સમિતિ નીમેલી. એ સમિતિના રાજેન્દ્રબાબુ સભ્ય હતા. એમણે સમિતિમાં સૌથી મહત્વનો ભાગ ભજવેલો, ને મેટ્રીક સુધીની પરીક્ષામાં માતૃભાષા માધ્યમ રહે એ જાતની માંગણી એમણે કરેલી. સમિતિમાં એમનો વિરોધ કરનારા પણ ઘણા લોકો હતા, છતાં રાજેન્દ્રબાબુની ખાત્રી હતી કે એઓ ચોટ ને સમર્થ રીતે પોતાની દલીલો રજૂ કરી, માતૃભાષાને શિક્ષણનું માધ્યમ બનાવવા માટે સેનેટની મંજુરી મેળવી શકશે. આ મંજુરી મળે તો રાષ્ટ્રીય શિક્ષણમાં એક કદમ આગે બઢ્યા એમ ગણાય. આથી એમણે સત્યાગ્રહી તરીકે કોઇ પણ સરકારી સંસ્થાઓ સાથે સંબંધ રાખતી સંસ્થાઓનો બહિષ્કાર કરવાની પ્રતિજ્ઞા લીધેલી હોવા છતાં, જ્યાં સુધી સેનેટની સભા ન માને, ને ભાષાના માધ્યમના એમના ઠરાવ પર ચર્ચા ન થાય, ત્યાં સુધી યુનિવર્સિટીમાંથી રાજીનામું ન આપવું એમ ઠરાવ્યું. કારણ, જો એઓ ન હોય, તો પછી વિરોધીઓ ફાવે ને એ સમિતિમાં એમણે લીધેલી બધી મહેનત પાણીમાં મળે. રાજેન્દ્રબાબુના આ નિર્ણયનો પણ અવળો અર્થ કેટલાક

લીધો. એમને ડરપોક ગણ્યા, એમની નબળાઈ ગણી, છતાં એમણે તો પોતાનો આગ્રહ ગેરસમજુતીને ભોગે જાળવી રાખ્યો.

આખરે સેનેટની બેઠક મળી, તેમાં રાજેન્દ્રબાબુએ ચિરસ્મરણીય જોરદાર ભાષણ પોતાની ભલામણના સમર્થનમાં આપ્યું. પરિણામે સેનેટના બે અંગ્રેજોએ રાજેન્દ્રબાબુની ભલામણોને ટેકો આપ્યો. વિરોધ થયો, પણ રાજેન્દ્રબાબુનો ઠરાવ ઘણી બહુમતિથી સ્વીકારાયો. ને મેટ્રીક સુધી માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય એમ નક્કી થયું.

બેઠક પૂરી થતાં જ રાજેન્દ્રબાબુએ સાચા સત્યાગ્રહીની જેમ સેનેટ તથા સીન્ડીકેટના સભ્ય તરીકે રાજીનામું આપી દીધું. પેલા અંગ્રેજ સભ્ય કે જેમણે રાજેન્દ્રબાબુને હાર્દિક ટેકો આપ્યો હતો તેમણે એમને ખૂબ વિનવ્યા કે રાજીનામું પાછું ખેંચો, પણ એઓ એકના બે ન થયા.

બિહારમાં ગાંધીજીનો પ્રવાસ શાળા કોલેજોને ખાલી કરાવવામાં ઘણો સફળ નીવડ્યો. સેંકડો વિદ્યાર્થીઓ રોજ શાળા ને કોલેજો છોડતા. સરકારી શાળા કોલેજો જોતજોતામાં ખાલી થઈ ગઈ. રાજેન્દ્રબાબુને પણ લાગ્યું કે રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થા સ્થાપવાનો મોકો આવી લાગ્યો છે. એટલે એમણે યોજના ઘડી, એક મકાન ભાડે લીધું ને ત્યાં રાષ્ટ્રીય મહાવિદ્યાલય સ્થાપ્યું.

એક દિવસ પટણાની ઇન્જિનેરી શાળાના વિદ્યાર્થીઓને પ્રીન્સીપાલ સાથે તકરાર થઈ. વિદ્યાર્થીઓ હડતાલ પર ઉતર્યા. એઓએ મોટું સરઘસ કાઢ્યું. ને બિહારના જાણીતા નેતા મઝરૂલ હક જે મોટા મકાનમાં રહેતા હતા તેને ઘેર ગયા ને કહ્યું કે, " અમે શાળા હંમેશને માટે છોડી છે. અમને તમે કામ બતાવો." એઓ બહુ ભાવિક હતા. વિદ્યાર્થીઓ જોડે એઓ પોતાના આલિશાન

મકાનને છોડીને ચાલી નીકળ્યા. ને ગંગાકિનારા પર એક બગીચામાં ગયા. ત્યાં એમના મિત્રનું મકાન હતું. ત્યાં ગયા. ને થોડા દિવસમાં તો એમણે વિદ્યાર્થીઓની મદદથી ત્યાં એક આશ્રમ સ્થાપ્યો. ત્યાં ચરખા બનાવાયા. કાંતણ શરૂ થયું. એમણે વિદ્યાર્થીઓને શિક્ષણ આપવું શરૂ કર્યું. ને પોતાની બધી મૂડી એ આશ્રમને વિકસાવવામાં ખર્ચી નાખી. એ આશ્રમનું નામ એમણે 'સદાકત આશ્રમ' રાખ્યું. રોજ નવા નવા વિદ્યાર્થીઓ આવે ને હક સાહેબ બધાને પોતાના બચ્ચાની જેમ રાખે. એ વિદ્યાર્થીઓ ૯૫ ટકા હિન્દુઓ હતા, પણ હક સાહેબ તો એમને પોતાના બાળકોની જેમ રાખતા.

રાજેન્દ્રબાબુનું પટણા મહાવિદ્યાલય પણ હવે મોટા પાયા પર ચાલવા લાગ્યું. રાજેન્દ્રબાબુ એના પ્રીન્સીપાલ બન્યા. શિક્ષણમાં ગુજરાત વિદ્યાપીઠની જેમ જ રાષ્ટ્રીય દૃષ્ટિ હતી. કોલેજમાં વિદ્યાર્થીઓની સંખ્યા ખૂબ વધી. હવે એ લોકોને લાગ્યું કે પટણા યુનિવર્સિટી જેવી રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થપાવી જોઈએ જે મહાવિદ્યાલયમાં ભણતા વિદ્યાર્થીઓને તથા હક સાહેબની શાળાના વિદ્યાર્થીઓની પરીક્ષા લઈ એમને પદવીઓ આપે. ગાંધીજીએ આ વાતને પસંદ કરી. રાજેન્દ્રબાબુએ કહ્યું, "અમારી પાસે પૈસા નથી." બાપુ કહે, "એની ચિંતા તમે ન કરો. તમે જે કામ કરો છો તે કરો." થોડા દિવસોમાં બાપુએ તાર કર્યો કે "સાઠ હજાર રૂપીયા બિહાર વિદ્યાપીઠની સ્થાપના માટે મોકલ્યાં છું. એના ઉદ્ઘાટનની તૈયારી કરો."

બાપુ આવ્યા, ને મહાન સમારંભ કરી બિહાર વિદ્યાપીઠની સ્થાપના કરી. મઝરૂલ હક એના ઉપકુલપતિ બન્યા. એની સેનેટ ચૂંટાઈ, ને જૂદી જૂદી પરીક્ષાનો પાઠ્યક્રમ પણ નક્કી થયો. આ પાઠ્યક્રમ રાજેન્દ્રબાબુના શિક્ષણ વિષેના વિચારોની સ્પષ્ટ આકૃતિ દર્શાવે છે.

બિહાર વિદ્યાપીઠની સ્થાપના થઈ એટલે જે રહ્યા સહ્યા વિદ્યાર્થીઓ સરકારી શાળા કોલેજોમાં હતા તે બધા સરઘસ કાઢીને વિદ્યાપીઠમાં જોડાયા. એમાં ઘણા વિદ્યાર્થીઓ યુનિવર્સિટીનો ચંદ્રક મેળવેલા ઉત્તમમાં ઉત્તમ વિદ્યાર્થીઓ હતા. એમાંના ઘણા-ખરા આજે બિહાર વિદ્યાપીઠની પદવીઓ લઈ બિહારમાં રાષ્ટ્રીય કાર્ય કરી રહ્યા છે. બિહારમાં આજે જે રાષ્ટ્રીયતા છે તેને માટે રાજેન્દ્રબાબુની રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ જવાબદાર છે. રાજેન્દ્રબાબુએ વિદ્યાર્થીઓને સાચું શિક્ષણ આપવાથી એઓ દેશને કેવા ઉપયોગી થઈ પડે છે, તે બિહાર વિદ્યાપીઠના પ્રત્યક્ષ દૃષ્ટાંતથી દર્શાવ્યું.

રાજેન્દ્રબાબુએ પોતાના પુત્રોને તુરત જ સરકારી શાળા કોલેજો-માંથી ઉઠાડી વિદ્યાપીઠમાં દાખલ કર્યા. એમના તથા એમના ભાઇના મળીને ત્રણ વિદ્યાર્થીઓ હતા. તે ત્રણેએ વિદ્યાપીઠનું શિક્ષણ લીધું.

પછી ઠેરઠેર રાષ્ટ્રીય સંસ્થાઓ ખોલવાના કામમાં રાજેન્દ્રબાબુ મચ્યા રહ્યા. કેટલીયે શાળાઓ બિહાર વિદ્યાપીઠમાં જોડાઈ. બિહાર વિદ્યાપીઠમા બધું મળીને પચીસ હજાર વિદ્યાર્થીઓ જોડાયા આમ રાજેન્દ્રબાબુ કેળવણીકાર તરીકે કેટલા સફળ થયા તે આ આંકડા પરથી પ્રતીત થશે. પચાસ તો શાળાઓ વિદ્યાપીઠ જોડે જોડાઈ. ને બિહાર વિદ્યાપીઠની વ્યવસ્થા, બિહાર યુનિવર્સિટીને શરમાવે એવી વ્યવસ્થિત હતી. બિહાર યુનિવર્સિટીમાં સેનેટ સભ્ય તથા સીન્ડીકેટ સભ્ય હોવાથી રાજેન્દ્રબાબુને એની મર્યાદાઓ ખબર હતી. એટલે રાજેન્દ્ર-બાબુએ એ મર્યાદાઓ બિહાર વિદ્યાપીઠમાં ન પ્રવેશે તેની પૂરતી તકેદારી રાખી. બિહાર વિદ્યાપીઠ આજદિન સુધી એક અગ્રગણ્ય રાષ્ટ્રીય સંસ્થા રહી છે, અને એની એકધારી સફળતા રાજેન્દ્રબાબુના સ્પષ્ટ માર્ગદર્શ-નને મુખ્યતઃ આભારી છે એ નિર્વિવાદ છે.

## પ્રકરણ ૧૦ મું

### જેલજીવન

મહાત્મા ગાંધીજીએ આવી હિન્દના રાજકારણનો કબજો લીધો ત્યારે એમાં એકાએક ચમકારો આવ્યો. રાજકારણ એટલે માત્ર ભાષણો કરવાં, ઠરાવો, પ્રતિનિધિમંડળ લઈ જવું, એટલું કરવા જ નહિ, પણ રાજકીય સત્તાનો સામનો કરવો, રાજકીય સત્તાની સામે થતાં લાઠીમાર, જેલ, વગેરે જે કાંઈ સહન કરવું પડે તે તે સહવા તત્પર રહેવું એ હકીકત ગાંધીજીએ આપણને શીખવી. આ નવો પાઠ, રાજેન્દ્રબાબુ પહેલવહેલા ચંપારણમાં ગાંધીજી પાસેથી જ શીખ્યા. ગાધીજી તો કલેક્ટરના હુકમનો ભંગ કરી જેલ જવા માટે સજ્જ થયા હતા. એ પ્રયોગ એમણે સફળતાથી દક્ષિણ આફ્રિકામાં અજમાવી જોયો હતો. બિહાર બહારનો આદમી બિહારી કિસાનો માટે જેલયાતના સહન કરવા તૈયાર થાય તે જોઈ બિહારી તરીકે રાજેન્દ્રબાબુ શરમાયા, ને એમણે પણ બાપુ જેલમા જાય તો એમની પાછળ જેલની તૈયારી કરવી એવો નિર્ણય કર્યો. પણ એ વખતે મોકો તો ન આવ્યો. છતા રાજકારણમા પડવું હોય તો જેલયાતના સહવી પડે એ મંત્ર એઓ ત્યારે પોતાના રાજકીય જીવનની શરૂઆતમા જ શીખ્યા.

ત્યારપછી તો ૧૯૨૦નો સત્યાગ્રહ આવ્યો. રાજેન્દ્રબાબુએ

એમાં પાહોમ કરીને ઝંપલાવ્યું. અસહયોગ આંદોલનમાં પણ સક્રિય ભાગ લીધો. પરિણામે વકીલાત છોડી, હડતાલો પડાવી, સરઘસો કાઢયાં, ખાદી કાર્ય ઉપાડયું. ને એ બધાં કાર્યની પાછળ જેલ જવાની પૂરેપૂરી તૈયારી હતી. એ સત્યાગ્રહના આંદોલન દરમિયાન એઓ ગામેગામ ફર્યા, આંદોલનો જગાવ્યાં, અસહકારની જ્યોતને ચોમેર પ્રગટાવી તો યે જેલ જવાનો વારો ન આવ્યો. પોતાની ગિરફતારીના ભણકારા તો વારે વારે આવતા હતા પણ એમને ગિરફતાર કોણ જાણે શા કારણથી કર્યા નહિ!

આ પછી આવ્યો ૧૯૩૩નો નીમક સત્યાગ્રહ. રાજેન્દ્રબાબુએ એ સમયે અનેકવાર આખા બિહારનો પ્રવાસ કર્યો. જીલ્લે જીલ્લે, કસબે કસબે સભાઓ ગજવી ને આખા બિહારના પ્રદેશને એમણે જાગૃત કરી મૂકયો, વિદ્રોહી બનાવી દીધો. મહિનાઓ બાદ પટણાની પાસે છપરામાં એમને ગિરફતાર કરવામાં આવ્યા.

આ એમનો પહેલવહેલો જેલનો અનુભવ હતો. છપરા જેલમાં તે વખતે લગભગ પાંચસેં થી છસેં સત્યાગ્રહી કેદીઓ હતા. એ બધાને રાજેન્દ્રબાબુની ગિરફતારીની ખબર પડી ગયેલી. એથી એઓ રાજેન્દ્રબાબુ જેવા જેલની ફાટક આગળ આવ્યા કે એકઠા થઈ "રાજેન્દ્રબાબુની જય" નાં સૂત્રો પૂકારતા રાજેન્દ્રબાબુનું સ્વાગત કરવા ધસી આવ્યા. જેલર તો ગભરાયો. એણે અંદરનું ફાટક ખોલ્યું નહિ, એટલે અંદરના કેદીઓની જય ઘોષણા વધવા માંડી. જેલર વધારે ને વધારે ખીજવા લાગ્યો. રાજેન્દ્રબાબુએ જેલરને કહ્યું, "જો મારું માનો તો મને અંદર જવા દો. અબઘડી બધું શાંત થઈ જશે." પણ જેલરને રાજેન્દ્રબાબુ પર વિશ્વાસ નહોતો. રાજેન્દ્રબાબુ એ લોકો જોડે

પાળીને જેલમાં કંઈ ધાંધલ ઊભી કરે તો? એટલે પેલાએ જક પકડી રાખી. રાજેન્દ્રબાબુએ એને સમજાવવા માંડ્યો, " ભલા માણસ, હું એ લોકોને શાંત રહેવા એ લોકોની પાસે જાઉં ત્યારે સમજાવી શકું ને? એટલે મને તમે સગવડ આપો. જેણે તો તમે મારી જોડે ચાલો ને જુઓ કે એ લોકો શાંત થાય છે કે નહિ?" જેલરને હવે પોતાની ભૂલ જણાવા માંડી. તેણે આખરે નમતું મૂક્યું ને રાજેન્દ્રબાબુને કહ્યું, " જોજો વધારે ધાંધલ ન થાય," કહીને રાજેન્દ્રબાબુને અંદર મોકલ્યા. બધાએ એમનો જયજયકાર કર્યો. એમને ફૂલોથી વધાવ્યા. ને સૌ રાજેન્દ્રબાબુના કહેવાથી પોતપોતાની કોટડીમાં ચાલી ગયા. એટલામાં તો જેલની બહાર બધાને એમના આગમનની ખબર પડી એટલે જોતજોતામાં જેલની બહાર હજાર માણસોનું ટોળું ભેગું થયું ને જોરશોરથી 'રાજેન્દ્રબાબુની જય' બોલાવવા લાગ્યા. ને સાથે સાથે સરકાર વિરૂદ્ધ સૂત્રો પણ ઉચ્ચારવા લાગ્યા. ધીરે ધીરે લોકોનું ટોળું વધતું ગયું. જેલર ગભરાયો. રાજેન્દ્રબાબુને તો જેલની બહાર મોકલાય એમ હતું નહિ એટલે એણે લોકોની પર ગોળીબાર કરવાનો હુકમ આપ્યો. ગોળીબાર હવામાં કર્યો ને તેથી લોકો વિખેરાયા.

રાજેન્દ્રબાબુ માટે સરકાર તરફથી કોઈ ખાસ હુકમ હતો નહિ. એથી જેલરે એમની પ્રત્યે સામાન્ય કેદી જેવું જ વર્તન રાખ્યું. સામાન્ય કેદીઓને જેવી ખાવા માટે લોખંડની તાંસળી મળે છે તેવી તાંસળી એમને આપવામાં આવી. ને સામાન્ય કેદીઓને મળતો તેવો જુવારનો રોટલો ને પાણી જેવી ભાજી એમને આપવામાં આવી. રાજેન્દ્રબાબુને ઘેરથી ખાવાનું આવ્યું. જેલર એમને કહે કે તમે તો હજી કાચા કેદી છો. માટે ઘરનું ખાઈ શકો. પણ ફાટક આગળ જઈને ખાઈ લેવું પડે. રાજેન્દ્રબાબુએ એવી અપમાનજનક શરતનો સાફ સાફ ઈન્કાર કર્યો.

રાજેન્દ્રબાબુ પર મુકદ્દમો ચાલ્યો. મેજીસ્ટ્રેટ રાજેન્દ્રબાબુનો સહાધ્યાયી હતો. એની તો નીચેથી ઊંચુ જોવાની હિંમત ન મળે. લોકોનાં ટોળાં આવે તે બીકે જેલમાં જ મુકદ્દમો ચલાવાયો. પેલાએ નીચી મુડીએ શરમિંદા બનીને રાજેન્દ્રબાબુને છ માસની સજા ફરમાવી.

સજા થતાં રાજેન્દ્રબાબુને અચાનક અધરાતે બંધ મોટરમાં છપરા જેલમાંથી હજારીબાગની જેલમાં લઈ જવામાં આવ્યા.

હજારીબાગમાં બધા જાણીતા બિહારના કાર્યકરો હતા. ત્યાં જતાં વેંત જ એમના સાથીઓએ એમનો ભાવભીનો સત્કાર કર્યો. રાજેન્દ્રબાબુ આવતાં વેંત જ બધાની જોડે ભળી ગયા. એમને તો સખત મજુરીની સજા હતી. મજુરી પસંદ કરવાનું એમને જેલરે કહ્યું. રાજેન્દ્રબાબુએ વણાટકામ શીખવાનું પસંદ કર્યું. થોડા દિવસમાં પાટી ને કપડું બન્ને વણવાનું કામ એમણે શરૂ કર્યું. એમણે વણેલી પાટી એઓ જ્યારે છૂટયા ત્યારે એમણે જેલના સ્મરણ તરીકે ખરીદી લીધી.

આ વણાટકામ ઉપરાંત એઓ લખતા, વાંચતા ને ચરખો કાંતતા. એ જેલમાં જ દક્ષિણ આફ્રિકાના નેતા સ્વામી ભવાની દયાળ હતા. એઓ જુદી બેરેકમાં હોવા છતાં રાજેન્દ્રબાબુ એમની પાસે જઈ શકતા. આ લોકો વચ્ચે ખૂબ ગાઢો સંબંધ બંધાયો. બન્ને એકબીજા પાસે ઘણું શીખ્યા.

રાજેન્દ્રબાબુને પુસ્તકોની પણ ઠીક સગવડ મળતી માત્ર રાજકારણ જોડે જેને દૂરનો પણ સંબંધ છે એવું અમલદારોને લાગે તે પુસ્તકો એમને આપવામાં આવતાં નહિ.

આ સમયે એમણે ગાંધીજીના જે લેખો 'યંગ ઈન્ડીઆ' માં છૂટા છવાયા પડયા હતા, તેનું યોગ્ય વર્ગીકરણ કરીને તેની પર લાંબી

પ્રસ્તાવના લખવાનો વિચાર કર્યો ને વર્ગીકરણનું કામ તુરત જ શરૂ કરી દીધું. સત્યાગ્રહ, અહિંસા, સ્વદેશી, એવા વિભાગો પાડી, દરેક વિભાગ વિષે થોડું પ્રાસ્તાવિક એમણે લખ્યું. જેલમાંથી છૂટી એ ગાંધીજીને બતાવ્યું. ગાંધીજીને એ કામ ખૂબ ગમ્યુ. પછી તો ૧૯૩૨ ની ક્રાન્તિ વખતે 'સદાકત આશ્રમ' સરકારે કબજે કર્યો તેમાં એની હસ્તપ્રત ગઈ તેનો આજસુધી પત્તો નથી. આમ આટલી આટલી મહેનત કરી તે બધી પાણીમાં ગઈ.

જેલમાં વાલ્મિકી રામાયણનો પણ એમણે ઊંડો અભ્યાસ કર્યો. નિવારણ દાસગુપ્તા પાસેથી પાતંજલ યોગદર્શન શીખ્યા. એમાં એમને ખૂબ રસ પડયો. બીજી બાજુ બિહારના સમાજવાદી નેતા સ્વામી સહજાનંદ જોડે પણ આ જ જેલમાં ઘનિષ્ઠ સંબંધ બંધાયો. સ્વામીજી પાસે એઓ ગીતા વાંચતા ને ગીતા સંબંધી ચર્ચા કરતા.

આમ આ જેલનિવાસ એમને અનેક રીતે લાભદાયી થયો. એમની તબિયત સાધારણ રીતે સારી રહી. અભ્યાસ ને ચિંતન સારા પ્રમાણમાં થયું. નવા સબંધો બંધાયા. જૂના તાજા થયા.

૭ મહિના જેલ ભોગવી ડીસેંબરમાં એમને મુક્ત કરવામાં આવ્યા.

× × × ×

ગોળમેજી પરિષદમાથી ગાંધીજી હિન્દુસ્તાનમાં આવ્યા ત્યાં તો યુદ્ધની નોબતો ગાજી રહી હતી. સરકારનું દમનચક્ર ચારે બાજુ ચાલી રહ્યું હતું. જવાહરને ગિરફતાર કરવામાં આવ્યા હતા. ગાંધીજી હિંદમાં આવ્યા તેવા જ રાજેન્દ્રબાબુ એમને મળ્યા. દીક્ષા ભરીને ભાવિ કાર્યક્રમ વિષેની વાતચીત થઈ, ને પાછા આવી એમણે બિહાર પ્રાંતીય કોંગ્રેસ સમિતિની તાકીદની બેઠક બોલાવી. યોગ્ય સૂચનાઓ આપી. ને ઝટઝટ બેઠક ખતમ કરી નાંખી. કારણ પોલીસ ગમે તે ક્ષણે આવે

એવી વડી હતી. ને સાથે જ બેઠક ખતમ થતાં જ પોલીસ આવી પહોંચી. રાજેન્દ્રબાબુને ગિરફતાર કરવામાં આવ્યા. 'સદાકત આશ્રમ' જપ્ત થયો. એમને રાતે બાંકીપુર જેલમાં લઈ જવામાં આવ્યા. આ વખતે સરકાર એટલી સખત હતી કે રાજેન્દ્રબાબુનો બિસ્તરો ને સામાન એમની પાસે જ પેલાએ છીનવી લીધાં.

રાતના એક ગંદા વોર્ડમાં એમને ને બીજા સાથીઓને પૂરવામાં આવ્યા. બિછાના માટે બે કામળા આપ્યા. ખાવા માટે બજારથી પૂરી મંગાવી. પણ એ પૂરી તો મોંમાં ન જાય એવી હતી. કામળા જે આપેલા એમાં એવી દુર્ગંધ આવતી હતી કે એને અડવાનું મન ન થાય એઓ કામળા દૂર રાખી જમીન પર જ સૂતા. બીજે દિવસે એમને સામાન્ય કેદીઓને જે રોટલો ને ભાજી આપવામાં આવતા તે જ આપવામાં આવ્યાં. ત્રણ દિવસ એવી રીતે કાઢ્યા ત્યાં સરકારનો હુકમ આવ્યો કે એમને ખાસ દરજ્જાના કેદી ગણવા.

સાત આઠ દિવસે એમની પર મુકદ્દમો ચાલ્યો એમાં એમને છ મહિનાની સજા કરવામાં આવી, ને તુરત જ એમને હજારીબાગ જેલમાં ખસેડ્યા. જેલમાં સખતાઈ બહુ જબરી હતી. એટલે સુધી કે એ જ જેલમાં સરહદના નેતા ખાનસાહેબ તથા અબ્દુલ ગફુરખાં હોવા છતાં એઓ એકવાર મળી તો ન શક્યા પણ દૂરથી દર્શન પણ ન કરી શક્યા. રાજેન્દ્રબાબુ તો જૂનું વણાટનું કામ કરતા પુસ્તકો, ચરખો વગેરે સાધનોની સમવડ આ વખતે જેલમાં આપવામાં ન આવી.

છ મહિના અહીં એમણે આનંદથી ને કશીય મુશીબત વિના જેલ વીતાવી. ને એઓ છૂટ્યા. જેલમાંથી છૂટ્યા ને મહાત્માજીના અનશનના સમાચાર મળતા એઓ સીધા યરવડા ગયા. અનશન પછી શ્રી રાજગોપાલાચારી જોડે અછૂતોદ્ધારના કાર્યમાં વળગ્યા. સાથે સાથે કોંગ્રેસ કાર્યને પણ એઓ વેગ આપતા રહ્યા. અલ્હાબાદમાં

હિન્દુ–મુસ્લિમ પ્રશ્નના ઉકેલ માટે ' એકતા સંમેલન ' થયું. એમાં એમણે ભાગ લીધો.

ત્યાંથી એઓ કલકત્તા ગયા. ત્યાં કોંગ્રેસ સંગઠનનું કાર્ય કર્યું ને એઓ આવ્યા પટણા. એમને છૂટવાને ૭ મહિના વીતી ચૂક્યાં હતા. એ વખતે રાજેન્દ્રબાબુ કોંગ્રેસના સરમુખત્યાર હતા. એમને લાગ્યું કે હવે એમણે બહાર ન રહેવું જોઈએ. બહાર પણ સરકારનું દમનચક્ર શરૂ થઈ ગયું હતું. લડાઈને વર્ષ થયું હતું. લડાઈની જયંતિ ઉજવવા માટે રાજેન્દ્રબાબુએ સરમુખત્યાર તરીકે એક પરિપત્ર પ્રગટ કર્યું હતું. પરિપત્ર સભાઓમાં વંચાવાતું હતું. એવામાં આચાર્ય કૃપાલાણી એમને મળવા આવ્યા. આચાર્યને એમણે એક અગત્યનો પત્ર આપીને કલકત્તે મોકલ્યા. રસ્તામાં આચાર્ય કૃપાલાણી-ની ગિરફતારી થઈ. જો કે એમણે ગિરફતાર થતાં વેંત જ પેલો પત્ર ફાડીને ફેંકી દીધો. પણ પોલીસે એ ફાટેલા ટૂકડાઓને સાંધી એ પત્ર એમની સામેની જુબાનીમાં રજૂ કર્યો

આ બાજુ રાજેન્દ્રબાબુને પણ એ પત્રને આધારે ગિરફતાર કરવામાં આવ્યા. રાજેન્દ્રબાબુ તો આચાર્ય કૃપાલાણીનો મુકદ્દમો સાંભળવા ગયા હતા ત્યાં જ એમને ગિરફતાર કરવામાં આવ્યા. એમની પર પણ મુકદ્દમો ચાલ્યો. ને પંદર મહિનાની સખત જેલ થઈ. ને આ વખતે પણ આચાર્ય કૃપાલાણી જોડે એમને હજારીબાગ જેલમાં લઈ જવામાં આવ્યા.

હજારીબાગમાં એ જ વણાટકામ, એ જ કાંતણ, ને વાંચનનો પુરાણો કાર્યક્રમ શરૂ થયો. જેલમાં પણ આવીને એમણે સરદારી લઈ લીધી. નિયમિત વાંચન, પ્રાર્થના, સભાઓ, એમ નક્કી કર્યું. કિસાનોમાં કામ કરવા ગવર્નરે તે વખતે એક નવો પક્ષ સ્થાપ્યો, કે જે થોડા કિસાનોને રાહત આપી કોંગ્રેસની ગેરહાજરીમાં કિસાનોને જીતી લે.

આ પક્ષનો વિરોધ કરવા બિહારની કિસાન સભાએ તત્પર થઈને સક્રિય કામ કરવું જોઈએ, એ વાત કિસાન નેતા સ્વામી સહજાનંદે રાજેન્દ્રબાબુને ભારપૂર્વક કહી રાજેન્દ્રબાબુને એ ઠીક ન લાગ્યું. પણ કિસાન સભાનું સંગઠન એ બ્હાને થતું હોય તો ભલે થાય એમ સમજી રાજેન્દ્રબાબુએ એનો વિરોધ ન કર્યો. ને એ રીતે કિસાનસભાનું જોરદાર સંગઠન, નવા સરકારી પક્ષની સામે થયું.

૧૯૩૩ની લડાઈમાં રાજેન્દ્રબાબુ બીમાર પડ્યા. દિવસે દિવસે બીમારી વધતી ગઈ. એકવાર તો બેહોશ થઈ ગયા. જાણે જીવ ચાલ્યો જશે એમ લાગવા માંડ્યું. જેલ ડૉકટરે એમને ઇસ્પિતાલમાં ખસેડવાની ભલામણ કરી. એટલે એમને પટણાની ઇસ્પિતાલમાં લઈ જવામાં આવ્યા. સારા ડૉકટરોની સલાહ લેવાઈ. થોડા દિવસ હાલત ચિંતાજનક રહી. પછી ધીમે ધીમે સુધરવા લાગી. સરકારને ગંધ આવી કે એઓ ત્યાં પથારીમાં સુતા સુતા આંદોલનની દોરવણી કરી રહ્યા છે એટલે એમને તુરતાતુરત ઇસ્પિતાલમાંથી જેલમાં ખસેડવામાં આવ્યા. રાજેન્દ્રબાબુને ઘણા લોકો મળવા આવતા. પણ કોઈની જોડે એઓ કેદી હોવાથી આંદોલન સબંધી વાત કરતા નહિ. જેલમાં લાવ્યા પછી એમની હાલત પાછી એકાએક બગડી. જેલ ડૉકટર ગભરાયા. એમણે સરકારને તાબડતોબ ઇસ્પિતાલમાં ખસેડવા માટે જણાવ્યું. સરકારની અનુમતિ આવી. રાજેન્દ્રબાબુને ડૉકટરે જણાવ્યું એટલે એમણે કહ્યું, " જુઓ, હું કંઇ જડ પદાર્થ નથી કે તમારી મરજી મુજબ ફાવે ત્યારે ને ફાવે ત્યાં મને તમે ખસેડયાં કરો. મારે આમ દોડાદોડ કરવી નથી. હું મરવાનો હોઉં તો ભલે અહીં મરતો !"

ડૉકટરે કહ્યું, " બાબુજી ! હવે આપ તદ્દન સાજા ન થાઓ ત્યાં સુધી તમને અહીં પાછા લાવવામાં નહિ આવે તેની જવાબદારી

હું લઉં છું." રાજેન્દ્રબાબુ કહે, "આ બાબતનો સરકારી હુકમ લઈ આવો. ત્યાં સુધી હું અહીંથી ન ખસું. કારણ સરકાર તમારું ન યે માને!"

આખરે સદેશા ચાલ્યા, ને પરિણામે ડૉકટર જોઈતો સરકારી સરકારી હુકમ મેળવી શકયા. આથી રાજેન્દ્રબાબુને ફરીવાર ઇસ્પિતાલમાં ખસેડયાં. જો કે આ વખતે નિયમો તો સખત હતા. ઘરની બે સ્ત્રીઓ એમની ચાકરી માટે રહી શકે. એક નોકર. એ સિવાય ઘરના માણસોની મુલાકાત પણ અઠવાડિયે એકવાર ને તે પણ જેલના અધિકારીઓની હાજરીમાં જ થાય. આની સામે એમને કશો વાંધો નહોતો. એમની હાલત સુધરવાને બદલે બગડતી ગઇ. પથારીવશ બન્યા. ચિંતાજનક હાલત બનતા ડૉકટરે તાબડતોડ એમને મુક્ત કરવાની સરકારને ભલામણ કરી. સરકારે તે ઉપરથી એમની હાલત તપાસવાને એક તબીબી સમિતિ નીમી. સમિતિએ પૂરી તપાસણી કરી એમને છોડી દેવાનો જ અભિપ્રાય આપ્યો ને એમને છોડી દેવામા આવ્યા

× × × ×

૭ વર્ષ પછી યુદ્ધવિરોધી વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થાય છે. પણ રાજેન્દ્રબાબુને એમાં ભાગ લેવાની રજા ગાંધીજી તરફથી મળતી નથી એટલે એમને જેલમાં જવાની તક મળતી નથી. ૧૯૪૨ ના ઓગસ્ટ મહિનામા મુંબઇમાં ભરાયેલા અખિલ ભારત કોંગ્રેસ સમિતિનાં ઐતિહાસિક અધિવેશનમા બીમારીને લીધે એઓ હાજરી આપી શકતા નથી છતાં ૮મી ઓગસ્ટે એમને ગિરફતાર કરવામાં આવે છે. એમને બીમાર હાલતમા પટણાની જેલમા લઈ જવામાં આવ્યા. સરકારનો ઇરાદો તો કોંગ્રેસની કારોબારી સમિતિના બધા સભ્યો સાથે એમને અહમદનગરના કિલ્લામાં

ખસેડવાનો હતો પણ સીવીલ સર્જને સરકારને ચેતવ્યા કે મુસાફરીને સહી શકે એવી એમની શારીરિક સ્થિતિ નથી. જેલમાં એમને સાથ તો સારો હતો. બધા એમની સેવા કરતા. જેલમાં રહ્યાં રહ્યાં પટણા શહેરનાં આંદોલનોની એમને જાણ થતી. રેલગાડી બંધ થઈ. આ ગામ પર લોકસેનાએ કબજો કર્યો. સરકારી તંત્ર પડી ભાગ્યું વગેરે સમાચારો નવી જેલભરતી થતાં આવતા રહેતા. ને એથી બીમારીમાં એમનો ઉત્સાહ વધતો. એમના બીજા સાથીઓને હજારી બાગમાં ખસેડવામાં આવ્યા. એમની તબિયતને કારણે એમને તો પટણામાં જ રહેવું પડ્યું.

બહાર જે ભાંગફોડની પ્રવૃત્તિઓ થતી હતી તે વિષે એમનો અભિપ્રાય જાણવાની બહાર રહેલાઓએ જેલના માણસો દ્વારા તરકીબ અજમાવી પણ રાજેન્દ્રબાબુએ એને પ્રોત્સાહન ન આપ્યું. જો કે શું શું બને છે તેની બધી વિગતો એઓ જાણી લેતા. છતાં પોતે એમાં પરોક્ષ ભાગ ન લેતા.

જો કોઈ રાજદ્વારી કેદી જેલમાં આવતો તેની હાલત રાજેન્દ્રબાબુ પૂછતા, ને, જ્યાં યોગ્ય લાગે ત્યાં એઓ અપીલ કરવાની સલાહ આપતા, ને તે માટેની અરજી પોતે ઘડી આપતા તેમજ તે મોકલવાની વ્યવસ્થા પણ કરી આપતા. પછી તો દરેક કેદી એમની પાસે આવી પોતાની વાત કહેતો. આમ અરજીઓ કરવામાં, વકીલી સલાહ આપવામાં એમનો ઘણો વખત જતો. એ માટે એઓ કાયદાના મુદ્દાઓ તૈયાર કરતા, જરૂર પડે ત્યાં મુકદ્દમાના કાગળિયાં મંગાવતા, ને, એમાં રહેલી ભૂલ એમની ઝીણવટભરી દૃષ્ટિ ગોતી કાઢતી. એ રીતે એઓ કેદીઓને ખૂબ મદદદાયી થઈ પડતા. એમણે ઘડી આપેલી અરજીઓ પર ઘણા કેદીઓ નિર્દોષ ઠરીને છૂટયા. ઘણાની સજા ખૂબ ઘટી ગઈ. ઘણા ફાંસીની સજામાંથી

છૂટયા. એટલે આ વખતની જેલમાં એમણે ઘણા વર્ષો પર છોડી દીધેલી વકીલાતને આ રીતે ક્રાન્તિવાદી જનતાના લાભ માટે તાજી કરી. મોટે ભાગે તો જે કોર્ટ સજા ફરમાવતી, તેના ચુકાદાઓ એઓ મંગાવી એ ચુકાદામાં રહેલા દોષો જ એઓ દર્શાવતા, અને જીલ્લા મેજીસ્ટ્રેટ જેલની મુલાકાતે આવે ત્યારે એઓ પોતે અગત્યના કેસો એના ધ્યાન પર લાવતા.

એવામાં બંગાળનો દુકાળ પડયો. બંગાળમાં ભૂખમરાને લીધે મરતાં માણસોની ખબર વાંચવી ને તેમનાં કમકમાં ઉપજાવે એવાં ચિત્રો જોવાં તે એમને માટે અસહ્ય થઈ પડયું. એમણે છાપાં વાંચવાં બંધ કર્યાં. એમણે બંગાળના ભૂખપીડિતોને જેલમાં રહ્યા રહ્યા મદદ થઈ શકે તે માટે અન્નને વસ્ત્રની સહાય કરવા જનતાને વિનંતી કરતો એક પરિપત્ર લખ્યો ને એ કામ તો માનવતાનું છે તેથી સરકારને એમાં વિરોધ નહિ જ હોય એમ જણાવી સરકારને એ પરિપત્ર છાપામાં મોકલવાની વિનંતી કરી. પણ તે વખતની બિહારની સરકારમાં એ પરિપત્રની કદર કરવાની માનવતા તેમજ મહાનુભાવિતા જ કયાં હતી! એણે રાજેન્દ્રબાબુના એ પરિપત્રને પ્રગટ કરવાની અનુમતિ ન આપી ને આમ જેલમાં બેઠાં બેઠા જનસેવા અને માનવતાની સેવા કરવાની તક એમને ન મળી.

આ વખતે જેલમા એમણે પાકીસ્તાનના પ્રશ્નનો ઝીણવટભર્યો અભ્યાસ કરવાનો વિચાર કર્યો, ને તે માટે એ સંબંધી લગભગ બધાં જ પુસ્તકો વાંચતા ગયા ને તેની નોંધ કરતા ગયા પછી એ નોંધ પરથી પાકીસ્તાનના પ્રશ્નની શાસ્ત્રીય ને સર્વાંગી ચર્ચા કરતો એવો ગ્રંથ એમણે લખવા માંડયો. જેલમાંથી છૂટેલા કેદીઓએ બહાર જાહેર કર્યું કે એઓ પાકીસ્તાન પર ગ્રંથ લખે છે. જેલના કમીશ્નરે એ પુસ્તક જોવા માગ્યું ને એ ગ્રંથને ટાઈપ

કરાવવાની ને તેને અંગે એમને જે કંઇ સગવડ જોઈએ તે કરી આપવાની વિનંની કરી. રાજેન્દ્રબાબુએ જમશેદપુર લેબર યુનીયનના મંત્રી મિ. જોન જે રાજકીય કેદી હતા ને રાજેન્દ્રબાબુના લખાણથી સુપરિચિત હતા તેને પટણા જેલમાં મોકલવા કહ્યું. ને સરકારે એમની માગણી મંજૂર કરી. ને એ રીતે આખો ગ્રંથ ટાઈપ થઈ ગયો. ને જે દિવસે એ કામ પૂરું થયું તે દિવસે જ એમને મુક્તિ મળી.

પોતાની આત્મકથા પણ આ વખતે જ એમણે લખવા માંડી. ને ઘણી ખરી એ પૂરી થઇ. રામગઢ કોંગ્રેસસુધી એ ગ્રંથ લખાયો ત્યાં એઓ છૂટયા.

આ વખતની ત્રણ વર્ષની જેલ એમને ઘણી લાભદાયી નીવડી. એઓ બે સારા ગ્રંથો આપી શકયા ને તે ઉપરાંત મહામૂલી જનસેવા કરી શકયા. કેટલાયને એમણે ફાંસીને માચડેથી છોડાવ્યા. કેટલાયને જેલમાં આવતાં જ અપીનને પરિણામે મહિના બે મહિનામાં છૂટા કરીને ઘેર મોકલ્યા. ને એ રીતે એમણે કોંગ્રેસની પ્રતિષ્ઠા જેલમાં બેઠાં બેઠા પણ સારી રીતે વધારી.

આ રીતે એમણે એકંદર ચાર વાર જેલયાત્રા કરી. દરેક વખતે એમની જોડે એમના સાથીઓ રહેતા ને માદગીઓ રહેતી. એમણે જેલમાં એક સામાન્ય કેદીની જેમ કામ કર્યું છે. સામાન્ય કેદીનો ખોરાક ખાધો છે, એમની જેમ જેલવસ્ત્રો પહેર્યાં છે, ટીનની થાળીમાં ખાધું છે, અને જનતાની જોડે એમણે એકતા સાધી છે. જેલનો એમનો સામાન્ય કાર્યક્રમ કાંતવાનો તો હતો જ પણ એઓ જેલમાં સખત મજુરીને અંગે વણકરનુ કામ પણ શીખ્યા. જેલ એમને મન પવિત્ર વિશ્રાંતી ધામ હતું. એમને મન જીવન સાધવાનું એક સ્થળ હતું.

અને સુવર્ણ જેમ અગ્નિમાં તવાઈ તવાઈ વિશુદ્ધ થઈને નીકળે છે તે જ પ્રમાણે રાજેન્દ્રબાબુમાં રહેલું સુવર્ણ જેલરૂપી અગ્નિમાં તવાઈ તવાઈને ઉત્તરોત્તર વિશુદ્ધ અને પવિત્ર થતું ગયું મહાત્મા ગાંધીનો અહિંસક અસહકારનો અભૂતપૂર્વ અને ઐતિહાસિક પ્રયોગ આટલો બધો સફળ થયો તેનું પ્રધાન કારણ એ છે કે એમાં રાજેન્દ્ર પ્રસાદ, જવાહરલાલજી, સરદાર સાહેબ જેવા અનેક બત્રીશલક્ષણાઓ, સ્વાતંત્ર્યયજ્ઞની પુનિત વેદિમાં હોમાયા છે અને હિંદમાતાના આ લાડિલા સપૂતોના જ્વલંત સ્વાર્પણ અને વિરલ બલિદાનથી જ, આ અસહયોગ આંદોલનને અસાધારણ વેગ મળ્યો છે એમ નિઃશંક કહી શકાય.



# પ્રકરણ ૧૧ મું

## લોકસેવક

રાજેન્દ્રબાબુ મહાસભાના પ્રમુખ બન્યા, કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડના સભ્ય બન્યા, હિન્દી સાહિત્ય સંમેલનના પ્રમુખ બન્યા છતાં એઓની આ વૈવિધ્યપૂર્ણ અને અનેક દિશામાં વિહરતી પ્રવૃત્તિઓમાં ધ્રુવ જેવી અચળ પ્રવૃત્તિ તો લોકસેવાની હતી. રાજેન્દ્રબાબુની સાચી ઓળખ આપવી હોય, એમની જીવનધારામાં એક નીર સતત વહેતું હોય તો તે લોકસેવાનું જ હતું. રાજેન્દ્રબાબુ એટલે સાચા લોકસેવક. કોંગ્રેસ કે રાષ્ટ્રભાષા પ્રચારસભા, હિન્દી સાહિત્ય સંમેલન એ બધા એમની લોકસેવાના જ નિરનિરાળા પ્રકારો છે. જેમ બ્રહ્મ એક હોવા છતાં આપણને જૂજવે જૂજવે રૂપે દેખાય છે તેમ રાજેન્દ્રબાબુનાં આ બધાં જૂજવાં રૂપોમાં એક રૂપ તો લોકસેવકનું જ. જનતા એ જ એમની આરાધ્યદેવતા હતી. એની આગળ એમને બીજું બધું ગૌણ લાગે છે.

એમની સેવાના પણ અનેક પ્રકારો છે. બિહારમાં ધરતીકંપ થયો હોય કે રેલસંકટ આવ્યું હોય, મલેરીયાનો ઉપદ્રવ હોય, કે, આસામમાં ચાના બગીચાવાળાને હેરાનગતિ હોય, ગોસેવાસંઘ મારફત ગાયની સેવા કરવાની હોય, કે યુદ્ધની પરિસ્થિતિને લીધે જેમનાં ઘરબાર લશ્કરી જરૂરિયાત માટે લઇ લેવાયાં હોય એવા પીડિતને વહારે ધાવાનું હોય,

રાજગોપાલાચારી જોડે અસ્પૃશ્યતા નિવારણની ઝુંબેશ ઉપાડવાની હોય, હિન્દુ–મુસ્લિમ એકતાનો પ્રચાર કરવાનો હોય, કે ખાદીપ્રચાર કરવાનો હોય, આસામમાં લોકોને અફીણનો બહિષ્કાર કરવા માટે સારો પ્રચારક જોઇતો હોય, મુલતાનમાં હિન્દુ–મુસ્લિમ હુલ્લડને પરિણામે જેમના પર સીતમ ગુજર્યો હોય એવા ભાઇઓને રાહત ને આશ્વાસન આપવા જવાનું હોય, દારૂબંધીનો પ્રચાર કરવાનો હોય, તો એ બધામાં રાજેન્દ્રબાબુ મોખરે જ હોય. જેલમાં રહ્યાં રહ્યાં પણ છાપામાં વાંચે કે બિહારમાં મલેરીયાથી લોકો પીડાય છે, તો સેવાભાવી એમનું હૈયું હાથમાં ન રહે. એઓ સરકારને તાર કરે કે અમુક ફંડમાં અમુક પૈસા સરકારે સંચિત કર્યાં છે, તે આ રાહતકાર્યમાં વાપરવાની રજા આપવી જોઈએ. બંગાળમાં દુષ્કાળની વાતો જાણે ને એઓ સરકારને દુષ્કાળ પીડિતોને માટે ફાળો આપવાની અપીલની પ્રસિદ્ધિ આપવા વિનંતી કરે. એ બતાવે છે કે રાજેન્દ્રબાબુનો અસલ આત્મા તો લોકસેવક તરીકેનો જ હતો ને હમણાં હમણાં રાજેન્દ્રબાબુએ રાજકીય પ્રવૃત્તિમાંથી સદંતર નિવૃત્ત થઈને લોક સેવામાં જ પોતાનો બધો સમય ગાળવાનો કરેલો નિર્ણય પણ આ જ વાતની પ્રતીતિ કરાવશે.

ત્યારે રાજેન્દ્રબાબુની લોકસેવાની પ્રવૃત્તિઓ કઈ કઈ હતી? એમની લોકસેવાની પ્રવૃત્તિઓ અનેકવિધ હતી. એઓ તો બાપુ પાસે દરિદ્રનારાયણની સેવા કરવાનું શીખેલા અને તેથી જ્યાં જ્યાં સેવાનો અવકાશ હોય ત્યાં એઓ હાજર જ હોય.

રાજેન્દ્રબાબુને સેવાનો ચસકો જ્યારથી ગોખલેએ એમને પોતાની લોકસેવા કરનારી સંસ્થા 'સરવન્ટ્સ ઓફ ઈન્ડીઆ સોસાયટી'મા જોડાવાનું કહ્યું ને લોકસેવાનુ મહત્ત્વ સમજાવ્યું ત્યારથી લાગેલો, ને ત્યારથી જ એમનું મન એ દિશામાં વળેલું. પણ ભાઈ વગેરેના સલાહથી એમનું મન એમણે રોકી રાખેલું છતાં લોકસેવાની કિંમત તો એઓ ત્યારથી સમજેલા જ.

બિહારમાં યુનિવર્સિટી સ્થાપવાને માટે સરકારે એક બીલ રજૂ કર્યું. એ બીલની યોજના એવી ખર્ચાળ હતી, ને એમાં સરકારનું વર્ચસ્વ એટલું બધું હતું કે ગરીબ લોકો તો એનો જરા પણ લાભ લઈ જ ન શકે. આનું પરિણામ એ આવ્યું કે રાજેન્દ્રબાબુને લાગ્યું કે આથી તો જનતાનો જે પ્રાથમિક હક તે છીનવી લેવાય છે. એટલે એમણે એ સરકારી બીલ સામે લોકોનો વિરોધ જગાડવા એ કામ ઉપાડી લીધું. એઓ તાજા જ બિહારમાં હાઇકોર્ટ સ્થપાતાં પ્રેકટીસ કરવા આવ્યા હતા. પણ એમની વકીલાત કરતાં એ લોકસેવકને મન આ કામ ઘણું અગત્યનું હતું. એમણે એની વિરોધમાં આંદોલન શરૂ કર્યું. આ કામમાં જનતાનો સહકાર સારો મળ્યો. દરેક જીલ્લામાં સભા ભરી. નવા બીલની હાનિકર્તા કલમો સમજાવવામાં આવી. છાપાંઓમાં એમણે ઉપરાઉપરી નવા બીલની ભયાનકતા ને પ્રત્યાઘાતી તત્વો દર્શાવતા લેખો લખવા માંડયા. અને એ રીતે જનતાનો અભિપ્રાય કેળવવા માંડયો. નવી યુનિવર્સિટીનો બહિષ્કાર કરવાને જનતા તત્પર બની ગઈ. બિહાર પ્રાંતીય પરિષદ બોલાવી તેમાં દરેક પક્ષના નેતાઓ શામિલ કરી દરેક જણ પાસે નવી યુનિવર્સિટીની સામે વિરોધ પોકારાવ્યો. રાજેન્દ્રબાબુ ત્યાંથી ગયા કોંગ્રેસમાં. ને ત્યાં કોંગ્રેસના નેતાઓને પોતાના આંદોલનો વિષે વિસ્તૃત માહિતી આપી, પોતાના વિરોધનું કારણ સમજાવ્યું. એ લોકોએ એ પ્રશ્નને હાથ ધર્યો, ને પરિણામે કોંગ્રેસે એનો વિરોધ કરતો ઠરાવ પસાર કર્યો. સરકાર ઉપર આથી બહુ જબરી અસર થઈ. એમણે જે કલમો સામે રાજેન્દ્રબાબુને વિરોધ હતો તે કલમોમાં વિરોધીઓની સલાહ લઇને ફેરફારો કરવામાં આવ્યા, ને, એ રીતે જનતાને શિક્ષણ ઘણું સુગમ અને સુસાધ્ય બને એવી સગવડો કરી આપી.

આજ અરસામાં કલકત્તામાં હિન્દી સાહિત્ય સંમેલન ભરાયું.

રાજેન્દ્રબાબુ આમ તો શાળામાં વિશેષત: ઉર્દૂ શીખેલા તથાપિ એમણે હિન્દીનો અભ્યાસ આ વખતે સારી પેઠે કરી લીધેલો. બી. એ. માં એમણે હિન્દી લીધેલું, ને હિન્દી જોડે બી. એ. ની પરીક્ષા પસાર કરેલી. રાજેન્દ્રબાબુની સાહિત્યસંમેલનના સ્વાગતાધ્યક્ષ તરીકે વરણી કરવામાં આવી. એમણે ઘણી આનાકાની કરી, પણ એમનું સાંભળે કોણ ? એમને ઘણી મહેનત કરવી પડી. આખર સંમેલનનો ભાર એમના માથા પર આવી પડ્યો. એમણે એ ભાર સાહિત્યપ્રીત્યર્થે ઉપાડી લીધો. ને સંમેલનનું કામ સફળતાપૂર્વક પાર પાડ્યું. આમ નાનપણમાં જ એમને અખિલ ભારતીય સંસ્થાનો ભાર ઉપાડવો પડેલો.

પટણામાં એમણે, યુનિવર્સિટી બીલનું આંદોલન પૂરું થતાં, ગરીબ વિદ્યાર્થીઓની સહાયતાર્થે એક ફંડ ઊભું કર્યું. કારણ આમ પણ મદદ વિના યુનિવર્સિટીનું ઉચ્ચ શિક્ષણ મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓ લઇ શકે એવી એમની સ્થિતિ નહોતી. બિહાર એ ઘણો ગરીબ પ્રાંત હોવાથી, આ જાતની બહારની મદદની જરૂર પડતી. રાજેન્દ્રબાબુની સેવાવૃત્તિથી, જનતા હવે તો સુપરિચિત થઇ ગઇ હતી. એમણે જ્યાં ફંડ માટે વિજ્ઞપ્તિ કરી કે, બિહારના દાનેશ્વરીઓએ એમને ધન આપવા માંડયુ ને એમની ઝોળી છલકાઈ. આજે પણ એમના એ ફંડમાંથી અનેક ગરીબ વિદ્યાર્થીઓ ઉચ્ચ શિક્ષણ લઈ રહ્યા છે.

૧૯૧૪માં બિહારમાં એક પ્રલયકારી રેલ આવી. નદીઓ ઉભરાવા માંડી. ગામોનાં ગામો રેલને લીધે તણાવા માંડયાં. લોકો ઘરબાર વિનાનાં, ઢોરઢાંખર વિનાનાં બની ગયાં. રાજેન્દ્રબાબુની સેવાવૃત્તિ જાગી ઉઠી. જનતાને આવી સ્થિતિમાં એમનો કુમળો આત્મા શી રીતે જોઇ શકે ? એમણે એક બાજુ રેલપીડિતો માટે નાણાં ઉઘરાવવાં શરૂ કર્યાં, તો બીજી બાજુએ લોકોની વચ્ચે જઇને, અનેક પ્રકારની પ્રત્યક્ષ મદદ આપવા માટે સ્વયંસેવકોની એમણે માગણી કરી.

એમની દર્દભરી વિજ્ઞપ્તિ બિહારના એકેએક નવજુવાનને દીલમાં લાગી ગઈ. ને એમના નેતાના વચને બિહારના યુવાનોની સ્વયંસેવકદળમાં ભરતી થવા માંડી. રાજેન્દ્રબાબુ અન્નની મદદ પટણાથી ઉધરાવી રેલગ્રસ્ત વિસ્તારોમાં અન્નવહેંચણીમાં પહોંચી ગયા. એમણે જોયું કે લોકોના ઘરમાં જે અનાજ હતું તે સડી રહ્યું હતું. એટલે સેકેલા ચણા વગેરે તૈયાર ખાદ્ય રાજેન્દ્રબાબુ ગ્રામજનોને વહેંચતા. આખો દિવસ મદદ માટે તડકા તાપમાં, એક ગામથી બીજે ગામ ફરે. ન ખાવાપીવાનાં ઠેકાણાં, વિશ્રાંતિનું તો નામનિશાન પણ નહિ, કારણ કે જેમ બને તેમ વધારે ગામોને મદદ કરવી એ મુખ્ય હેતુ ને એ હેતુ સાધવા માટે આળસને, કે વિશ્રાન્તિને સ્થાન જ ન હોય. એઓ ફરતા જાય, મદદ આપતા જાય, ને રાતે આવી રેલ્વે સ્ટેશનનું જે ગામ હોય તેના પ્લેટફોર્મ પર સામાન્ય કોઇ નિરાશ્રિતની જેમ સૂતા. આ પ્રસંગે જ એમને લાગ્યું કે રેલપીડિતો માટે ઉભું કરેલું સૈનિકદળ જો એને કોઈ કાયમી સ્વરૂપ અપાય તો બિહારને જ્યારે જ્યારે સંકટ આવે ત્યારે તૈયાર સ્વયંસેવકો મળી રહે. આ હેતુથી એમણે સ્વયંસેવકોને ભેગા કરી તેમની આગળ પોતાનો એ સંસ્થાને કાયમી કરવાનો વિચાર મૂકી જોયો. બધાએ એને વધાવી લીધો અને સ્વયંસેવકદળને કાયમી સ્વરૂપ અપાયું. બિહારમાં આમ એમણે એક કાયમી લોકસેવાની સંસ્થા ઊભી કરી દીધી.

એ પછી ગાંધીજીના સંપર્કમાં રાજેન્દ્રબાબુ આવ્યા. ગાંધીજીની મહાન લોકસેવા જોઇ, ને એમની સેવાવૃત્તિને સહસા વેગ મળ્યો. બિહારનાં ગળીનાં ખેતરોમાં કામ કરતા મજૂરોની બૂરી હાલત જોઇ, એમને માટે દિનરાત મહેનત કરતા એમણે જ્યારે જોયા ત્યારે એમને સાચી સેવાનું ભાન થયું. ત્યારે એમને સમજાયું

કે સાચી સેવા કરવા માટે કુરબાની કરવાની તત્પરતા જોઈએ. ફના થવાની તાકાત જોઈએ. ને રાજેન્દ્રબાબુએ પણ પોતાની વકીલાત તત્કાળપૂરતી તો છોડી. લોકોનાં નિવેદનો લખવામાં દિવસના સત્તર અઢાર કલાક ગાળતા ને રોજ હજારો નિવેદનો એ રીતે તૈયાર કરતા. આ વખતે એમને પીડિતજનતાનો પ્રત્યક્ષ ને સંપૂર્ણ અનુભવ થયો. વીશ પચીસ હજાર નિવેદનપત્રો લખતાં લખતાં રાજેન્દ્રબાબુને એમના પ્રશ્નનો પણ પૂરો અભ્યાસ આપમેળે જ થઈ ગયો.

ત્યારપછી તો રાજેન્દ્રબાબુ કોંગ્રેસના કાર્યમાં લગાતાર રહ્યા. કોંગ્રેસદ્વારા જ લોકસેવા કરવાનું વ્રત લીધુ. રાજેન્દ્રબાબુની સેવાભાવનાને કંઈ સીમાડા નહોતા. એમણે ગાંધીજીની પ્રેરણાથી હિંદુ–મુસ્લિમ એકતાનો પ્રશ્ન હાથમાં લીધો ને બંને કોમની સેવા કરવાનું શિર પર લીધુ. બિહારમાં એઓ ગામેગામ રખડયા. હિંદુ–મુસ્લિમ બંને વચ્ચે ભાઈચારો વધારવા સફળ પ્રયત્ન કર્યો. રાજેન્દ્રબાબુને એ એકતાના પ્રચારમાં ગાંધીજીની પણ મદદ મળી. બાપુ બિહારમાં આવ્યા એમની સાથેસાથ મૌલાના મહમદઅલી ને શૌકતઅલી આવ્યા, હકીમ અજમલખાન આવ્યા, ને પરિણામે હિંદુ–મુસ્લિમ હુલ્લડો માટે અત્યંત ભયંકર ગણાતા એવા બકરી-ઈદને દિવસે પણ હિંદુઓનું દીલ ન દુભાય તેથી મુસ્લિમોએ ગાયની કુરબાની ન કરી. રાજેન્દ્રબાબુએ આ તકનો લાભ લઈ ખાદીપ્રચારનું કાર્ય પણ શરૂ કરી દીધું.

એ સાલમા અશ્વિન મહિને, બિહારના છપરા જીલ્લામાં ખૂબ વરસાદ વરસ્યો. ૨૪ કલાકમાં ૩૫ ઈંચ વરસાદ પડયો. આખા જીલ્લામાં પ્રલયનાં પૂર ફરી વળ્યાં. બધું જળજળમય બની ગયું. રાજેન્દ્રબાબુના મોટાભાઈ ખબર સાંભળતાં જ રેલપીડિતોની સહાયાર્થે

ત્યાં પહોંચી ગયા, ને કામમાં લાગી ગયા. રેલના પાટાથી રેલનાં પાણી રોકાઈ જઈને આખું ગામ ડૂબતું હતું. લોકોએ પાણીનો માર્ગ થાય તે માટે રેલના પાટા કાપવા માંડ્યા. સરકારે પાટા કાપનાર સામે સખત હાથે કામ લેવા માંડ્યું. પણ લોકો અણુધારી વર્ષાથી જે રેલ આવી હતી તેનાથી એટલા બધા તંગ થઈ ગયા હતા કે મરણની એમને લવલેશ પણ પરવા નહોતી, ને બંદુકધારી પોલીસની સામે જઈ રેલના પાટા તોડવા માંડ્યા રાજેન્દ્રબાબુએ ગામેગામનો પ્રવાસ શરૂ કર્યો. એક ગામ આખું જળમય થયું હતું. રેલના પાટા તોડીને જળનો માર્ગ ન થાય તો આખા ગામનો પ્રલય થાય એમ હતું. કાં તો મરણિયા બની એના પાટા કાપી પાણીને વહેતું કરવું, અથવા તો જળમાં ડૂબી મરવું એ બે સિવાય ત્રીજો રસ્તો નહોતો. રેલના પાટા કાપતાં પકડાય તોયે મોતની સજા થાય એમ હતું. રાજેન્દ્રબાબુની એમણે સલાહ પૂછી. રાજેન્દ્રબાબુએ કહ્યું, કે, રેલના પાટા કાપવા એ અત્યારે ધર્મ થઈ પડ્યો છે. એમણે એ પણ જણાવ્યું, કે પાટા કાપવા માટે પકડાય તેના બચાવની બધી વ્યવસ્થા પોતે પોતાના શિર પર લેશે એમણે પાટા તોડવા જનારને પોતાના આશીર્વાદ આપ્યા. એમની પ્રેરણાથી ગામલોક સમૂહમાં પાટા તોડવા ગયું. રાજેન્દ્રબાબુની સલાહથી લોકોએ પ્રથમ ચોકી કરતા પોલીસ સમક્ષ જઈ પોતાનો પાટા કાપવાનો ઈરાદો જણાવ્યો, ને સાથે સાથે એ કૃત્ય પાછળનો હેતુ પણ જણાવ્યો. ને, પોતે એ જનહિતના કાર્ય માટે બધું સહન કરવા તૈયાર છે તે પણ જણાવ્યું. આ માણસો પર ગોળી છોડવાની પોલીસની હિંમત ચાલી નહિ. કારણ એઓ પણ હિન્દી હતા. જનતાનુ હિત અને એ સમયની વિકટ પરિસ્થિતિ પણ એઓ સમજતા હતા. ને એ રીતે રાજેન્દ્રબાબુની આજ્ઞાથી જનતા ભયાનક રેલસંકટમાંથી બચી ગઈ. રાજેન્દ્રબાબુએ નિરાશ્રિતોને અન્નવસ્ત્રની જોગવાઈ કરી. એમનાં ઘરો ફરી વસાવવાની

વ્યવસ્થા કરી. એમના સેવાભાવથી, એમની નિસ્વાર્થવૃત્તિથી લોકો સુપરિચિત થઈ ગયા હતા. એટલે જનતાની મદદ માટે જ્યારે જ્યારે એમણે દ્રવ્યની માગણી કરી કે એમની માગણી મંજુર થઈ જતી, એ એક મોટો ફાયદો હતો. એટલું ફંડ ભેગું થયું કે રાજેન્દ્રબાબુએ રેલસંકટ માટે કાયમી ફંડ કરી નાંખ્યું. એથી એ ફંડ ઉપરાની રેલ માટે, તે પછી સોન નદીમાં રેલ આવી ત્યારે દરભંગા જીલ્લામાં એથી થયેલા પારાવાર નુકસાન માટે એ જમા કરેલું દ્રવ્ય તાબડતોબ વાપરી શકાયું. ગરીબ લોક, એમનાં માટીનાં ઘર, વધારે વરસાદ પડે તો ધોવાઈ જાય તો તો પછી રેલનું શું કહેવું. ઘરમાં પડેલું અનાજ હોય તે પાણી લાગવાથી સડવા માંડે, લોકો ભૂખે મરવા માંડે, ગામનાં કુતરાંઓ ભૂખથી ભસ્યાં કરે, જ્યાં જુઓ ત્યાં ઉજ્જડ મેદાન લાગે, ને રેલ આવ્યા પછી ગામમાં મલેરીયાનો ઉપદ્રવ થાય તે તો નફાનો. વળી, અનાજનો નાશ થવાથી ફરી વાવવા માટે પણ સારું અનાજ મળવું મુશ્કેલ આવી પરિસ્થિતિમાં એ લોકનેતા તનતોડ મહેનત કરતા. એઓ રેલની વાત સાંભળી તરત જ મદદે ધાતા. પહેલાં તો ભૂખ્યાં ને તરસ્યાંને અન્નપાણીનો ને વસવાટનો બંદોબસ્ત કરે. પછી ગામમાં મલેરીયાની સામે ડૉકટરોને પકડી ઝુંબેશ ઉપાડે. ત્યારબાદ વાવણી માટે સારાં બી મારેની જોગવાઈમાં પડે. આવી તો અનેક રેલો બિહારમાં આવી ને હરવખત રાજેન્દ્રબાબુ મોખરે રહેતા. એમની સેવા આમ સંપૂર્ણ રહેતી અને એકવાર એક કામમાં લાગ્યા એટલે એ કામ પૂરેપૂરું સાધ્યા વિના એમને ચેન ન પડે.

રાજેન્દ્રબાબુની બિહારની સેવારીતિ હિન્દના બીજા પ્રાંતોમાં પણ અત્યંત વખણાવા લાગી. એટલે એમને બીજા પ્રાંતોમાંથી રચનાત્મક કાર્યક્રમના માર્ગદર્શન માટે આમંત્રણ ઉપરાઉપરી મળવા લાગ્યાં, ૧૯૨૨માં આવુ એક આમંત્રણ આસામમાંથી આવ્યું. આસામની

મુસાફરી એમણે હજી કરી નહોતી. આસામે માલવીયાજીને આપેલું આમંત્રણ એમણે સ્વીકાર્યું. માલવીયાજીએ પોતાની જોડે આવવા રાજેન્દ્રબાબુને અતિ આગ્રહ કર્યો, ને, રાજેન્દ્રબાબુ માલવીયાજી જોડે આસામના પ્રવાસે ઉપડચા. આસામમાં મુખ્ય પ્રશ્ન હતો અફીણનો. આસામમાં અફીણની પેદાશ સારી થતી, ને સરકારને અફીણ પરના કરમાંથી આમદાની પણ ઘણી સારી થતી. એ બદી કાઢવા માટે આસામના ગામેગામ એઓ ફર્યા. સભાઓ યોજી. લોકો પાસે અફીણ નહિ ખાવાની પ્રતિજ્ઞા લેવડાવી. સભામાં પ્રતિજ્ઞાઓ લેવાય, ને, ત્યાં ને ત્યાં જ અફીણ જેની પાસે હોય તે ફેંકી દેવાય. આમ આખા પ્રાંતમાં અફીણનિષેધનું આંદોલન એમણે ને માલવીયાજીએ શરૂ કરી દીધું. ગાંધીજીના એમને આશીર્વાદ મળ્યા. આખું તંત્ર વ્યવસ્થિત કરીને, પોતાના ગયા પછી અફીણવિરોધી આંદોલન વેગીલું બને તેની પૂરી યોજના કરીને એઓ ફરી બિહાર આવ્યા

રાજેન્દ્રબાબુ જ્યાં જ્યાં સેવાની જરા પણ શકયતા હોય, ત્યાં તેઓ તુરત જ દોડી જતા. રાજેન્દ્રબાબુ જ્ઞાતિએ કાયસ્થ છે, જો કે એમની જ્ઞાતિ તો હિન્દીના છે. ને એ રીતે એમણે પોતાની જ્ઞાતિ જોડે ઘનિષ્ઠ સંબંધ રાખ્યો નહોતો. તો પણ ૧૯૧૫માં જ્યારે કાયસ્થ જ્ઞાતિ સંમેલનના સંચાલકોએ એમને સંમેલનના પ્રમુખ થવા વિનંતી કરી ત્યારે એ વિનંતી એમણે ત્યાં સેવાનો અવસર મળે, એ વિચારથી, સ્વીકારી. અને એમાં એમની પ્રેરણા અને સ્પષ્ટ માર્ગદર્શનથી કન્યાના પિતાને વરવાળાને વાંકડો આપવાની પ્રથાના વિરોધનો અને જે વાંકડો લે તેનો સામાજિક બહિષ્કાર કરવાનો ઠરાવ, તથા કાયસ્થના જે જુદાં જુદાં તડો હતાં તેમની વચ્ચે આંતરિક રોટીબેટીનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો. જો કે આ સેવા તો મામૂલી હતી, છતાં પણ એ સેવા મહત્વની હતી. કારણ કે નાના સમૂહમાં સામાજિક સુધારાઓ જલદી થઈ શકે.

આવતી સનાતનીઓ તરફથી. એ લોકો કોંગ્રેસ વિરુદ્ધ સારો પ્રચાર આ તકનો લાભ લઈ કરી શકતા ને ત્રીજી નડતર હતી હરિજનોના પોતાના તરફથી. હરિજનો સવર્ણોથી ડરતા, ને આ પ્રવૃત્તિથી સવર્ણો એમનો પ્રબળ વિરોધ કરશે એમ ધારી એઓ આ પ્રવૃત્તિમાં સહાય્ય આપતા નહિ. પણ રાજેન્દ્રબાબુની કાર્યનિષ્ઠા, એમની અવિચળ શ્રદ્ધા, ને ગમે તેવી મુશ્કેલીઓનો સામનો કરવાની વૃત્તિ, એ સઘળું આ કાર્યમાં એમને મદદરૂપ થઈ પડયું.

૧૯૩૩ની સાલ હતી. રાજેન્દ્રબાબુ જેલમાં સખત બિમાર હતા. જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતા હતા. એમને પટણાની ઇસ્પિતાલમાં ખસેડવામાં આવ્યા હતા. દાક્તરોનો અભિપ્રાય હતો કે એમને તાબડતોબ મુક્ત કરવા જોઈએ. ત્યાં એક દિવસ રાતે એમને પોતાનો ખાટલો, પાસેનું ટેબલ, આખું મકાન જાણે નાચતું લાગ્યું. એમને ઘડીભર તો થયું કે એ તો સખત માંદગીને લીધે ઉત્પન્ન થયેલી મનની નબળાઈનું પરિણામ હશે. પણ એમ નહોતું. ઇસ્પિતાલમાં બધા માણસો જ્યારે હાંફળાં ફાંફળા દોડવા લાગ્યા ને સામેના મેદાનમાં સલામતી માટે ગયા, ત્યારે રાજેન્દ્રબાબુને સમજાયું કે કંઈ મહાન અકસ્માત થયો છે. એએો પણ સલામતી માટે સામેના ચોગાનમાં ગયા. ચોગાનમા ચોતર્ફ મકાનો તાંડવનૃત્ય ખેલી રહ્યાં હતાં. મકાનોના પડવાના કડડડ અવાજો આવતા હતા. ત્રાસેલા લોકો ભયાનક ચીસો નાંખતા હતા. પાંચ મિનિટ સુધી આ પ્રલયકારી ધરતીકંપ રહ્યો. બીજે દિવસે રાજેન્દ્રબાબુને ખબર મળ્યા કે બિહારના કોઈ કોઈ પ્રદેશમાં તો એ સાત મિનિટ સુધી ચાલ્યો હતો. તારાજીનો કંઈ પાર નહોતો. હજારો મકાનો પડી ગયાં હતાં. ધરતીમાં તડો પડી ગઈ હતી. નદીઓએ પ્રવાહ બદલ્યો હતો. ખેતરો પર રેતીનાં થરો જામી ગયા હતા, ને

પાકનો સદંતર નાશ થઈ ગયો હતો. લોકો ઘરબાર વિનાનાં, અન્ન-વસ્ત્ર વિનાનાં બની ગયાં હતાં. આવો ભયંકર ભૂકંપ હિન્દની તવારીખમાં થયો નહોતો. કુદરતના કોપની ભયાનક જ્વાળા સર્વભક્ષી બની હતી. રાજેન્દ્રબાબુને સરકારે તુરત જ મુક્ત કર્યા. ને લોકસેવક રાજેન્દ્રબાબુ એક ક્ષણની પણ રાહ જોયા વિના, પોતાની ભયંકર માંદગીની દરકાર કર્યા વિના, દાક્તરોની સલાહ ને આજીજીને અવગણી કાર્યતત્પર બન્યા. તુરત જ એમણે સ્વયંસેવકોની ટૂકડી ઊભી કરી, ભૂકંપથી વધારેમાં વધારે પીડાયલી એવી તિરહુત જીલ્લાની પ્રજામાં મોકલી આપી. તે પછી ચંપારણ, સારણ, દરભંગા, એમ સ્વયસેવકો આવતા ગયા તેમ તેમ એઓ મોકલતા ગયા. રેલ-ગાડી બંધ હતી, તારવ્યવહાર પણ ખોરવાઈ ગયો હતો. તુરત જ એમણે સર્વ લોકને માન્ય થાય એવી એક સમિતિ નીમી. એમાં બીનકોંગ્રેસી લોકો પણ સારી સંખ્યામાં હતા. સરકાર પણ રાહત કાર્ય કરવા ઇચ્છતી હતી. સરકારે રાજેન્દ્રબાબુ પાસે સંદેશાઓ મોકલ્યા. ને, બન્ને ફંડ એક જ હોય, ને, બન્નેની સંમતિથી એનો ઉપયોગ થાય એ જાતની વિનંતી કરવામાં આવી, પરન્તુ રાજેન્દ્ર-બાબુએ એથી કામ મુશ્કેલ બનશે તેની સરકારને પ્રતીતિ કરાવી. ને સરકારના રાહતકાર્યમાં પૂરી સહાય્ય કરવાનું વચન આપ્યું. રાજેન્દ્ર-બાબુએ બિહાર રાહતસમિતિ' સ્થાપી. સરકારે રાહતકાર્યની શરૂઆત કરવા એક જાહેરસભા બોલાવી. રાજેન્દ્રબાબુ પણ એ સભામાં ગયા ને રાહતકાર્યની વ્યવસ્થા શી રીતે થઈ શકે તેની પર ભાષણ આપ્યું. ને સરકારને અગત્યની સૂચનાઓ પણ આપી. ગાંધીજી હરિજનકાર્ય અંગે મદ્રાસમાં ફરી રહ્યા હતા. એમણે પણ ફંડ ઉઘરાવવા માંડ્યું ને મદદ માટે વિનંતી બહાર પાડી. દેશભરમાંથી કપડાં, અન્ન, રૂપિયા, કામળા, દવા વગેરે આવવા માંડ્યાં. જેમ જેમ વસ્તુઓ આવતી જાય તેમ તેમ એને જરૂરી સ્થળે તુરત જ રવાના કરી દેવામાં આવતી.

આસામમાં અફીણુવિરોધી જે પ્રચારકાર્ય રાજેન્દ્રબાબુએ કરેલું તેથી એમની પ્રતિષ્ઠા આસામમાં સારી જામેલી. આ વખતે આસામમાં ખાદી પ્રચાર માટે કોઈ ઘણા સારા કાર્યકર્તાની જરૂર હતી. ગાંધીજીએ રાજેન્દ્રબાબુને ત્યાં જવા આગ્રહ કર્યો. ને ફરીવાર એઓ આસામમાં ખાદીપ્રચારાર્થે ઉપડયા આસામમાં ખાદી ઉત્પન્ન થઈ શકે એમ હતું. રેશમી વસ્ત્રના ઉત્પાદન માટે પણ ત્યાં સારી સગવડ હતી. રાજેન્દ્રબાબુએ આસામના એકેએક જીલ્લામાં પ્રવાસ કરી, સારા કાર્યકર્તાઓની ખોજ કરી. એમને લાગ્યું, કે આખો વખત કામ કરનાર કાર્યકર્તાઓને પગાર મળવો જોઈએ. અને એ કારણે, કાર્યકર્તાઓ માટે એમણે અખિલ ભારત ચરખા સંઘ તરફથી પગારની સગવડ કરી આપી. ને એ પ્રમાણે એમણે આસામમાં એક સુંદર ખાદી ઉત્પાદન કેન્દ્ર બનાવ્યું.

ગાંધીજીએ જ્યારે ૧૯૩૩માં યરવડા મંદિરમાંથી હરિજનો માટે અનશન કર્યું ત્યારે રાજેન્દ્રબાબુ જેલમાથી તાજા જ છૂટીને આવ્યા હતા. એઓ એ ખબર સાંભળતાં જ સીધા યરવડા પહોચ્યા ને ગાંધીજી અનશન છોડે એ માટેની આબોહવા ઉત્પન્ન કરવા એમણે ઘણો અગત્યનો ભાગ લીધો. ગાંધીજી આવી ક્ષણિક પ્રવૃત્તિથી રાજી થાય એમ નહોતું. એઓ તો ઇચ્છતા હતા કે દેશભરમાંથી અસ્પૃશ્યતા નેસ્તનાબૂદ થઇ જાય. એ બાપુની ઇચ્છા પાર પાડવા ત્યાં જ 'હરિજન સેવક સંઘ' નામક સંસ્થા સ્થપાઈ. એ સંસ્થાને ઘણું કામ કરવાનું હતું. હરિજનો માટે જાહેર કૂવા, તળાવ વગેરે વાપરવાની છૂટ મળે, જાહેર મંદિરોમાં એમને દર્શનનો અધિકાર પ્રાપ્ત થાય, જે જે નાગરિક હકો સવર્ણ હિન્દુઓ ભોગવે તે બધા હરિજનોને મળે તે માટેનું આંદોલન જાગે, એમને માટે અલગવાસ થાય, એમને શિક્ષણની સગવડ મળે,

એમનામાં રહી એમની ઉન્નતિનો પ્રયત્ન કરે એવા સેવકોની જરૂર હતી. રાજાજીએ દક્ષિણ હિંદમાં આ કાર્ય માટે પ્રવાસે જવાનું નક્કી કર્યું, ને એમણે રાજેન્દ્રબાબુની એ કાર્યમાં મદદ માંગી આવું મહાન સેવાકાર્ય હોય, રાજાજી જેવા અગ્રગણ્ય નેતાનો સાથ હોય હોય પછી રાજેન્દ્રબાબુ શા માટે ના પાડે? એમણે તુરત જ એમના આમંત્રણનો સ્વીકાર કર્યો. એઓ પ્રવાસે ઉપડયા. મલબાર તો બ્રાહ્મણોનું મોટું કેન્દ્ર. ત્યાં તો સવર્ણના ને અસ્પૃશ્યના રસ્તા જુદા સવર્ણ અસ્પૃશ્યનો પડછાયો પણ ન લે. એથી જ્યાં એ સડો બહુ ઊંડો ને વ્યાપક હતો એવા સ્થળમાં જવાનું એમણે પસંદ કર્યું. બન્ને મહારથીઓ મુશીબતથી ડરે એવા નહોતા. તેથી તો જ્યાં મુશીબત વધારે ત્યાં જ જવાનું એમણે મન કર્યું મદુરા શ્રીરંગમનાં મંદિરો ખોલાવવા એમણે ખૂબ મહેનત કરી. પૂજારીઓ ને સંચાલકોને ઘણું ઘણું સમજાવ્યા. સાર્વજનિક સભાઓ ભરી. અસ્પૃશ્યતાના કલંકની રૂપરેખા આપી એ પાપ ધોઈ નાંખવા જણાવ્યું. પંડિતોને મળ્યા. તેમની જોડે વાદવિવાદ કર્યો. પણ એ મંદિરો ખુલાવવા માટે એઓ સફળ ન થયા. પણ આનું પરિણામ એ આવ્યું કે, અખિલ હિન્દ મહત્વનાં નહિ એવાં નાનાં નાનાં મંદિરો હરિજનો માટે ટપોટપ ખુલ્લાં મૂકાવા લાગ્યાં. ને એથી આ બે જણના જીવમાં જીવ આવ્યો. નિરાશામાંથી આશા જન્મી.

રાજેન્દ્રબાબુએ દક્ષિણ ભારતમાંથી પણ બિહારમાં આ આંદોલનને વેગ આપ્યો, ને વ્યવસ્થિત કર્યું. બિહારમાં અસ્પૃશ્યતા નિવારણમાં મુશ્કેલી તો ઘણી આવી. એક મુશ્કેલી સરકાર તરફથી. કારણ કે સરકારને એમાં રાજકીય પ્રવૃત્તિની ગંધ વારંવાર આવ્યાં કરતી. એટલે પોલીસની ડખલ ડગલે ને પગલે આવતી. બીજી મુશીબત

સ્વયંસેવકોની પણ દેશભરમાંથી ટૂકડીઓ આવવા લાગી. દરેકને માટે કાર્ય પૂરતું હતું. બધા જીલ્લામાં સ્વયંસેવકોને વહેંચી દેવામાં આવ્યા.

દરેક મદદ અપનારનું નામ છપાતું. દરેકનો વ્યવસ્થિત હિસાબ રખાતો. દરેક જીલ્લાનો હિસાબ અલગ. નાનામાં નાનો ખર્ચ પણ એમાં હોય. ગમે તે માણસ હિસાબ જોઈ શકે એવી સગવડ રાખવામાં આવી હતી.

પ્રથમ તો લોકોને રાહત આપવાની સાથેસાથ હજારો પડેલા મકાનો ખોદી એમાંથી સડતાં શબો બહાર કાઢવાનાં હતાં. એ કામ મોટે ભાગે રાહતસમિતિના કરતાં સ્થાનિક લોકોએ જ વિશેષતઃ કરવાનું હતું. છતાં રાહતસમિતિના સ્વયંસેવકો એ કામમાં સ્થાનિક લોકોને મદદ કરતા. રાહતસમિતિદ્વારા તો વિશેષે કરીને જીવતા લોકોને જીવતા રાખવાનું હતું. કામ ઘણું વિશાળ હતું. નવાં મકાનો તૈયાર કરાવી લાખો નિરાશ્રિતોને રાહત આપવાની હતી. કૂવાઓ લાખોની સંખ્યામાં રેતીથી પૂરાઈ ગયા હતા. આથી ગામોનાં ગામો પાણી વિના તરફડતાં હતાં. તેમને પાણીની મદદ પહોંચાડવાની હતી. ગંગાની ઉત્તરમાં જે જે ગામો હતાં તે બધાંની હાલત આવી જ હતી. વિધિની કંઈ કંઈ વિચિત્રતાઓ ભૂકંપને પરિણામે દૃષ્ટિએ પડવા લાગી. એક તો ખેતરોમાંથી પાણીના ફુવારાઓ ફૂટવા માંડયા ને પાણીની સાથે-સાથ રેતી પણ નીકળે, એટલે પાણી પીવા યોગ્ય નહોતું. આથી ખેતરો રેતીથી ભરાઈ ગયાં હતાં. આખા જીલ્લાના જીલ્લા મરૂભૂમિ જેવા બનવા લાગ્યા. ખાંડનાં કારખાનાંઓ નકામાં પડયાં હતાં. ઉદ્યોગોનો સદંતર નાશ થયો હતો. તેને ઠેકાણે નવા કોલુ ચાલુ કરવાની વિચારણા રાજેન્દ્રબાબુએ કરી પણ એટલા કોલુઓ લોકોને પુરા પાડવાનું કામ અશકય હતું. 'ટયુબવેલ' ખોદાવવા માટેની સગવડ થઈ. ને

એથી પાણીની તાત્કાળિક રાહતનું કામ શરૂ થયું. ખેતરોમાંથી રેતી સાફ કરવાનું કામ શકય નહોતું એટલે એ કામને બદલે બીજાં શકય હોય તે કામમાં સ્વયંસેવકોને રોકયા, કે, જેથી જરૂરી કામ પાછળ પૂરતો સમય ને માણસો આપી શકાય. તળાવો વગેરે ખોદકામ પણ રાહતસમિતિ તરફથી શરૂ કરવામાં આવ્યું ને એમાં એમણે સારા પ્રમાણમાં સફળતા મેળવી. નદીઓનાં પટ રેતી વગેરેને લીધે, ને જમીનની સપાટી ઉંચી થવાથી ઉચાં બન્યાં હતાં. ને એથી રાજેન્દ્રબાબુને લાગ્યું કે વરસાદના સમયમાં નદીઓમાં રેલ અવશ્ય આવવાની, ને તેથી એને માટે પહેલેથી સગવડ કરવી જોઈએ, ને તદનુસાર એમણે રાહતસમિતિદ્વારા રેલને માટે થોડી રકમ અનામત રખાવી. ને કિનારા પર વસવાટ ન થાય એની કાળજી રાખી. આથી રેલ આવી તો ખરી પણ પૂર્વતૈયારી હોવાથી એ મોટી સમસ્યા ન મૂકતી ગઈ.

નિરાશ્રિત લોકો આળસુ ને પરોપજીવી ન બની જાય તે માટે એ લોકો પાસે રાજેન્દ્રબાબુ કામ કરાવતા. તળાવો ખોદવાનું, નવા કૂવાઓ ખોદાવવાનું, પડેલાં મકાનોનું ખોદકામ, નવાં મકાનોનું ચણતર, નવા રસ્તાઓ બનાવવાનું વગેરે કાર્યોમાં સશકત નિરાશ્રિતોને એમણે રોકયા, કે જેથી કાર્યની પણ સગવડ થાય ને નિરાશ્રિતો ઉદ્યમી રહે.

વરસાદના દિવસોમાં રાહતસમિતિ મારફત સસ્તા અનાજની દુકાનો ખોલવાનો પણ પ્રબંધ કર્યો. એનું પરિણામ એ આવ્યું કે અનાજના ભાવોમાં ઉછાળો ન આવ્યો. નવાં મકાનો માટે ગરીબોને પૈસાની મદદ પણ કરવામાં આવી.

આ બધામાં અચરજની વાત તો એ હતી કે રાજેન્દ્રબાબુનું આવું અસ્વસ્થ શરીર પણ સેવાના અસહ્ય બોજામાં ટકી શકયું. એમના શરીરને એક રીતે કહીએ તો ઉની આંચ પણ ન આવી. જાણે એમને

આ સેવા કરવા દેવામાં ઇશ્વિરે પણ પૂરેપૂરી મદદ કરી. રાજેન્દ્રબાબુ ન જોતા રાત કે દિવસ, ન જોતા સવાર બપોર. એમને ન જોઈએ મોટર ગાડી, ન જોઈએ બીજી કંઈ શારીરિક સગવડ. બસ ખાવાપીવાનું, ઉંઘવાનું એ બધું એઓ ભૂલી ગયા હતા એમનું મન રાહત સિવાય બીજાના વિચારો ન કરતું. સેવા સિવાય બીજો કોઈ સૂર એમના ચિત્તતંત્રમાંથી નીકળતો નહિ. એમની મહેનત વિના બિહાર બરબાદ થઈ ગયું હોત. બિહાર આજે કચ્છ કે રજપૂતાના જેવો રણપ્રદેશ બની ગયો હોત.

ભૂકંપ ને રેલ જતાં મલેરીયાનો ઉપદ્રવ શરૂ થયો. એટલે એ કાર્ય ઊભું થયું. છતાં રાજેન્દ્રબાબુ અણનમ રહીને હસતે મુખે એ કાર્ય કરતા રહ્યા.

રાજેન્દ્રબાબુની વ્યવસ્થા એટલી ઉત્તમ હતી કે એમના સ્વયંસેવકોનો ભોજનખર્ચ દરરોજનો જણ દીઠ બે આના આવતો. આ પરથી જાહેરફંડ કેટલી કરકસરથી એઓ વાપરતા તેનો ખ્યાલ આવશે. બે હજાર સ્વયંસેવકોએ લગભગ દોઢ વર્ષ સુધી આ રાહતકાર્ય કર્યું. ને કાર્યમાં વપરાતા પૈસા વધ્યા તેનું એમણે ટ્રસ્ટ કરી, બિહારમાં જ્યારે જ્યારે કુદરતી સંકટ આવી પડે ત્યારે મદદ માટે એને અનામત રાખવું એ પ્રકારની સંગીન વ્યવસ્થા કરી.

આ રીતે આવી મોટી સેવાનું કાર્ય રાજેન્દ્રબાબુએ એકલે હાથે ઉપાડયું. લાખો માણસોના જાન બચાવ્યા. દરેક જગ્યાના રાહતકાર્ય પર જાતે ઝીણામાં ઝીણી વિગતની પણ દેખરેખ રાખી.

૧૯૪૫માં રાજેન્દ્રબાબુને 'ગોસેવા સંમેલન'ના પ્રમુખ ચૂંટયા ને એમણે ગોસેવાના કાર્યમાં મન પરોવ્યું. ને એ વિષે ખાસ અભ્યાસ કર્યો. એમણે પટણામાં બિહારની ગોશાળાના પ્રતિનિધિઓને

નિમંત્રી ગોસેવાનું કાર્ય શી રીતે વેગવંતું બને તે માટેની વિચારણા કરી ને એમાં સક્રિય સૂચનાઓ આપી આખા પ્રાંતની ગોસેવા તથા પાંજરાપોળનો એક સંઘ સ્થાપ્યો. એ સંઘની એક કચેરી સ્થપાઈ ને પટણામાં એક આદર્શ ગોસેવા સંઘ તરફથી ખોલાઈ. ગોસેવા પોતાની દેખરેખ હેઠળ રહે માટે એમના 'સદાકત આશ્રમ'માં જ ખોલાઇ. ગોસેવાના કાર્યને ધાર્મિક નહિ પણ આર્થિક રૂપ આપવું જોઇએ એવી એમની રૂઢ માન્યતા છે. એમ થાય તો જ બીન-હિંદુઓને પણ એ પ્રશ્નમાં રસ લેતા કરી શકાય.

હિંદમાં હિંદ વિષે ઇતિહાસકારો પોતપોતાની કલુષિત ને પક્ષપાતી દષ્ટિથી ઇતિહાસના પુસ્તકોમાં જે જૂઠાણાં ફેલાવે છે તેનો વિરોધ કર્યાં કરવાથી કંઈ વળે નહિ પણ આપણે સાચો ઇતિહાસ રચીને જનતા સમક્ષ રજૂ કરવો જોઇએ. ને એ રીતે જનતાને સાચું જ્ઞાન આપણા દેશના ઇતિહાસ વિષે આપવું જોઇએ. આ એમની દઢ માન્યતા હોવાથી એમણે હિંદના જાણીતા ઇતિહાસવિદ્ સર જદુનાથ સરકાર, શ્રી. જયચંદ્ર વિદ્યાલંકાર વગેરેની મદદથી ઇતિહાસ-સમિતિ સ્થાપી, ને એમની મદદથી ઇતિહાસના ગ્રંથો પ્રસિદ્ધ થયા છે. આ ઉપરાંત હિંદુસ્તાની પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં પણ રાજેન્દ્રબાબુએ એટલી જહેમત ઊઠાવી કે એમની તબિયત બગડી.

આમ રાજેન્દ્રબાબુની સેવા અનેક દિશાઓમાં વિહરે છે. એઓ જ્યાં જ્યાં પીડિત ને દલિત માનવતા જુએ છે ત્યાં ત્યાં એને સહાય કરવા દોડી જાય છે. એમને મન ગાંધીજીની જેમ દરિદ્ર જનતા નારાયણનો અવતાર છે, ને તેથી જનસેવા એજ સાચી પ્રભુસેવા છે. એમને મન જનતા એ આરાધ્ય કે સેવ્ય દેવતા છે. રાજેન્દ્રબાબુ એટલે સેવાના જ્વલંત રંગે રંગાયેલા સાચા અને નિઃસ્પૃહી લોકસેવક.

## પ્રકરણ ૧૨ મું

### સત્યાગ્રહી

રાજેન્દ્રબાબુ સામાજિક દૃષ્ટિએ લોકસેવક છે તો રાજકીય ક્ષેત્રમાં એક જ શબ્દદ્વારા એમની પિછાન કરાવવી હોય તો એઓ સાચા સત્યાગ્રહી છે. ગાંધીજીનો પ્રત્યેક અનુયાયી એમના ચરણોમાં કોઈપણ જાતના અન્યાયને બરદાસ્ત ન કરવાનું શીખ્યો છે ને એ રીતે રાજેન્દ્રબાબુ પણ નાનપણમાં જ એ જીવનમંત્ર એમની પાસે શીખ્યા છે.

વસ્તુતઃ સત્યાગ્રહ સંગ્રામ શરૂ થયો ૧૯૨૦માં ગાંધીજીની સરદારી હેઠળ પણ એ સંગ્રામ રાજેન્દ્રબાબુએ તો વ્યક્તિગત રીતે ક્યારનોય શરૂ કરી દીધો હતો. એઓ કલકત્તાથી પટણા વકીલાત કરવા આવ્યા, ત્યારે જ પટણા યુનિવર્સિટી બીલ જે જનતાવિરોધી હતું, તેની સામે પેલો અસહકારનો ને સત્યાગ્રહનો પોકાર કોઈએ પણ કર્યો હોય તો તે રાજેન્દ્રબાબુએ. એમણે એ બીલમાં બિહારની ગરીબ જનતાનો ઉપહાસ જોયો. ને, એમને લાગ્યું, કે એ અન્યાય કોઈ પણ સન્માની બિહારી બરદાસ્ત ન કરી શકે એથી એમણે એ બીલનો વિરોધ ઉપાડી લીધો ને સત્યાગ્રહજંગના મોરચા માંડ્યા. છાપાઓ, જાહેરસભાઓ વગેરેથી એમણે વાતાવરણને ગરમ કરવા માંડ્યું. ને એમાં એમણે શરૂઆતમાં તો કોઈનીય

મદદ વિના એકલે હાથે જ એ મહાભારત આંદોલન ઉપાડયું. દરેક જીલ્લામાં સભા ભરી, દરેક સંસ્થાદ્વારા વિરોધ કરાવ્યો, અને પોતાના પ્રાંતમાં પ્રબળ વિરોધ જગાડી એઓ પહોંચ્યા કોંગ્રેસ પાસે. અને કોંગ્રેસ પાસે પણ આ બીલવિરોધી ઠરાવ પસાર કરાવડાવ્યો. ને એ રીતે એમણે સરકારનો મજબુત સામનો કરી પોતના જીવનમાં સત્યાગ્રહનાં મંડાણ કર્યાં. આ સત્યાગ્રહમાં એમને અણધારી ફતેહ મળી. સરકારે એ બીલવિરોધીઓને તેમનો એક પ્રતિનિધિ મોકલવાનું કહ્યું. ને એ બીલની જે જે કલમોનો વિરોધ એઓ કરતા હતા, તે તે કલમો એમાંથી દૂર કરવામાં આવી. આમ એમણે જીંદગીની શરૂઆત સફળ સત્યાગ્રહથી કરી.

આ પછી જ્યારે એમણે ચંપારણમાં બાપુજીની સત્યને માટે જેલમાં જવાની તૈયારી જોઈ, જ્યારે બાપુજી પોતાને જે સાચું લાગે તેને માટે ગમે તે કુરબાની કરવા તૈયાર થાય છે એ પ્રત્યક્ષ જોયું ત્યારે એમને સત્યાગ્રહની સાચી સમજ પડી. ને બાપુજી પછી ચંપારણમાં કાર્ય કરતાં જેલમાં જવું પડે તો જવાની સંપૂર્ણ તૈયારી બતાવી.

સાચા સત્યાગ્રહીનું એક લક્ષણ તે શિસ્ત છે. પોતે ભલે અમુક વાતમાં માનતા ન હોય તો પણ શિસ્તને ખાતર એઓ એને સ્વીકારતા. ૧૯૨૦માં જ્યારે સત્યાગ્રહ શરૂ થયો, ત્યારે વિદ્યાર્થીઓ શાળા કોલેજો છોડે ને રાષ્ટ્રીય વિદ્યાપીઠની સ્થાપના થાય એમાં એમની સંમતિ નહોતી. છતાં એમણે જ્યારે સત્યાગ્રહજંગમાં ઝંપલાવ્યું ત્યારે એમણે વિદ્યાર્થીઓને શાળા કોલેજ છોડવાની હાકલ કરી એટલું જ નહિ, પણ રાષ્ટ્રીય શાળાની ને વિદ્યાપીઠની સ્થાપના પણ કરી ને એ સંસ્થાને પગભર બનાવવા માટે એમણે તનતોડ મહેનત પણ કરી. એજ અરસામાં એમણે સત્યાગ્રહમાં

ભાગ લેવાનું નક્કી કર્યું. ને તે મુજબ પોતાની વકીલાતનો ધીકતો ધંધો શરીરપરનું મેલું વસ્ત્ર કાઢીને ફેંકી દે એટલી આસાનીથી એમણે એ સરકારની ગુલામીનું પ્રતીક ફગાવી દીધું. એઓ પોતે તો એમાં જોડાયા પણ પોતાના ભાઈને સરકારી ખિતાબ છોડવા પ્રેર્યો. વિદેશી માલના બહિષ્કારનું શસ્ત્ર હાથમાં લીધું. મદ્યનિષેધનો ને હિંદુ-મુસ્લિમ ઐક્યનો પ્રશ્ન ઉપાડી, જે જે એમને સત્ય લાગ્યું તેનો વિના સંકોચે ને વિના ડરે એનાં પરિણામો માટે પૂરતી તૈયારી કરીને પ્રચાર કરવા માંડ્યો જલીયાંવાળા દિન સામે એમણે સ્થળે સ્થળે વિરોધસભાઓ ગોઠવી, ને સભામાં સરકારની દમનનીતિનો જોરદાર શબ્દોમાં વિરોધ કર્યો, ને એવી જુલમી સરકારને નાબૂદ કરવા જનતાને હાકલ કરી. પટણામાં એમણે રોલેટ એક્ટ વિરોધી છઠ્ઠી એપ્રીલે એવી હડતાલ યોજી કે આખા શહેરમાં પરિણામની પરવા ન કરતા એકેએક નાનીમોટી દુકાનો બંધ રહી, પછી એ હિંદુની હોય યા મુસ્લિમની.

આ વખતે ગાંધીજીએ દરેક સત્યાગ્રહી માટે એક પ્રતિજ્ઞાપત્ર તૈયાર કર્યું કે ગમે તેવા વિષમ સંજોગોમાં પણ એ અહિંસાત્મક જ રહેશે. લોકોએ એના પર ખૂબ ટીકા કરી છતાં, ગાંધીજી મક્કમ રહ્યા. પ્રતિજ્ઞાપત્ર પર બિહારમાંથી પ્રથમ સહી કરનાર રાજેન્દ્રબાબુ હતા

સત્યાગ્રહ શરૂ થયો. રાજેન્દ્રબાબુ જીલ્લામાં ફરતા રહ્યા એવામાં એઓ ફરતા ફરતા આરા પહોંચ્યા. આરામાં એમના પર જીલ્લા મેજીસ્ટ્રેટે નોટીસ બજાવી કે નવથી પાંચ વાગ્યા સુધી એમણે કોઈપણ સરઘસ કે સભામાં ભાગ ન લેવો. રાજેન્દ્રબાબુ એ હુકમનો ભંગ કરનાર હતા, છતાં એ વખતનાં કોંગ્રેસના શિસ્ત મુજબ

એમણે મત્યાહ માટે કોંગ્રેસની સંમતિ લેવી જોઈએ. આથી એમણે તુરત જ સંમતિ મંગાવી ને સંમતિ મળશે જ એમ માની જેલયાત્રાની તૈયારી કરી સંમતિની રાહ જોતા બેઠા. ઉત્તર આવ્યો પણ એમણે મંગાવેલી સંમતિ મળી નહી. કારણ કે કોંગ્રેસે હજી અધિકૃત રીતે સત્યાગ્રહનાં મંડાણ કર્યાં ન નહોતાં. રાજેન્દ્રબાબુ સાચા સત્યાગ્રહીની જેમ તુરત જ હુકમ માથે ચઢાવી આરાથી ચાલ્યા ગયા.

આ પછી તો અધિકૃત રીતે કોંગ્રેસે સત્યાગ્રહ જાહેર કર્યો. ને, જે અસ્પૃશ્યતાનિવારણ, અહિંસા, હિન્દુ-મુસ્લિમ ઐક્ય, અને ખાદી અપનાવે તથા વિદેશી વસ્ત્રનો બહિષ્કાર કરે, તેને સત્યાગ્રહની રજા આપવામાં આવતી. રાજેન્દ્રબાબુએ સત્યાગ્રહીઓ તૈયાર કરવા માંડયા. કોંગ્રેસના સ્વયંસેવકદળમાં જોડાયા. જાહેર વિનંતીપત્ર પ્રગટ કર્યું, ને છૂટેચોક સત્યાગ્રહીઓની ભરતી શરૂ કરી. બિહારમાં મોટા પાયા પર ધરપકડ શરૂ થઈ. રાજેન્દ્રબાબુની ધરપકડના દિવસો હવે ગણાઈ રહ્યા હતા પણ એમની ગિરફતારી થઇ નહિ.

એવામાં ૧૯૨૩માં નાગપુરમાં અમુક ગોરાઓના લતામાં રાષ્ટ્રીય ઝંડા જોડે ન જવાય એવો પ્રતિબંધ કાઢવામાં આવ્યો. આ પ્રશ્ન નાગપુરનો નહોતો એ પ્રશ્ને હિન્દવ્યાપી રૂપ લીધું. ને આખા હિન્દનાં સત્યાગ્રહીઓને નાગપુર આવી ઝંડાની ઇજ્જત બચાવવા લડવા આવવાની હાકલ પડી. શેઠ જમનાલાલજીએ સત્યાગ્રહની સરદારી લીધી હતી. એમને ગિરફતાર કરવામાં આવ્યા હતા. એટલે એમનું સ્થાન સરદાર વલ્લભભાઇએ લીધું. હિન્દભરમાંથી સત્યાગ્રહીઓની ટુકડીઓ આવવા માંડી. ઝંડા માટે કુરબાની કરવા પડાપડી થઇ રહી હતી. રાજેન્દ્રબાબુએ તુરત જ પોતાનું નામ મોકલાવ્યું, ને એઓ સ્વયંસેવકોની એક ટુકડી લઇને નાગપુર પહોંચ્યા. નાગપુરમાં સરદારની

જોડેનો એમનો સબંધ ઘનિષ્ઠ બન્યો. રાજેન્દ્રબાબુ જેલમાં ન જાય પણ પોતાની જોડે રહી, વ્યૂહરચના કરે એવો સરદારે હુકમ આપ્યો એટલે રાજેન્દ્રબાબુ એમની જોડે છેક છેવટ સુધી રહ્યા. ને આખરે જે સમાધાન થયું તેમાં પણ એમણે ઘણો મહત્વનો ભાગ ભજવ્યો.

બિહારમાં બેતીયા નામના એક નાના દેશી રાજ્યમાં દેશી રાજ્યના અધિકારીઓએ કોંગ્રેસવાદીઓ પર ગાંધીજીને આરામ થાય તે માટે પ્રાર્થના સભામાં જવા દુકાનદારોને આગ્રહ કર્યો તે માટે લાઠીપ્રહારો કર્યા. રજ્યના બજારમાંથી આના વિરોધમાં વેપારીઓએ તથા દુકાનદારોએ દુકાનો ઉઠાવી લીધી. સત્યાગ્રહના મોરચા મંડાયા. રાજેન્દ્રબાબુ ત્યાં પહોચી ગયા. એમણે પરિસ્થિતિનું બારીકાઇથી અવલોકન કર્યું ને બિહાર પ્રાંતીય કોંગ્રેસસમિતિની બેઠક બોલાવી. બેતીયા રાજ્ય સામે સત્યાગ્રહની તૈયારી કરવાનો નિર્ણય કર્યો. રાજેન્દ્રબાબુએ જાતે, સત્યાગ્રહીઓની પહેલી ટુકડી લઇ જવાની તૈયારી કરી. પણ ત્યાં તો મામલો બગડશે એમ ધારી સરકાર જ વચમાં પડી. ને લોકોની માગણીઓ રાજ્યે સંતોષી, અને જે અમલદારો કોંગ્રેસવાદીઓનું અપમાન કરવા માટે કારણભૂત હતા તેમને બરતરફ કરાવ્યા.

૧૯૨૭માં હિન્દને રાજકીય સુધારાઓ આપવા માટે બ્રિટીશ પાર્લામેન્ટ તરફથી સર જોન સાયમનના પ્રમુખપણા હેઠળ એક કમીશનની નિયુક્તિ થઈ. કોંગ્રેસે એની મદ્રાસની બેઠકમાં એ કમીશનનો સંપૂર્ણ બહિષ્કાર કરવાનો અને એની સામે વિરોધી દેખાવો કરવાનો નિર્ણય કર્યો. આ નિર્ણયાનુસાર એ કમીશન જે દિવસે મુંબઈ આવ્યુ તે દિવસે કાળા વાવટાઓ લઈ કોંગ્રેસવાદીઓએ પ્રચંડ સરઘસ કાઢી 'સાયમન પાછો જા'નાં સૂત્રો પોકારી એમને જવાબ આપ્યો. એ પ્રમાણે એ કમીશન

જ્યાં જ્યાં ગયું ત્યાં ત્યાં કાળા વાવટાનું સરઘસ અને 'સાયમન પાછો જા'ના પૂકારોથી નવયુવાનો એને જાકારો દેતા ને તેને અંગે ગામેગામ બહિષ્કાર કરનારાઓની પોલીસ જોડે અથડામણ થતી. એમ કરતાં કમીશનની પટણાની તારીખો નક્કી થઈ. એ કમીશનને જાકારો આપવા પટણામાં એક સભા બોલાવી. એ સભામાં સાયમન કમીશનનો બહિષ્કાર સંપૂર્ણ રીતે શી રીતે થઈ શકે તેની વિચારણા કરવામાં આવી. ને વ્યવસ્થિત યોજના પણ થઈ. સ્પેશ્યલ ટ્રેન કે જેમાં એ ગોરાઓનું કમીશન આવવાનું હતું ત્યારે બધા નેતાઓ કાળા વાવટા લઈ તેમને જાકારો આપવા જાય તે નક્કી થયું. સરઘસનો માર્ગ નક્કી થયો. પંજાબ ને સંયુક્ત પ્રાંતમાં વિરોધ કરનારાઓ પર લાઠીઓ ચાલી હતી. લોહીની નદીઓ વહી હતી અને માથાં પણ ફાટયાં હતાં. પટણામાં પણ બધા નેતાઓએ એની તૈયારી રાખી. ને મરણિયા થઈ હિન્દનો 'ચલે જાવ'નો પૂકાર સંભળાવવા ગામલોક નીકળી પડયા. આખું પટણા શહેર ઊલટી પડયું હતું. માનવમહેરામણ ઊભરાયો હતો. 'સાયમન ચલે જાવ' નાં સૂત્રો ગગનને ભેદતાં હતાં. રાજેન્દ્રબાબુનો અંદાજ હતો કે સવારે બહુ બહુ કકડતી શિયાળાની ઠંડીમાં દશેક હજાર લોકો આવશે. પણ, એને બદલે ચાળીસ હજાર લોકો એકઠા થયા હતા. લોકો તરફથી કોઈ પણ ગેરવર્તન ન થાય તે માટેની સૂચનાઓ રાજેન્દ્રબાબુએ આપી દીધી હતી પોલીસનો વડો અમલદાર આવ્યો. રાજેન્દ્રબાબુને મળ્યો. એણે નિખાલસતાથી રાજેન્દ્રબાબુને જણાવ્યું કે એ ઇચ્છતો ન હતો કે પોતાને બદનામ થવું પડે. એણે કંઈ માર્ગ કાઢવા જણાવ્યું. એણે સૂચવ્યું કે રસ્તાની એક બાજુ બહિષ્કાર વાળા ઉભા રહે. બીજી બાજુ સહકાર કરવા વાળા વફાદાર લોકો ઉભા રહે રાજેન્દ્રબાબુએ તોફાન ન થાય એ માટે

એ સૂચના મંજુર રાખી. ને તુરત જ સ્વયંસેવકો મારફત એ સૂચનાની જાહેરાત થઈ. ને શાંત રીતે વિરોધીઓ રસ્તાની એક બાજુ થઈ ગયા. લોકોની આ શિસ્ત જોઈ પોલીસ અમલદારે રાજેન્દ્રબાબુને મુબારકબાદી આપી. લોકો તરફથી કશુંય ગેરવર્તન થવાનું નથી તેની બાંયધરી રાજેન્દ્રબાબુએ આપી. રસ્તાની સામી બાજુએ પચીશત્રીશ ભાડૂતી માણસો કમીશનનું સ્વાગત કરવા ઉભા હતા. તો આ બાજુએ વિરોધીઓ હજારોની સંખ્યામાં હોવા છતાં એવા શિસ્તબદ્ધ હતા કે આ પ્રસંગે જરા પણ અજુગતો બનાવ ન બન્યો એટલું જ નહિ પણ તેઓ એવી રીતે વર્ત્યાં કે સામી બાજુવાળા તરફ પણ શિસ્તબદ્ધ સૈનિકોની જેમ વર્ત્યા તેમજ તે લોકોનું અપમાન થાય એવાં કશાં સૂત્રો પૂકાર્યાં નહિ!. સૂત્ર એક જ હતું, 'સાયમન પાછો જા'. કમીશન આવ્યું. ગગનભેદી 'પાછો જા'ના અવાજથી વાતાવરણ ગાજી ઉઠયું. કાળા ઝન્ડાથી આકાશ છવાયું. વાતાવરણ ગંભીર થયું, છતાં શાંતિથી બધું કામ પર પડયુ જનતાએ સેવેલી ભીતિ ખોટી પડી. ન થયો લાઠીમાર, ન વહી રક્તધારા, ન થઈ કોઈની ગિરફતારી અને સઘળું શાંતિથી પસાર થયું. અને આનો બધો યશ રાજેન્દ્રબાબુની વ્યવસ્થાશક્તિ, વિવેકબુદ્ધિ, દીર્ઘદર્શિતા. ધૈર્ય અને મુશ્કેલીમા આસાનાથી કામ લેવાની આવડત વિગેરે ગુણોને મુખ્યતઃ આભારી હતો.

ત્યારબાદ બે વર્ષે આવી ૧૯૩૦ની ઐતિહાસિક કાયદે ભંગની ક્રાન્તિ. લાહોર કોંગ્રેસ કે જેમાં સ્વાતંત્ર્યનો ઠરાવ થયો તેમાં બીમારીને કારણે રાજેન્દ્રબાબુ ભાગ ન લઈ શકયા. પણ 'યુદ્ધનું રણશીંગું' વાગે ત્યારે એના જેવો વીર કંઈ ઘરમાં બેસી રહે કે? ડંકો વાગ્યો ને શૂરો લડવૈયો જાગ્યો. એ અમદાવાદમાં કાર્યવાહક સમિતિની બેઠકમાં ગયા. દાંડી કૂચ વખતે બાપુને જંબુસર

આગળ મળ્યા. ગુરુમંત્ર તે નિમક સત્યાગ્રહનું બીજ લાવી બિહારની ભૂમિમાં રોપ્યું. બિહારને દરીયાકાંઠો નથી, છતાં ગેરકાયદે મીઠું પકવવાનું ઠેરઠેર શરૂ થયું. રાજેન્દ્રબાબુએ બધી વ્યૂહરચના કરી. બિહારમાં ગિરફતારીઓ શરૂ થઈ. રાજેન્દ્રબાબુએ દરેક નેતાએ ક્યાં ક્યાં સત્યાગ્રહ કરવો તે નક્કી કર્યું. ને એ કામ સાંગોપાંગ પાર પડયું.

રાજેન્દ્રબાબુએ બિહારનો પ્રવાસ નાદુરસ્ત તબિયત હોવા છતાં આરંભ્યો. ગામેગામ સભા ભરતા. સામુદાયિક મીઠાના કાયદાનો ભંગ કરાવતા ને એ રીતે આખા બિહારને એમણે ચેતનમય બનાવી દીધું

રાજેન્દ્રબાબુ અંદરના ભાગમાં પ્રવાસ કરી પટણા આવ્યા. ત્યાં ખબર પડી કે જનતાના એક પ્રચંડ સરઘસને પોલીસે રોકી રાખ્યું છે. ને સત્યાગ્રહીઓ રસ્તા પર બેઠા બેઠા ગીતો ગાય છે. રાજેન્દ્રબાબુ ત્યાં ગયા. લોકો એમને જોતાં જ ઊભા થયા. રાજેન્દ્રબાબુએ પરિસ્થિતિ જાણી લીધી ને કહ્યુ કે પોલીસનો હુકમ માન્ય ન રખાય. તમે અડગ રહેજો.

પોલીસના વડાએ રાજેન્દ્રબાબુને બોલાવ્યા. સાચા સત્યાગ્રહીની જેમ એઓ ત્યા ગયા. પેલાએ કહ્યુ, "બાબુજી! તમે આ લોકોના નેતા છો. તમે એ લોકોને સમજાવો કે અહીંથી એઓ ખસી જાય. નકામા શા માટે આ તોફાન લઈ બેઠા છે?"

રાજેન્દ્રબાબુ કહે, "અમને કહો છો તે ધતિંગ તો તમે લઈ બેઠા છો. તમે ચાલી જાઓ એટલે સરઘસ એને સ્થાને શાંતિથી ચાલી જશે. સરઘસ કંઈ ચોવીશ કલાક થોડું કરવાનું છે!"

"જો એ લોકો નહીં વીખેરાય તો એનું પરિણામ બહુ ભૂરું આવશે. માટે તમે એમને હજી પ સમજાવો."

"એ લોકો ડરે એવા નથી. એ તો લાઠી, બંદૂક, તોપગોળા બધા માટે તૈયાર છે. કુરબાની કરવા નીકળેલા એમ બીવાના નથી."

"તો કંઈ થાય તો એની જવાબદારી આ લોકોના નેતા તરીકે તમારી જ રહેશે."

"તે તમે મને શું ડરાવવા માગો છો? જવાબદારી લાઠી મારનારની કે બંદૂક ફોડનારની, મારી નહીં હું તો લોકો તરફથી કોઈ પણ જાતની હિંસા ન થાય તેને માટે જવાબદાર. બીજા કશા માટે નહીં."

"એ હુ કંઈ ન સમજું. હું તમને અર્ધો કલાકનો વખત આપુ છું. એટલામાં જે કંઈ કરવુ હોય તે કરો."

રાજેન્દ્રબાબુને થયું કે એમણે સરઘસના મુખ્ય મુખ્ય નેતાઓની સલાહ લેવી જોઈએ એ લોકોને બધી વાત કરી. બધા કહે, "આપની આજ્ઞા જે હોય તે અમે કરવા તૈયાર છીએ." રાજેન્દ્રબાબુએ તો કહ્યું કે, હુકમ તો કોઈ પણ રીતે મનાય નહીં, પણ સરઘસના દરેક જણને આનું પરિણામ શું આવશે તેની ચેતવણી આપી દેવી જોઈએ, કે જે એને માટે તૈયાર ન હોય તે ભાગી જાય. રાજેન્દ્રબાબુની વાત માન્ય રાખી સરઘસમાં ભાગ લેનારા દરેકને લાઠી, બંદૂક વગેરેની ચેતવણી આપી. પણ એક પણ જણુ ત્યાંથી ખસ્યું નહીં. અર્ધો કલાક થયો ઘોડેસવારો આવ્યા. ઘોડેસવારોને ઘોડા દોડાવવાનો હુકમ અપાયો લાઠીમાર થયો ગિરફતારીઓ થઈ. હજારોની સંખ્યામાં લોકો ઘાયલ થયા.

પોલીસ વીખેરાઈ એટલે પાંચ પાંચ જણુના સમૂહમાં સત્યાગ્રહીઓએ સરઘસ કાઢી જવું એમ રાજેન્દ્રબાબુએ નક્કી કર્યું. એક જથ્થો નીકળે તેને ગિરફતાર કરવામાં આવે કે બીજો જથ્થો

નીકળે. તે ગિરફતાર થાય કે ત્રીજો નીકળે. એમ ક્યાં સુધી તો ચાલ્યું. એપ્રિલ મહિનો હતો. તાપ તો કહે મારું કામ. છતાં સત્યાગ્રહીઓ ડગતા નહોતા. દરેક જથ્થો રાજેન્દ્રબાબુની પ્રત્યક્ષ દેખરેખ રીતે જ તૈયાર થતો, ને મોકલાતો. રાજેન્દ્રબાબુને એકેએક પોલીસ ઓળખે એટલે એમને લાકી મારવાની કોઈ હિંમત ન કરે પણ બીજાને તો પોલીસ પીટતી, લોહીલુહાણ કરતી. આમ દિવસો સુધી ચાલ્યું. એવામાં ઇસ્ટરના તહેવારો આવ્યા. રાજેન્દ્રબાબુને યુદ્ધ એ તો ધર્મયુદ્ધ હતું. ઇસ્ટર ખ્રિસ્તીઓનો તહેવાર હતો. તેથી ખ્રિસ્તીઓને સત્યાગ્રહને લીધે એમના ધર્મકાર્યમાં ખલેલ ન પહોંચે એ હેતુથી એમણે સત્યાગ્રહ તત્કાળ પૂરતો મોકૂફ રાખ્યો. ને એ પ્રમાણે જીલ્લા મેજીસ્ટ્રેટને જાણ કરી. મેજીસ્ટ્રેટે એમને આ બાબતમાં મળવા બોલાવ્યા. રાજેન્દ્રબાબુ મળ્યા. ને પરિણામે રાજેન્દ્રબાબુ વિજયી થઈને આવ્યા. પોલીસ જથ્થાને નહીં રોકે એમ નક્કી થયું, ને એ પ્રમાણે નિર્વિઘ્ને પાચ પાંચની ટૂકડીઓ ગઈ.

આ જ અરસામાં રાજેન્દ્રબાબુએ વિદેશી વસ્ત્રના બહિષ્કારનું કાર્ય હાથપર લીધું. વિદેશી વસ્ત્રના વેપારીઓને બોલાવી તેમની કાપડની ગાંસડીઓને સીલ કરવાનું નક્કી કર્યું. વેપારીઓ સંમત થયા. એમાં સમત ન થયા તેમની દુકાનો પર સ્વયંસેવકોની ચોકી ગોઠવી દીધી. સ્વયંસેવકો જેમ જેમ ગિરફતાર થતા જાય તેમ તેમ જનતાનો રોષ વેપારીઓ પર વધતો જાય. ને વેપારીઓ રાજેન્દ્રબાબુ પાસે આવી પોતાની ગાંસડીઓને સીલ મારવાની વિનંતી કરે. આમ થોડા જ દિવસોમાં વિદેશી વસ્ત્રનો સંપૂર્ણ બહિષ્કાર યોજાયો.

બિહારના વીરપુર જીલ્લામાં એક નવા પ્રકારનો સત્યાગ્રહ શરૂ થયો. મદ્યનિષેધની સાથોસાથ લોકોએ ગાંજાની દુકાનો પર

પણ ચોકી શરૂ કરી દીધી. ત્યાં કોંગ્રેસનો આશ્રમ હતો. આશ્રમમાંથી સ્વયંસેવકો રોજ દુકાને ચોકી કરવા જવા માંડયા. ગાંજાની દુકાનવાળાઓએ પોલીસની મદદ લીધી. એટલે પોલીસે આવી શાંત બેઠેલા સ્વયંસેવકોને મારઝૂડ કરવા માંડી. એટલેથી સંતોષ ન થતાં પોલીસે બળજબરીથી આશ્રમનો કબજો લીધો ને આશ્રમની બધી ઘરવખરી ફેંકી દીધી. લોકો પોલીસના વર્તનથી ઉશ્કેરાયા. એમણે ઝંડો લઈ સૂત્રો પોકારતાં પોકારતા આશ્રમ આગળ સરઘસ લઈ આશ્રમમાં પ્રવેશ કરવા પ્રયત્ન કર્યો. પોલીસે એક ટૂકડીને ગિરફતાર કરી, એટલે બીજી ટૂકડી આવી. એને ગિરફતાર કરી. ચારપાંચ દિવસ સુધી આ કાર્યક્રમ ચાલ્યો, પછી પોલીસે ગિરફતારીને લાઠીનો આશરો લીધો, ને મારપીટ કરવાં માંડી રાજેન્દ્રબાબુને પણ ચારેક સખત ફટકા પડયા. પણ એટલામાં તો એક સ્વયંસેવકે આવી એમના ફટકા પોતે ઝીલી લીધા રાજેન્દ્રબાબુ તે પછી પટણા ગયા. એ સત્યાગ્રહ ગાંધી અરવીન સમજૂતી થઈ ત્યાં સુધી ચાલ્યાં કર્યો

ગાંધીજી ગોળમેજીમાં ગયા ને ત્યાંથી પાછા આવ્યા તે દરમિયાન સરકારનું ભયંકર દમનચક્ર સારાય દેશમાં ફરી વળ્યું. ગાંધીજી આવતાં વેંત જ આખા દેશમાં સત્યાગ્રહની શરૂઆત કરવી પડે એ જાતનું વાતાવરણ ફેલાઈ ગયું હતું રાજેન્દ્રબાબુએ બિહારને આગામી સત્યાગ્રહ માટે તૈયાર કરી રાખ્યું હતું. ગાંધીજી આવ્યા. કાર્યવાહક સમિતિની સભા મળી. રાજેન્દ્રબાબુ પણ ત્યાં ગયા સરકારની તૈયારી પૂરી હતી. રાજેન્દ્રબાબુએ ત્યાંથી પાછા ફરતાં વેંત જ બિહાર પ્રાંતીય કોંગ્રેસ સમિતિની બેઠક મળે તે માટેની રચના કરી રાખી હતી. એમણે પાછા

ફરતાં રસ્તામાંથી જ બિહાર પ્રાંતીય સમિતિની કાર્યવાહક સમિતિના સભ્યોને તાર કરી તાકીદની બેઠક બોલાવી. સભ્યો આવ્યા. બેઠક ભરી. વ્યૂહરચના કરી. બિહારમાં સત્યાગ્રહ કયા સ્વરૂપમાં કરવો તે નક્કી કર્યું. ને બધા વીખેરાતા હતા તેવામાં પોલીસ આવી પહોંચી ને રાજેન્દ્રબાબુને ગિરફતાર કર્યા.

જેલમાંથી સજા ભોગવી રાજેન્દ્રબાબુ છૂટયા. છૂટીને અસ્પૃશ્યતા નિવારણના કામે લાગી ગયા. પણ સાથેસાથ સત્યાગ્રહને આગળ ધપાવવાનું કામ પણ કરતા હતા. કારણ એઓ કોંગ્રેસના સરમુખત્યાર હતા. સત્યાગ્રહ આંદોલન માટે સ્વયંસેવકોની ભરતી કરતા, વ્યૂહરચના કરતા. આ બધા માટે એઓ પૈસા ઉઘરાવવા કલકત્તે ગયા. ત્યાં થોડા રૂપિયા ભેગા કર્યા ને પટણા આવ્યા. બિહારના કામ માટે આચાર્ય કૃપાલાણીને પણ પૈસાની જરૂર હતી. રાજેન્દ્રબાબુએ એમને ભલામણપત્ર આપી કલકત્તે મોકલ્યા. આચાર્ય રસ્તામાં ગિરફતાર થયા. એમની પાસેનો પત્ર મળ્યો એટલે રાજેન્દ્રબાબુ જેઓ આચાર્યનો મુકદ્દમો સાંભળવા આવ્યા હતા ત્યાં જ એમને પણ ગિરફતાર કર્યા.

આમ રાજેન્દ્રબાબુ રાજકીય ક્ષેત્રમાં સત્યાગ્રહી છે. એમનો સત્યાગ્રહ એટલે જુલમગારોનો સામનો. એથી જ બ્રિટીશ સલ્તનત સામે હોય કે યુનિવર્સિટી બીલ સામે હોય, બેતીયા જેવા નાનાં રાજ્ય સામે હોય કે ગળીના ગોરા કારખાનાદાર સામે હોય–પણ એ દરેકમાં રાજેન્દ્રબાબુએ યાહોમ કરીને, એકનિષ્ઠાથી અને શુદ્ધ ભાવનાથી સત્યાગ્રહી તરીકે ઝુકાવ્યું છે. એમણે ૧૯૧૯ પછી આપણે ત્યાં જે જે સત્યાગ્રહ જંગો થયા તે બધામાં સક્રિય અને ઘણો આગળ પડતો ભાગ લીધો છે અને એક સાચા સત્યાગ્રહી તરીકે જ્વલંત પરંપરા ઊભી કરી છે. એઓ સત્યાગ્રહી તરીકે ઘણાખરા

વિજયી નીવડ્યા છે. વીરપુરમાં ને બેતીયામાં, પટણામાં કે યુનિવર્સિટી બીલમાં એઓ વિજયમાળ પહેરીને જ પાછા ફર્યા છે. અને એમના આ સત્યાગ્રહસંગ્રામમાં શરૂઆતથી અંત સુધી એમનાં ઢાલ ને તલવાર સત્ય ને અહિંસા જ રહ્યાં છે અને એ અમોઘ શસ્ત્રોનો એમણે ઘણી કુશળતાથી તથા વિવેકબુદ્ધિથી ઉપયોગ કરી હિન્દના રાજકીય આંદોલનમાં એક અજબ પ્રકારનો રસ આણ્યો છે. રાજેન્દ્રબાબુ એટલે એક આદર્શ, અનુપમ અને સફળ સત્યાગ્રહી.



## પ્રકરણ ૧૩ મું

### સાહિત્યકાર

રાજેન્દ્રબાબુ રાજકીય નેતા તરીકે જાણીતા છે, રચનાત્મક કાર્યકર્તા તરીકે જેટલા વિખ્યાત છે તેટલા જ જાણીતા એઓ સાહિત્યજગતમાં છે. એઓ બહુશ્રુત છે. વિદ્યાર્થીજીવનમાં હમેશાં પ્રથમ વર્ગમાં પ્રથમ આવનાર વિદ્યાર્થી તરીકે તો મહાન હોય જ. પણ એમણે બાળપણથી જ એમની લેખનપ્રવૃત્તિ શરૂ કરેલી. હિંદી સાહિત્ય સંમેલન જોડે એમનો સંબંધ કોંગ્રેસ જેટલો પુરાણો છે. બાળપણમાં ઉર્દૂશિક્ષણથી શરૂઆત કરી એઓ પછી હિંદીમાં દિલચસ્પી ધરાવતા થયેલા ને બી. એ. મા એમણે હિંદી લીધેલું. આમ ઉર્દૂ, હિંદી બનેમાં એઓ એકસરખી આસાનીથી લખી શકતા. સંસ્કૃત નિશાળના એક બે વર્ગોમા શીખેલા. ને પછીથી એમની બીજી ભાષા ફારસી હતી. ફારસીમાં એઓ હમેશાં નિશાળ તેમજ કોલેજમાં પ્રથમ રહેતા. ને, તેમ છતાં, બી. એ. માં આસાનીથી એઓ હિંદીમાં ઉંચો વર્ગ લાવી શકયા.

નાનપણમાં એમને રામાયણના બહુ પ્રબળ સંસ્કાર પડેલા. એમની માતા તુલસીકૃત રામાયણ વાંચતાં. ને એઓ ખૂબ રસથી એ કથાનું શ્રવણ કરતા. આ શ્રવણ વખતે તુલસીદાસ માટે એમના મનમાં ભક્તિભાવ પેદા થયેલો. ગામમાં પણ રામાયણ પુરાણીઓ

ગાતા તે એઓ રસપૂર્વક સાંભળતા, ને, એમની કલ્પનાઓ બિહારમાંથી ઊડી, રામાયણકાળમાં પુહોંચી જતી. ત્યાં રાવણ સીતાને હરી જતા, રામ અંગદ ને સુગ્રીવની મદદ લઈ સાગર-પાજ બાંધી રાવણને હરાવતા, વિભીષણને રાજ્યપદે આરોપતા, એ બધાં ચિત્રો એઓ પ્રત્યક્ષ કરતા. ને, એ રીતે હરહમેશ એઓ પુરાણની જુદી જુદી કથાઓ વાંચી એમના કલ્પનાતરંગો છૂટા મૂકતા.

કોલેજમાં હતા ત્યારે પણ હિંદી સાહિત્ય પરિષદની કલકત્તાની શાખાના એઓ અગ્રગણ્ય સભાસદ હતા. ને એના અધિવેશન વખતે ઘણુખરા એઓ સાહિત્યિક નિબંધો તૈયાર કરી લાવતા, ને, ખુલ્લા અધિવેશનમાં વાંચતા. એ પછી કાશીમાં 'અખિલ ભારત હિંદી સાહિત્ય સંમેલન' ભરાયુ. તેમાં એઓ કલકત્તાના પ્રતિનિધિ તરીકે ગયા. માલવીયાજી એના પ્રમુખ હતા.

એ પરિષદનું ત્રીજું સંમેલન કલકત્તામાં ભરાયું. રાજેન્દ્રબાબુ સર્વાનુમતે એના સ્વાગતસમિતિના મંત્રી તરીકે ચૂંટાયા. આ પહેલીજવાર નાની વયમાં અખિલ હિંદની સંસ્થાનો ભાર એમને ઉપાડવાનો આવ્યો. આજ સમયે એમને હિન્દના સારા સારા હિન્દી સાહિત્યકારોનો ઘનિષ્ટ સંપર્ક થયો.

રાજેન્દ્રબાબુ અવારનવાર લેખો લખતા. એમના લેખો રાજકીય વિષયક હતા. છતાં એમાં અભ્યાસ, સ્પષ્ટતા, સમુચિત દૃષ્ટાંતો વગેરે જણાઈ આવતાં. સાહિત્ય સંમેલનના અધિવેશનમાં વાચેલા લેખો સાહિત્યિક હતા. એ લેખ સંમેલનના અહેવાલમાં છપાયલા. ને એ વખતે જ જાણીતા હિન્દી સાહિત્યકારોએ એમના લખાણની તારીફ કરેલી. એમનામાં એક પ્રકારની

નૈતિક દષ્ટિ છે, વસ્તુને આરપાર જોવાની કલા છે, ગૌરવ છે. એમની શૈલી પારદર્શક છે. એમાં એમના વિચારો સુરેખ અને મૌલિક રીતે વ્યક્ત થાય છે.

રાજેન્દ્રબાબુ ગાંધીજી જોડે જ્યારે ચંપારણમાં હતા, ત્યાં એમને એક જાતનું નવું દર્શન પ્રાપ્ત થયું. એમનું પ્રજ્ઞાચક્ષુ ગાંધીજીની લડતની રીત જોઈને ખુલ્યું, અને પોતાના હૃદયની એ ઊર્મિઓ, ચંપારણનો સુવ્યવસ્થિત ઇતિહાસ, પરિસ્થિતિની સચોટ, તટસ્થ તેમજ મર્મગ્રાહી સમાલોચના, તે સાથે સાથે ચંપારણમાં મહાત્માજીએ જે બોધ આપ્યો, જે જાગૃતિ આણી, જે નવો પ્રાણસંચાર કર્યો, તે માટે એમને ભાવભીની અંજલિ, 'ચંપારણમાં ગાંધીજી' એ પુસ્તક લખીને આપી. ચંપારણ એ ગાંધીજીના રાજકીય જીવનનો કીર્તિકળશ હતો અને એમના 'અહિંસક અસહકારના અખતરાની પરાકાષ્ઠા હતો, જ્યારે રાજેન્દ્રબાબુના રાજકીય જીવનનું એ પ્રવેશદ્વાર હતું. 'ચંપારણમાં ગાંધીજી' એ પુસ્તકે એમની વિશિષ્ટ સાહિત્યિક શક્તિનું દર્શન કરાવ્યું. એમાં ઇતિહાસ છે, રસિક શબ્દ-ચિત્રો છે, દીલ પીગળાવનારી કહાણી છે, વીરરસ છે, ને કરુણ રસ પણ ભારોભાર છે. એમાં પોતાના મનની નબળાઈનું પણ એમણે દર્શન કરાવ્યું છે. હિન્દના રાજકીય ઇતિહાસમાં ચંપારણનું શું સ્થાન છે તે પણ એમણે નક્કી કર્યું છે. સંક્ષેપમા કહીએ તો એમાં દર્શન અને ચિંતન છે, વર્ણન અને કથન છે. એમની શૈલીમાં જે પ્રવાહિતા છે, એમનું જે ભાષા પ્રભુત્વ છે, તે એમની જીંદગીની શરૂઆતમાં પણ કેટલું સ્પષ્ટ દષ્ટિએ પડે છે તે એ પુસ્તક પરથી સમજાય છે.

એ પછી રાજેન્દ્રબાબુ વિશેષે કરીને રાજકીય ક્ષેત્રમાં મશગૂલ

રહે છે, છતાં હિન્દી સાહિત્ય સંમેલન જોડેનો સંપર્ક તો રહે છે, હિન્દી સાહિત્ય સંમેલનના અધિવેશનોમાં હાજરી આપે છે, તેમજ સાહિત્યિક ચર્ચાઓમાં રસ લે છે.

એ પછી એમણે ખાદી પ્રચારનું કાર્ય કરતાં જોયું કે ખાદી વિષે જનતામાં ઘણી ગેરસમજૂતી ફેલાઇ છે. લોકો માત્ર ખાદી મોંઘી પડે છે એટલી જ ફરિયાદ કરના પરંતુ એ પ્રશ્ન પર વિચાર કરવાની, એમાં ઉંડા ઉતરવાની, એનું રહસ્ય સમજવાની કશી જ તકલીફ લેતા નહિ. આ કારણથી ખાદી વિષેના જનતાના ભ્રમોનું નિરસન કરવા, જનતા ખાદીના પ્રશ્નને પૂરેપૂરી સરળતાથી સમજી શકે એ હેતુથી એમણે 'ખાદીનું અર્થશાસ્ત્ર' નામક પુસ્તિકા લખી રાજેન્દ્રબાબુએ એમાં પ્રચલિત અર્થશાસ્ત્રના સિદ્ધાંતો લઈને, એ સિદ્ધાંત મુજબ પરીક્ષા કરતાં ખાદી કઈ રીતે સોંઘી છે, એનાથી દેશને આર્થિક લાભ કેટલો છે, તે મુદ્દાસર ને પ્રતીતિકર બાનીમાં સમજાવ્યું છે. સામાન્યમાં સામાન્ય માણસ સમજી શકે એ એમનું લક્ષ્ય છે. એથી એ પુસ્તક અર્થશાસ્ત્રની જટિલતા જાણ્યા વિના, એના અટપટા નિયમો જાણ્યા વિના, સમજી શકાય એવું છે. એમાં એમણે નિષ્ણાત અર્થશાસ્ત્રીની જેમ પોતાનું એકેએક વકતવ્ય દાખલા દલીલોથી, આંકડાઓથી, અવતરણોથી પુષ્ટ કર્યું છે. અર્થશાસ્ત્રીઓ પણ ગંભીરતાથી વિચારતા થાય એ જાતનું એ પુસ્તક છે. રાજેન્દ્રબાબુનું અર્થશાસ્ત્રનું ઊંડું જ્ઞાન, એ સિદ્ધાંતોનો ખાદી, આર્થિક દૃષ્ટિએ, લાભદાયી છે તે સમજાવવા કરેલો ઉપયોગ, એ બધું મનોહારી છે. આ નામથી ભડકવાની જરૂર નથી. એ કેવળ અર્થવિજ્ઞાનનું પુસ્તક નથી. આપણી રસવૃત્તિને પકડી રાખવાની શકિત એમાં છે.

રાજેન્દ્રબાબુ ૧૯૩૬માં નાગપુરમાં હિન્દી સાહિત્ય સંમેલન ભરાયું તેના પ્રમુખ ચૂંટાયા. આપણા દેશનેતાઓમાંથી આ માન ગાંધીજીને મળ્યું હતું. હિન્દી સાહિત્ય સંમેલનના આ અધિવેશન વખતે, હિન્દી-ઉર્દૂનો કૂટ પ્રશ્ન આખા દેશને મૂંઝવી રહ્યો હતો. ખરે કટોકટીને વખતે એઓ પ્રમુખ ચૂંટાયા હતા. એમને એમના પ્રમુખ તરીકેના ભાષણમાં આ પ્રશ્નનું નિરસન કરવાનું હતું. એમાં હિન્દીભાષીઓને સ્પષ્ટ દોરવણી આપવાની હતી. રાજેન્દ્રબાબુને અભ્યાસનો સમય મળ્યો નહોતો, કારણ એઓ તુરત જ કોંગ્રેસના પ્રમુખપદેથી નિવૃત્ત થયા હતા. એટલે રાજકીય ક્ષેત્રમાં એટલા બધા રોકાયલા રહેતા કે આ ક્ષેત્ર તરફ લગભગ ધ્યાન અપાયું જ નહિ એમ કહીએ તો ચાલે. રાજેન્દ્રબાબુ વર્ધા ગયા. ત્યાં ચારપાંચ દિવસો એકાંતમાં ગાળ્યા, ને પ્રમુખ તરીકેનું ભાષણ લખ્યું.

એ ભાષણમાં વિદેશી ભાષાના શબ્દો હિન્દીમાં લેવા કે નહિ એ વિષે જે જોરદાર ચર્ચા ચાલતી હતી તે વિષે દોરવણી આપતાં એમણે જણાવ્યું કેઃ

"કોઇ પણ હિંદી લેખક એ વિદેશી શબ્દનો ગમે એટલે વિરોધી હોય તો પણ પોતાના લખાણ યા ભાષણમાંથી વિદેશી શબ્દોનો બહિષ્કાર કરી જ ન શકે. આ ઝઘડો હિન્દી ને ઉર્દૂનો છે. હિન્દીમાં સંસ્કૃત શબ્દોનું બાહુલ્ય હોય છે. ઉર્દૂમાં ફારસી ને અરબીનું. હિન્દી ને ઉર્દૂ બન્નેમાં એવા લેખકો છે. કે જે સાદી, બધાને સમજાય એવી ભાષામાં લખે છે એ સાથે બન્ને ભાષામાં એવા લેખકો છે કે જે સંસ્કૃત કે ફારસી શબ્દો જોઇને સૂગાય છે ને ગભરાય છે, કે કદાચ મારી ભાષા હિન્દી મટીને ઉર્દૂ અથવા ઉર્દૂ મટીને હિન્દી બની જાય તો? આ

બીતિ ખોટી છે. એમ વાડામાં બાંધે કે કૂપમંડુક બનવાથી ભાષાનો વિકાસ થવાનો નથી."

એ જ ભાષણમાં હિન્દુસ્તાની વિષે પોતાના વિચારો વ્યક્ત કરતાં એમણે જણાવ્યું કેઃ

"હિન્દુસ્તાની હિન્દી પણ છે, ને ઉર્દૂ પણ છે. કારણ એ મોટે ભાગે ક્લિષ્ટ શબ્દોનો ઉપયોગ કરતી નથી. એ પોતાનું રૂપ એવું રાખે છે, કે, જેને હિન્દીવાળા અને ઉર્દૂવાળા બન્ને એને પોતાની માની શકે એ ભાષાનો શબ્દભંડાર જેટલો ભર્યો ભર્યો હશે એટલી એ સમૃદ્ધ બનાવાની છે."

આગળ એમણે એ પણ જણાવ્યું કેઃ

"હિન્દીવાળાએ વિદેશી શબ્દોથી ભડકવાની જરૂર નથી. ભલે એ શબ્દ અરબી કે ફારસી ભાષાનો હોય યા તો અંગ્રેજી ભાષાનો. હા, એમાં એટલું ખરું કે એ પરદેશી ભાષાના શબ્દો પોતાની જોડે પોતાનું વ્યાકરણ તો ન જ લાવી શકે, પણ હિંદી વ્યાકરણના નિયમે ને જ અનુસરે."

હિંદુસ્તાની ભાષાને સમજાવતાં એમણે કહ્યું કે

"જેને કેવળ હિંદી જાણવાવાળા તેમજ કેવળ ઉર્દૂ જાણવાવાળા બહુ સહેલાઈ થી સમજી શકે, મોટી મોટી સભાઓ માટે, સમાચારપત્રો માટે, વાર્તાઓ માટે, અથવા તો હૃદય પર ચિરંજીવ અસર કરનાર કવિતા માટે તો એ જ સારામાં સારી ભાષા છે. વૈજ્ઞાનિક ગ્રંથો માટે સંસ્કૃત યા તો ફારસીમાંથી પારિભાષિક શબ્દોનો ઉપયોગ કરવો પડે. જેમ કે 'નક્ષત્ર,' 'ગ્રહ,' 'જ્યોતિષ' એ શબ્દો જ વક્તવ્યને સ્પષ્ટ રીતે સમજાવી શકે. એ જ શબ્દો આખા હિન્દમાં વધારે પ્રચલિત છે. એટલે વિજ્ઞાનનાં પુસ્તકો ભલે

હિન્દી ને ઉર્દૂમાં એમની પરિભાષા જુદી જુદી હોવાને લીધે અલગ અલગ હોય."

નાગપુર હિંદી સંમેલનનું એમનું આ ભાષણ ઘણાને ગમ્યું. એમાં એમની સ્પષ્ટ દોરવણી, અસંદિગ્ધતા, એ બધાની ઊંડી છાપ પડી, છતાં હિંદીના આગ્રહીઓનો મતભેદ દેખાવા લાગ્યો. કારણ હિંદુ–મુસ્લિમ ભેદભાવની અસર ભાષા પર પણ પડવા માંડેલી. ઉદ્દામવાદીઓ હતા, તેમને આ ભાષણના વિચારો ગળે ઉતર્યા નહિ, છતાં રાજેન્દ્રબાબુનું એ સંમેલનમાં પૂરેપૂરું માન જળવાયું. એમની પ્રતિષ્ઠા જળવાઈ. સંમેલને રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ નીમી. તેના પ્રમુખ રાજેન્દ્રબાબુને બનાવ્યા. હિંદીભાષી પ્રાંતોમાં એ સમિતિ સાહિત્યિક અભિવૃદ્ધિનું કામ કરે તો બીજી તરફ બીજા પ્રાંતોમાં એ હિંદીપ્રચારનું કાર્ય કરે. એ વર્ષે સંમેલને ભાષાપ્રચારના કાર્યમાં સારી પ્રગતિ કરી.

આ જ સમયમાં રાજેન્દ્રબાબુએ જોયું કે, લોકોનું મન ધારાસભાઓની ચૂંટણીઓ તરફ, બંધારણીય પ્રવૃત્તિઓ તરફ વિશેષ અને વિશેષ ઢળતું જાય છે, તેથી જે સાચું રાષ્ટ્રોત્થાનનું કાર્ય છે, રચનાત્મક કાર્ય છે એ તરફથી જનતાનું ધ્યાન સરી ગયું છે. તેથી રચનાત્મક કાર્યક્રમની મહત્તા સમજાવતું એમણે એક પુસ્તક લખ્યું. તેમાં રચનાત્મક કાર્યક્રમમાં આવતી મુશ્કેલીઓ સમજાવી તેનો ઉકેલ મુદ્દાસર રીતે સૂચવ્યો છે. દા. ત. હિન્દુ–મુસ્લિમ ઐક્યમાં, હિન્દુ–મુસ્લિમને ઝઘડવાના કેવા પ્રસંગો આવે તેનું એમણે પૃથક્કરણ કરી બાર કારણો દર્શાવ્યાં છે, ને દરેકનો ઉકેલ શી રીતે થઈ શકે એ વ્યવહારુ દૃષ્ટિથી દર્શાવ્યું છે. જેમકે, જ્યારે અપહરણનો પ્રશ્ન હોય તો ગુનેગાર જે કોમનો હોય તે કોમના માણસો જ ગુનેગારનો જવાબ લે. ધર્મનો પ્રચાર કરી શકાય પણ અન્ય ધર્મની નિંદા ન કરી શકાય.

આ રીતે રચનાત્મક કાર્યક્રમમાં વ્યવહારુ મુશ્કેલીઓનો ઉકેલ શી રીતે થઈ શકે તે એમણે બતાવ્યો છે. અસ્પૃશ્યતા નિવારણ લઈને અસ્પૃશ્યતાના પ્રકારો બતાવી કાર્યકરને ઉપયોગી થઈ પડે એવી સૂચનાઓ એમણે આપી છે. આ ગ્રંથ શાસ્ત્રીય ચર્ચાનો નહિ પણ વ્યવહારુ બન્યો છે. એમાં જે મુશ્કેલીઓ દર્શાવી છે, ને તેનો જે ઉકેલ દર્શાવ્યો છે, તે એમના વર્ષોના સ્વાનુભવનું પરિણામ છે. પ્રથમ, દરેકનો ટૂંકમાં ઇતિહાસ આપી, પછી એની અગત્ય સમજાવી, પછી એ અમલમાં શી રીતે મૂકી શકાય તે જણાવ્યું છે. એટલે ટૂંકમાં એ પુસ્તિકા એ કાર્યકર્તાઓ માટે અમૂલ્ય માર્ગદર્શિની છે.

ત્યારબાદ રાજેન્દ્રબાબુ ૧૯૪૨માં જેલમાં ગયા. ત્યારે એમણે સાહિત્યમાં અમર સ્થાન મેળવે એવાં બે પુસ્તકો લખ્યાં. એક ' વિભક્ત ભારત ' અંગ્રેજી ભાષામાં, અને બીજું એમની અનનુકરણીય, રોમાંચક આત્મકથા, હિંદી ભાષામાં. ' વિભક્ત ભારત ' એમાં પાકીસ્તાનનો પ્રશ્ન એમણે શરૂઆતથી ચર્ચ્યો, હિન્દુ–મુસ્લિમ વૈમનસ્ય કરાવવામાં અંગ્રેજોનો કેટલો હાથ હતો, ને અલીગઢ યુનિવર્સિટીએ એમાં કેવો મહત્ત્વનો ભાગ ભજવ્યો તે અવતરણો સહિત પુરવાર કરી બતાવ્યું છે. તદુપરાંત, એ ગ્રંથમાં એમણે અંગ્રેજોએ જ પાકીસ્તાનના પ્રશ્નને વિલાયતમાં શી રીતે ઉભો કરી એને વ્યવસ્થિત રીતે વેગ આપ્યો તે જણાવ્યું છે. એમાં રાષ્ટ્ર કોને કહેવાય તેની જુદી જુદી વ્યાખ્યાઓ તપાસી મુસ્લિમ એ રાષ્ટ્ર નથી એ દર્શાવ્યું છે. જેમકે શિવાજીનાં મંત્રીમંડળના મુસ્લિમો, ને ઔરંગઝેબના હિન્દુ સલાહકારોનો ઉલ્લેખ કર્યો છે. પાકીસ્તાનના પ્રશ્નને એમણે રાજકીય, આર્થિક, સાંસ્કારિક એમ બધી રીતે સંપૂર્ણતઃ છણ્યો છે. ' વિભક્ત ભારત ' એની પહેલી આવૃત્તિ એક મહિનામાં જ ખપી ગઈ હતી, તે રાજેન્દ્રબાબુની રાજકીય પ્રતિષ્ઠા કરતાં એ પુસ્તકની ગુણવત્તાને લીધે

વિશેષ હતી. રાજેન્દ્રબાબુએ એ ગ્રંથમાં એમનો ઊંડો અભ્યાસ, નિષ્પક્ષપાત ને તટસ્થ વિચારણા, ને, રાજકીય જ્ઞાન ભારોભાર ઠાલવ્યાં છે. આ ઐતિહાસિક પુસ્તક એ રાજેન્દ્રબાબુની રાજકીય વિચારણાનો યશકળશ છે એમ કહી શકાય.

'આત્મકથા'માં એમની ચિત્રાત્મક શક્તિનાં, એમની વર્ણનાત્મક શક્તિનાં દર્શન થાય છે. 'આસામની યાત્રા'નું હૃદયદ્રાવક ચિત્ર, ગાંધીજી અંબાલાલ સારાભાઈના બંગલામાંથી આશ્રમમાં આવ્યા તે વખતનું ગાંધીજીની માનસિક સ્થિતિનું ચિત્રાત્મક દૃસ્ય, પોતાના લગ્નસમયનું ચિત્ર, એમની દરેક પ્રશ્ન પરની વિચારણા, એમ રાજેન્દ્રબાબુની શૈલીમાં જે વૈવિધ્ય રહેલું છે તેનાં આપણને દર્શન થાય છે. જેમ જવાહરની આત્મકથા વિષે કહી શકાય, તેમ રાજેન્દ્રબાબુની આત્મકથા વિષે પણ કહી શકાય કે એ તાત્કાલીન રાજકારણનો રાજકીય ગ્રંથ છે. કારણ ૧૯૧૧થી રાજેન્દ્રબાબુ કૉંગ્રેસમાં જોડાયા, એ સંસ્થાના પ્રમુખ ત્રણ વાર બન્યા, અને એ સંસ્થાની છોટીમોટી બધી પ્રવૃત્તિમાં શામિલ થયા. હિન્દનું છેલ્લા ત્રણચાર દાયકાનું રાજકારણ એટલે કૉંગ્રેસનું રાજકારણ. એટલે એક રીતે એમની આત્મકથામાં રાજકીય ઇતિહાસ આલેખાયલો છે. એમના ગ્રંથની એક વિશેષતા એ છે કે, એમા તાત્કાલીન રાજકીય બનાવોનું કેવળ ચિત્ર દોર્યું નથી, પણ તેનું પૃથક્કરણ કર્યું છે. તે વિષેના પોતાના વિચારો દર્શાવ્યા છે. એટલે રાજેન્દ્રબાબુનું માનસ એ ગ્રથમાં પૂરેપૂરું પ્રતિબિંબિત થયુ છે. રાજેન્દ્રબાબુની કવિત્વશક્તિ પણ એ ગ્રંથમાં સોળે કલાએ ખીલી ઊઠી છે એઓ જ્યારે સંવેદનશીલ બને છે, આસામયાત્રા કે બ્રહ્મદેશની યાત્રા જેવા પ્રસંગોમાં, ત્યારે એમનું લખાણ ગદ્યકાવ્ય બની જાય છે. રાજેન્દ્રબાબુ શબ્દચિત્રો બહુ સુરેખ ને સચોટ રીતે દોરી શકે છે. રાજેન્દ્રબાબુની આત્મકથાની એક મોટી મહત્તા

એ છે કે એમાં બીલકુલ આત્મપ્રશંસા કરી નથી જ્યાં આત્મપ્રશંસાનો મોકો આવે ત્યાં એમણે મૌન સેવ્યું છે અથવા તો પ્રસંગ બદલ્યો છે ને બીજી તરફ એમણે કોઈ પણ વ્યક્તિને અન્યાય કર્યો નથી દરેક વ્યક્તિને એમણે એની દૃષ્ટિએ જોવા પ્રયત્ન કર્યો છે. એમને માનવીમાં અજબ શ્રદ્ધા છે. એથી ક્યાંય પૂર્વગ્રહ, તિરસ્કાર, કે અણગમો એમાં દેખાતાં નથી. કોઈને વિષે એમને કડવું કહેવાનું નથી રાજેન્દ્રબાબુએ પોતાના દોષો તથા મર્યાદાઓ પણ બતાવ્યા છે, એટલું જ નહિ પણ પોતાની જાત પર પણ એ ગ્રંથમાં હસી લીધું છે. એમની દીવાબત્તી થતાં ઉંઘવાની ટેવના માઠા પરિણામો એમણે બહુ રમૂજી રીતે રજૂ કરી, પોતાની ઠેકડી ઉડાવી છે. પોતાનો વિલાયત જવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો એ પ્રસંગે પણ પોતાની જાત પર હસી લીધું છે. આમ સત્ય, તટસ્થતા, વર્ણન ને ચિત્ર, એમના લખાણને હિન્દી સાહિત્યમાં એક વિશિષ્ટ ગ્રંથનું સ્થાન આપે છે.

આમ રાજેન્દ્રબાબુ લેખક પણ છે. હા, એમનું લખાણ વિશેષત રાજકીય છે, પણ, એ વિષયમાં પણ એમણે જે લખ્યું છે તે ચિરંજીવ બન્યું છે એમણે લખવા ખાતર નથી લખ્યું, પણ, લખાણ તો એમને મન સાધન માત્ર છે. સાધ્ય તો છે માનવસેવા એઓ કળા ખાતર કળાવાળા નથી, જીવન ખાતર કળાવાળા છે. સાહિત્ય એમના હાથમાં ઉન્નત અને જીવનનું ને લોકસેવાનું એક અમોઘ શસ્ત્ર છે. એજ કારણે હિન્દી સાહિત્ય સમેલને પ્રમુખ બનાવીને રાજેન્દ્રબાબુને માન આપ્યું એમ નથી, પણ રાજેન્દ્રબાબુએ પ્રમુખ બની હિન્દી સાહિત્ય સંમેલનનું ગૌરવ વધાર્યું છે.

## પ્રકરણ ૧૪ મું

## જીવનના વિશિષ્ટ પ્રસંગો

## (૧)

૧૯૧૮ ની સાલ. દિલ્હી કોંગ્રેસનો સમય. રાજેન્દ્રબાબુ બિહારના પ્રતિનિધિઓને લઈ કોંગ્રેસના અધિવેશનમાં હાજરી આપવા જતા હતા. દોઢ દિવસની મુસાફરી હતી. સ્ટેશન પર ગાડી આવતાંની સાથે સ્વયંસેવકો મળ્યા. સ્વયંસેવકોને રાજેન્દ્રબાબુએ પૂછ્યું, "બિહારના પ્રતિનિધિનો ઉતારો જ્યાં હોય ત્યાં અમને લઈ જાઓ."

"આપ પટૌડી હાઉસમાં જાઓ. ત્યાં તમારો ઉતારો છે." રાજેન્દ્રબાબુ બીજા પ્રતિનિધિઓ સાથે ત્યાં જે વાહન તૈયાર હતું, તેમાં પટૌડી હાઉસમાં પહોંચ્યા. મળસકે પાંચ વાગ્યા હતા. ઠંડી સખત હતી. આખું શરીર પીપળાના પાનની જેમ થરથર કાંપતું હતું. રાતનો ઉજાગરો હતો. પટૌડી હાઉસમાં જઈને એ લોકો એક મોટા ઓરડામાં બેઠા. સવાર પડી એટલે એમણે ત્યાંના સ્વયંસેવકોને બિહારને માટે નક્કી કરેલા ઉતારા વિષે પૂછવા માંડ્યું. પણ કોઈ સીધો જવાબ જ ન આપે. રાજેન્દ્રબાબુને પોતે જાણે અણમાનીતા મહેમાન હોય એવું લાગવા માંડ્યું. એઓ બીજા પ્રતિનિધિઓ પાસે આવ્યા, ને તેમને જણાવ્યું કે, "આ લોકો કંઈ સીધો જવાબ જ આપતા નથી. એટલે આપણે આ જ મકાનમાં એક સારો ઓરડો જોઈને જમાવી દઈએ."

બધાએ સંમતિ આપી.- એટલે એમણે બધા જોડે પોતાનો સામાન ઉપાડી ઉપરના એક સુંદર ઓરડામાં પોતાનો સામાન ગોઠવી ને સ્થિર થઈ ગયા. જાણે આ જગ્યાથી એઓ ચિરપરિચિત હોય ને!

થોડી વારમાં સ્વાગતસમિતિના કોઈ અમલદાર આવ્યા. તેમણે રાજેન્દ્રબાબુને કહ્યું, "આ ઉતારો તો બંગાળના પ્રતિનિધિઓ માટે છે, ખાસ કરીને, દેશબંધુ શ્રીયુત્ ચિત્તરંજન દાસને માટે. એટલે તમારે ખાલી કરવું પડશે."

"પણ ખાલી કરીને અમે જઈએ ક્યાં?"

"એ મને ખબર નથી: પણ તમારે અહીંથી ખાલી કરવું પડશે."

"તો તમે અમને બીજો ઉતારો આપો. બીજી વ્યવસ્થા થયા સિવાય તમે અમારી પાસે ખાલી કરાવી ન શકો."

"તમારે ખાલી કરવું પડશે."

"બીજી જગ્યા બતાવો ત્યારે."

"તો તમે નહિ માનવાના અમને?"

"તમે કેવી વાત કરો છો? અમે ક્યાં ખાલી કરીને રસ્તા પર જઈએ? કે સ્ટેશનના પ્લેટફોર્મ પર?"

થોડીવારમાં સ્વાગતસમિતિના મંત્રીઓ તરફથી બીજી તાકીદ આવી. પણ રાજેન્દ્રબાબુએ એમના સાથીઓને સમજાવી દીધા હતા. બધા મક્કમ હતા, કે ખાલી ન કરવું. એટલે તાકીદનો ઉત્તર એમણે ચોખ્ખીચટ નામાં આપ્યો.

સ્વાગતસમિતિના કાર્યકર્તાઓ ચીઢાયા. ને કહેવડાવ્યું, "તમે લોકો જો ખાલી નહિ કરો તો તમારે માટે સ્વાગતસમિતિને રસોડે

ભોજનનો પ્રબંધ નહિ કરવામાં આવે."

રાજેન્દ્રબાબુએ સંદેશો મોકલ્યો, "અમે અમારી ભોજનની વ્યવસ્થા કરી લઈશું. તમારી ધમકીથી અમે ડરવાના નથી."

રાજેન્દ્રબાબુ ગમતે ચડ્યા હતા. ન્યાય ને સત્યની લડાઈ લડતા હતા. એમણે ને એમના સાથીઓએ બજારમાંથી વાસણો મંગાવ્યાં. ઈંટો મંગાવી. અનાજ ને રસોઈનો સામાન મંગાવી, ઈંટનો ચૂલો બનાવી ત્યાં જ ખીચડી પકાવી. એથી ઉલટો એમને તો ઘણો ઓછો ખર્ચ આવ્યો.

સ્વાગતસમિતિવાળા મૂંઝાયા. દેશબંધુને માટેની ખાસ વ્યવસ્થા આ મકાનમાં કરવામાં આવી હતી. હવે કશો ઉપાય નહોતો. બીજાં પગલાં તો બિહારી સત્યાગ્રહીઓ સામે લઈ શકાય એમ હતું નહિ. આખરે થાક્યા. ને જે થાય તે ખરું એવા વિચારમાં તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

કોંગ્રેસના અધિવેશનમાં દેશબંધુ રાજેન્દ્રબાબુને મળ્યા, ત્યારે મજાકમાં કહે, "મેં તો સાંભળ્યું કે મારે માટે ખાસ રાખવામાં આવેલી જગ્યામાં તમે લોકો જબરજસ્તીથી ઘૂસી ગયાને?"

રાજેન્દ્રબાબુએ શરમથી મોઢું નીચું કર્યું. ને એમણે દેશબંધુને બધી વાત અથથી ઇતિ સુધી સમજાવી. ને કહ્યું, "તમે કહો, તો અમે હમણાં તમારે માટે ઓરડો ખાલી કરી આપીએ."

દેશબંધુ કહે, "ના, ના, તમે બહુ સારું કર્યું. આ લોકો આમ સીધા સમજે નહિ. આડે લાકડે આડો વહેર હોય તો જ એમની સાન ઠેકાણે આવે. તમારે માટે એ લોકોએ ઉતારાની ગોઠવણ કરવી જ જોઈએ." એમ કહી રાજેન્દ્રબાબુની પીઠ થાબડી.

(૨)

ખેડા સત્યાગ્રહ બાદ ગાંધીજીની તબિયત ખૂબ લથડી. તબિયતને કારણે એઓ મુંબઈમાં કોંગ્રેસના ખાસ અધિવેશનમાં હાજરી આપી ન શક્યા. રાજેન્દ્રબાબુ મુંબઈ ગયા. ને ત્યાંથી બાપુની ખબર જોવા અમદાવાદ ગયા. એ અમદાવાદ જઈ જુએ છે તો બાપુ અમદાવાદના વિખ્યાત શેઠ અંબાલાલ સારાભાઈના આલિશાન મહેલમાં સારવાર માટે રહેલા. સાબરમતી આશ્રમ સ્થપાયો પણ હજી ત્યાં પૂરાં મકાન થયાં નહોતાં. ગાંધીજીનો તાવ ખૂબ જોરમાં હતો. એક દિવસ એમને તાવનું જોર ખૂબ જ વધી ગયું. આટલો તાવ છતાં એમણે જીદ કરી, "મને અહીંઆ નથી ગમતું. સાબરમતી આશ્રમમાં લઈ ચાલો" એમના સાથીઓએ એમને બહુ સમજાવ્યા. પણ ગાંધીજી માને તો ને ? એવી ગંભીર હાલતમાં, એ સાબરમતી ચાલ્યા ગયા. જ્યારે ગાંધીજી અંબાલાલ શેઠને બંગલેથી આશ્રમમાં ગયા, ત્યારે રાજેન્દ્રબાબુ અમદાવાદની મશહૂર ચીજો જોવા ગયા હતા આવીને ખબર કાઢે છે તો બધા આશ્રમ તરફ રવાના થઈ ગયા છે. રાજેન્દ્રબાબુ સીધા આશ્રમ પહોંચ્યા.

બીજે દિવસે સવારે, ગાંધીજીનો તાવ ઓછો હતો. પણ એમને કમજોરી ઘણી લાગતી હતી. એઓ ચારપાઈ પર બેઠા હતા. રાજેન્દ્રબાબુ નીચે પડેલી સાદડી પર બેઠા હતા. ગાંધીજીએ છગનલાલ ગાંધીને બોલાવ્યા ને એમની જોડે વાત કરવા લાગ્યા. એ દૃશ્ય જે રાજેન્દ્રબાબુએ જોયું એ એમના જીવનમાં ચિરસ્મરણીય હતું. એમના જીવનમાં એ દિન વજ્રલેપ રહેશે. ગાંધીજી ખૂબ આવેગથી વાતો કરતા હતા. ગાંધીજી કહેતા હતા :

" કાલે મેં ખૂબ તાવ હોવા છતાં અહીં આવવાની જીદ કરી

તેથી તમને મારું લાગ્યું હશે. પણ મને ખાત્રી હતી કે અહીં આવતાં વેંત જ મારો તાવ ઉતરી જશે. આ તાવ તો શરીરમાં હતો, પણ એ મોટા મહેલમાં પડયાપડયા મારા દિલમાં મોટી આગ ભડકી રહી હતી. મારું મન મને કહેતું હતું, 'ગાંધી! તારે આવા મહેલનું શું કામ? તું શું કરવા અહીં પડી રહ્યો છે? તારી જગ્યા તો ગરીબોના ઝૂંપડામાં છે. તું જ્યાં સુધી ત્યાં નહિ ચાલી જાય ત્યાં સુધી તને ચેન પડવાનું નથી. મારાથી એકે કામ પૂરું કરાયું નહિ. મજદુરનું ઉપાડયું, ને ચંપારણ્યમાં ગયો. એ કામ પૂરું ન કર્યું ને ખેડાનો સત્યાગ્રહ ઉપાડચો. એ પૂરું ન કર્યું ત્યાં ફોજની ભરતીના કામમાં પડચો. ત્યાંથી આ માંદગી આવી. તમે લોકો જે મારી જોડે દક્ષિણ આફ્રિકામાં હતા તેમનું પણ કંઈ કામનું ઠેકાણું મારી આવી અસ્થિરતાને લીધે પડતું નથી. આ આશ્રમને કેટલી આશાઓ ને મનસુબાઓથી સ્થાપ્યો પણ એમાં પણ હું ધ્યાન આપી શકતો નથી. કોણ જાણે મારું શું થવા બેઠું છે?"

એમ કહી ગાંધીજી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા મંડચા. ગાંધીજીની હૃદયની જ્વાળાઓ આંસુઓનાં રૂપમાં વહી રહી હતી. રાજેન્દ્રબાબુ માટે આ દૃશ્ય અપૂર્વ હતુ. ગાંધીજી જેવો મહાપુરૂષ આમ એમની હાજરીમાં પોતાના દીલની વાત-મૂંઝવણ-આંસુઓદ્વારા વ્યક્ત કરે, એ દૃશ્ય એમની જીંદગીમાં ચિરસ્મરણીય ને વિશિષ્ટ હતું,-કારણ કે એ દૃશ્ય જોતાં જ રાજેન્દ્રબાબુને ગાંધીજીની મહત્તાની ઝાંખી થઈ. સખ્ત માંદગીમાં બધાનો વિરોધ છતાં, જે મહેલ છોડી ઝૂપડામાં આવે, ને આટઆટલું મહાભારત દેશકાર્ય કરવા છતાં, અસંતોષ અનુભવતાં જે બાળકની જેમ રડે, એ દૃશ્ય જોઈ રાજેન્દ્રબાબુ કહે છે કે:

" એ દૃશ્ય હું કદીય ભૂલી શકવાનો નથી, એ વિરલ દૃશ્ય

જોઈ મેં ઈશ્વરનો પાડ માન્યો, કે, એણે મને આવા મહાપુરૂષનો સંપર્ક સાંધી આપ્યો."

( ૩ )

જૂન મહિનો હતો. ધરણી જાણે ભઠ્ઠીમાં તપી રહી હતી આકાશમાંથી આગ વરસતી હતી. ટિળક સ્વરાજ્ય ફંડ માટે રાજેન્દ્રબાબુ બિહારના ગામડે ગામડે પ્રવાસ કરતા હતા. રાંચી એ એમનું મુખ્ય મથક હતું. ત્યાંથી આસપાસના ગામડે ફરી આવી પાછા રાંચી આવી રહેતા. રાંચીથી થોડે દૂર ખુંટુ નામે ગામ હતું. ત્યાં સવારના જઈ, બપોરના પાછા રાંચી આવી ત્યાં જ ભોજન લેવું એમ નક્કી કર્યું. જમીને બપોરના પાછું ખૂંટી જઈ રાતના ફરી રાંચી આવી રહેવાનું હતું. બીજે દિવસે સવારે બીજે ગામ જવાનું હતું. આમ બધો કાર્યક્રમ નિશ્ચિત હતો. એથી ગામોગામ વ્યવસ્થા તે પ્રમાણે થયેલી. સવારના રાંચીથી ખુંટુ જવા માટે વહેલા વહેલા તૈયાર થયા. બપોરના તો પાછું ભોજનવેળા આવી રહેવાનું હતું. ટેક્ષીને આવતાં મોડું થયુ. બપોરના તો પાછા આવવાનું જ હતું. એટલે જોડે ખાવાનુ કઈ પણ લીધેલું નહિ. પહેરેલાં કપડે જ નીકળ્યા હતા. થોડે દૂર ગયા, એટલે જંગલ આવ્યું. જંગલની વચ્ચોવચ્ચ મોટર અટકી પડી. ડ્રાઇવર કહે, "હમણાં પાચ મિનીટમાં હું બધું દુરસ્ત કરી નાખું છું. વધારે વાર નહિ લાગે." પાચ, દશ, પંદર, એમ મિનીટો વધતી ચાલી. આ લોકો ઉતાવળ કરે એટલે એ કહે, "આ થઈ ગયું. આ મોટર ચાલુ થઇ જ સમજી લ્યો ને!" એમ કરતાં કરતાં ત્રણ કલાક થયા. આ લોકો વધારે ઉચાનીચા થાય છેવટે પેલાએ કહ્યુ, "હવે તો લુહારની જરૂર પડશે મારાથી થઈ શકે એમ નથી" આવા ઘોર જગલમા લુહાર કયાંથી શોધવો? તપાસ કરતા પાસે એક ગામ મળ્યુ. ત્યાં લુહારનું ઘર શોધીને, એને

ભાઈબાપા કરીને લઈ આવ્યા. બીજા બે કલાકે મોટર દુરસ્ત થઈ. ભૂખ સખત લાગી હતી. ખાવાનું કંઈ જોડે હતું નહિ. આસપાસ ફક્ત આમલીનાં ઝાડો લટકતાં હતાં. આ લોકોએ કાચી આમલી તોડી તોડીને ખાવા માંડી. ને મોઢું ને જીભ ખાટાં કરી મૂક્યાં. પાણીપીધું એટલે સખત તરસ લાગી. તરસ છીપવવા પાછું કોઈ નજીકનું ગામ ઢૂંઢવું પડયું. ત્યાંથી ગમે એમ કરીને બાલડી, દોરડાં વગેરે મંગાવી કૂવામાંથી પાણી કાઢી પીધું. એમ કરતાં સાંજે છેક ૭ વાગ્યે સંઘ કાશી પહોંચ્યો. આખો દિવસ દૂર દૂરના ગામથી આવેલી પ્રજા સાંજ સુધી રાહ જોઇ જોઇ નિરાશ થઇ પોતાને ગામ ચાલી ગઈ હતી. આ લોકો આવ્યા તેવી આખા ગામમાં વાત ફેલાઈ ગઈ. આખા ગામે તુરત જ લોકોને ઢઢેરો પીટી સભા બોલાવી, ને રાજેન્દ્રબાબુએ પોતાના અસરકારક વકતૃત્વથી જોતજોતામાં સાતસો આઠસો રૂપિયા ટિળક સ્વરાજ્ય ફંડ માટે ઉઘરાવ્યા. ભાષણ બાદ લોકોએ એમને જમીને જવા જ આગ્રહ કર્યો. આખા દિવસના ભૂખ્યા હોવાથી, એમણે ઇન્કાર ન કર્યો. જમતાં જમતાં રાતે દશ વાગ્યા તે દિવસનો આખો કાર્યક્રમ તો આમ ખોરવાઈ ગયો હતો. બીજા દિવસનો આમ ખોરવાઈ ન જાય તે જોવાનું હતું. એટલે મોટરવાળાને પાછા રાંચી જવા કહ્યું. મોટરવાળો કહે, "રસ્તામાં ગાઢું જંગલ છે. રાતનો વખત છે. મોટર પાછી કંઈ રસ્તામાં બગડી તો ભારે થઈ પડશે."

રાજેન્દ્રબાબુને થયુ કે હમણાં તો મરામત કરી છે, ને મોટર એમ ચારે ઘડીએ શાની બગડવાની ? આ નકામો બહાનાં કાઢ્યાં કરે છે. એટલે એમણે જરા ભારપૂર્વક કહ્યું. એમ રકઝક કરતાં રાતે બાર વાગ્યે મોટર ઊપડી. રસ્તામાં ઘાટ આવે છે. ત્યાં ચઢાણ આવ્યું, એટલે મોટર ત્યાં પાછી બગડી. જ્યાં મોટર અટકી, ત્યાંથી પાંચશો છશો ફૂટ ઉંચે ચઢવાનું હતું. તે પછી ઢોળાવ હતો. ડ્રાઇવર કહે કે

ઢોળાવ સુધી મોટરને લાવીએ તો એ એની મેળે જ પછી ચાલી જાય. ને ઢોળાણ પૂરું થાય, ત્યાં ડાક બંગલો છે. ત્યાં રાત કાઢી શકાશે. એટલે મોટરમાં બેઠેલા લોકોએ વિચાર કર્યો, કે, ચઢાણ છે ત્યાં સુધી મોટરને ધકેલીને લઈ જઇએ, એટલે ઉતરાણ તો એ એની મેળે ઉતરી જશે. પચાશેક ફૂટ ગાંડ મોટરને ધકેલી એટલે એ લોકો થાકયા, પણ મોટર બમણા જોરથી પાછી આવવા લાગી. ત્યારે એમણે મોટરને રોકી રાખવામાં જ પોતાની બધી શક્તિ ખર્ચી. પછી મોટરને ધકેલવાનો કાર્યક્રમ અશકય સમજી છોડયો. રાતના લગભગ એક વાગ્યો હતો. સર્વત્ર કાજળઘેર અંધારું હતું. દિવસભરનો થાક ચઢયો હતો. રાતનાં ઉંઘવાનું જરૂરી હતું. ડ્રાઈવરની ઇચ્છા વિરુદ્ધ ગુંદુથી નીકળ્યા, તેનું જાણે વેર ન લેતો હોય તેમ ડ્રાઇવર જંગલની ભયાનક વાતો કરી પોતાની વાત સાચી હતી તે પૂરવાર કરવા લાગ્યો. ચોર, ડાકુની બીક બતાવવા લાગ્યો. વાઘ, સિંહ, વરૂ, પણ જંગલમાં ઘણાં છે તેની વાતો કહેવા લાગ્યો ને એણે વાતાવરણ બીકભર્યું કરી મૂકયું. જંગલી જનાવરોનો ભય હતો. ને સભામાં ભેગા કરેલા આઠસો જેટલા રૂપિયા પાસે હતા, એટલે ચોરડાકુનો ભય પણ ગભરાવવા લાગ્યો.

એટલામાં પાસે જ થથરાવી નાંખે એવો જંગલી પ્રાણીનો ઘુરઘુરાટ સંભળાયો. બધા કાંપી ઉઠયા. મોટરમાં લપાઈને બેસી ગયા. થોડીવારમાં અવાજ બંધ પડી ગયો, એટલે આ લોકોએ નક્કી કર્યું, કે ડાકબંગલા સુધી ચાલતા જવું ને મોટરને અહીં જ પડી રહેવા દેવી. સવારે આવીને મોટરની વ્યવસ્થા થાય પણ ડ્રાઈવરની મરજી નહોતી. એટલે રાજેન્દ્રબાબુ એને કહે, " તારે મોટરમાં રહેવું હોય તો રહે. પણ અમને પાયદળ ડાક બંગલામાં જઇને સુવા દે. " ત્યારે એ જોરશોરથી રડવા કકળવા લાગ્યો, એટલે પાછી મુશીબત ઉભી થઈ. આખરે

સમાધાન થયું, કે મોટરના સાત જણમાંથી ત્રણ જણ મોટરમાં રહે ને બાકીના ચાર જણ ડાકબંગલે જાય. ચાર જણ અંધારામાં ડાકબંગલે ચાલ્યા. ત્યાં પહોંચતાં પહોંચતાંમાં તો ફેંફેં થઈ ગયા. તરસથી ગળું સૂકાવા લાગ્યું. ત્યાં પહોંચ્યા ને જોયું તો દરવાજા બંધ. અંદર કોઈ નહિ. એટલે ગમે એમ કરી દરવાજો ખોલ્યો. અંદર ગયા, ને, બાલડી કયાંકથી ઢૂંઢી, પણ દોરડા વિના પાણી શી રીતે નીકળે ? એટલે દરવાનની તપાસમાં નીકળ્યા. એક ખૂણામાં એક બાળકને લઈ એક આદમી ઘસઘસાટ ઊંઘતો હતો. પહેલાં તો નિરાંત જીવે સૂતેલા આદમીને ઉઠાડવાનો જીવ ન ચાલ્યો. પણ તરસે મરાય એમ હતું નહિ. એટલે બૂમબરાડા કરી એને અર્ધે પોણે કલાકે માંડમાંડ ઊઠાડયો તો ખરો, પણ એણે ખબર આપ્યા કે દોરડું તો નથી. પાસે થોડે દૂર જાઓ એટલે કૂવો જડશે. પાછા કૂવાની શોધમાં નીકળ્યા. અર્ધોએક કલાકે કુવો જડયો. તત્કાળબુદ્ધિ કામે લગાડી. બધાની ચાદરોની ગાંઠ મારી તે બાલડીને બાંધી પાણી કાઢયું ને તરસ છીપાવી. પાણી પીધું ત્યાં તો જાણે નિદ્રાદેવીએ સો હાથે વર્ષણ શરૂ કરી દીધું. એક તો દિવસ ખરાબ હતો. તેમાં રાત પણ એની ભાઈબંધ નીકળી. આખરે થાકયાપાકયા, જ્યાં ફાવ્યું ત્યાં લેટી ગયા. ઉંઘવાનો વખત બહુ થોડો મળ્યો. સવારના વહેલા ઉઠી, મોં વગેરે ધોઈ હવે શું કરવું તેની મૂંઝવણમાં પડયા. મોટર દુરસ્ત કયારે થાય ને રાંચી પહોંચાય કયારે ? ને એમ તો આખો દિવસ પણ વીતી જાય. એ બધું વિચારતાં, આખરે પુન કર્યું તે પૂરું કરવું એમ વિચારી, રાંચીને રસ્તે ચાલવા માંડયું. ભૂખ કકડીને લાગી હતી. ચારેક માઈલ ચાલ્યા ત્યાં એક ગામ આવ્યું. ત્યાંથી સેકેલા ચણા લઈ ફાકવા માંડયા. તડકો બરાબર તપતો હતો. પરસેવાથી રેબઝેબ હતા. થાક તો એવો લાગ્યો હતો, કારણ આમ બે દિવસથી એઓ પરેશાન હતા. આખરે એવા થાકયા, કે એક ઝાડ નીચે પડયા ને લેટી ગયા. કલાક બે કલાક

વીતી હશે ત્યાં આવી કોઈએ જગાડયા રાંચીના લોકોને રાજેન્દ્રબાબુ વખતસર આવ્યા નહિ, બપોરની સાંજ, સાંજની રાત, રાતની સવાર તો યે ન આવ્યા, એટલે એમની તપાસમાં માણસો દોડાવ્યા. એવા એક સેવકે એમને શોધી કાઢયા. રાજેન્દ્રબાબુ એને કહે, "આ ડ્રાઈવર ને એની મોટરને પહેલાં રાંચી પહોંચાડો, ને પછી અમને લેવા આવો. કારણ, એની પરેશાની વધારે છે. એકવાર અમે ગયા કે પછી એનું કોઈ ધણીધોરી નથી" પેલાએ રાજેન્દ્રબાબુની વાત માની પહેલાં ડ્રાઈવરને લઈ ગયો. ને, બે અઢી કલાકે રાજેન્દ્રબાબુને પાછો લેવા આવ્યો. ત્યાં સુધીમાં રાજેન્દ્રબાબુએ નિરાંતે ઉંઘી લીધુ. આવા રોમાંચક અનુભવો, હાડમારીઓ, તો એમને કેટલી યે પડેલી !

(૪)

૧૯૨૧નો સત્યાગ્રહ મોકુફ રહ્યો હતો. અમદાવાદમાં રાજદ્રોહના ગુનાસર ગાંધીજીને ગિરફતાર કરવામાં આવ્યા. ખબર મળતાંની સાથે જ રાજેન્દ્રબાબુ સાબરમતી જવા માટે રવાના થયા. જે દિવસે ગાંધીજીનો મુકદ્દમો ચાલવાનો હતો તે દિવસે એઓ ત્યાં જઈ પહોચ્યા.

એ અદાલતનું રાજેન્દ્રબાબુએ જે દશ્ય જોયુ, તે એમની સ્મૃતિમાં ચિરસ્મરણીય રહેશે. ગાંધીજીએ એમના પત્રમાં લખેલા લેખ પરત્વે મુકદ્દમો ચાલતો હતો. ગાંધીજીનું ધ્યાન તો ઐતિહાસિક હતું ગાંધીજીના મુખ પર એ જ મોહક સ્મિત હતું. એઓ પૂરેપૂરા ખુશ મીજાજમાં હતા. એમણે અદાલતના કામકાજમાં નિવેદન કરવા સિવાય બીજો કશો ભાગ લીધો નહિ. એમણે નિવેદનમાં સ્પષ્ટ જણાવ્યું કે પોતે જો બહાર રહેશે તો એવા આગ ઝરતા લેખો તો એઓ લખતા જ રહેશે. એમણે તો ન્યાયાધીશને પણ જણાવ્યું કે એઓ કાં તો એમના (ગાંધીજીના) વિચારો જોડે સહમત હોય, અથવા એના વિરોધી

હોય. જો સહમત હોય તો એમણે સરકારી નોકરીમાંથી રાજીનામુ આપવું જોઈએ ને જો વિરોધ કરતા હોય તો એમને આકરામાં આકરી સજા ફરમાવવી જોઈએ. કારણ કે એમણે જે કંઈ કરેલું તે જાણી બૂઝીને કરેલું એટલું જ નહિ, પણ મોકો આવ્યે ફરી પણ એઓ એ જ કરશે.

ન્યાયાધીશે લાગણીપ્રધાન ટૂંકું‌શું ભાષણ આપ્યું ને અન્તમાં ગાંધીજીને છ વર્ષની જેલની સજા ફરમાવી. ન્યાયાધીશ ઊઠી ગયા પછી ત્યાં બધા એકેએક ગાંધીજીને મળવા આવ્યા. રાજેન્દ્રબાબુનું હૈયું તો ખૂબ જ ભરાઈ આવ્યું. એઓ તો બાપુ પાસે ગયા ને ફૂસકે ફૂસકે નાના બાળકની જેમ રોવા લાગ્યા. એમને ખૂબ લાગી આવ્યું હતું. ગાંધીજીએ એમને ખૂબ સમજાવ્યા. હિંમત રાખવા કહ્યુ. સત્યાગ્રહીને આમ રોવું શોભે નહિ એમ જણાવ્યું. પણ એ છાના શાના રહે? એમણે ત્યાં જ હૈયુ ખાલી કર્યું. ત્યારબાદ જ ગાંધીજી જોડે ચાર શબ્દ બોલી શકયા. એ દૃશ્ય એમને માટે અપૂર્વ હતુ.

( ૫ )

રાજેન્દ્રબાબુ આસામના પ્રવાસે ગયા હતા. આસામની સાગર જેવી બ્રહ્મપુત્રા નદી, લીલમલીલા પહાડોની હારમાળા, મનને મુગ્ધ કરે એવી વનરાજી એ બધું જોઈ પ્રકૃતિપ્રેમી રાજેન્દ્રબાબુ તો ખુશ ખુશ થઈ ગયા. રાજેન્દ્રબાબુને ગૌહતીથી એક સ્થાને જવાનું હતું. રસ્તો ભયાનક જંગલમાં થઈને પસાર થતો હતો. ગૌહતીથી દશપંદર માઇલ તો મોટરલોરીમાં ગયા. ત્યાથી લગભગ વીશેક માઈલ જેટલું અંતર રેલગાડીથી કાપવાનું હતું. રસ્તો દિવસે પણ સૂર્યનો પ્રકાશ ન દેખાય એવા ગીચ જંગલમાં થઇને જતો હતો. એક ગાડીમાં રાજેન્દ્રબાબુ ને બીજો એક સ્વયંસેવક બેઠો હતો. બીજામાં બીજા ત્રણચાર સ્વયંસેવકો.

પાસે ખાવાનું કંઈ જ નહોતું. ભૂખ કકડીને લાગી હતી. જંગલમાં એકાદ ઝૂંપડી દેખાઈ ને એમનાં ગોં આનંદથી ચમકી ઊઠયાં. ત્યાં ગયા, ત્યારે ખાવાનું તો કશું હતું નહિ. ફક્ત સેકેલા ચણા હતા. રાજેન્દ્રબાબુએ લીધા, ને, એ ચણા ચાવતાં ચાવતાં ગાડામાં એમને ઊંઘ આવી ગઈ. બે ત્રણ કલાક વીત્યા હશે, ત્યાં મોટો શોરબકાર સાંભળીને એમની ઊંઘ ઉડી ગઈ. આંખ ઉઘાડીને જુએ છે તો, બે સ્વયંસેવકો ઘાસતેલના ડબ્બાને જોરથી વગાડતા હતા ને ખૂબ મોટે અવાજે બૂમો પાડતા હતા. ગાડાવાળા પણ બળદને ઘાંટાઘાંટ કરી હાંકતા હતા. બન્ને ગાડાંઓમાં લાલબત્તી સળગી રહી હતી. બન્ને બાજુ ગાઢી ઝાડી હતી. જંગલની મધ્યમાં એ લોકો હતા. બન્ને બાજુએ પર્વતમાળા હતી. એટલે ઝાડો ને પર્વત સિવાય ક્યાંય બીજું કશે નજરે આવતું નહોતું. રાજેન્દ્રબાબુ ક્યા સુધી તો સમજ્યા નહિ કે પોતે સ્વપ્નાવસ્થામા છે કે જાગૃત અવસ્થામાં. ક્યાંય સુધી એમણે આંખ ચોળી. છતાં પોતાની નજર સામેનું દૃશ્ય એનું એ જ હતું. તેથી એમને ખાત્રી થઈ કે પોતે સ્વપ્નું નથી જોતા પણ સાચોસાચ, ભયાનક જંગલમાં છે. આસપાસના સ્વયંસેવકો ને ગાડાવાળાઓ જોર-જોરથી બૂમો મારી ઘાંટાઘાંટ કરે છે. એમને કુતૂહલ થયું. એટલે એમણે એક સ્વયંસેવકને પૂછ્યુ, " આટલુ બધું છે શું ? તમે લોકો આટઆટલી ઘાંટાઘાંટ શેના કરો છો ? " તેના ઉત્તરમા પેલો કહે " તમે તો નવા છો, સાહેબ ! એટલે તમને નવાઈ લાગે, પણ આ જંગલમાં તો વાઘ, સિંહ ને વરુનો ત્રાસ ઘણો જ છે. આવા અવાજથી એ નજદીક ન આવે. પણ એ તો કંઈ કહેવાય નહિ કોઈ કોઈ વાર તો આપણી નજર સામે ક્યાંકથી આવી જેતરેલા બળદને ખેંચી જાય ને આપણે જોતા રહીએ. આજે એવી બીક છે. તેથી આ જોરશોર મચાવીને તમારી ઉંઘ બગાડી. "

આ વાત સાંભળી રાજેન્દ્રબાબુ એકદમ ચોંક્યા. હવે ઉંઘ પૂરેપૂરી ઉડી ગઈ હતી. આખા જંગલમાંથી આ પ્રમાણે શોર મચાવતા મચાવતા પસાર થયા. જ્યારે બીક ઓછી થઈ, ત્યારે, પેલા લોકોએ અવાજ બંધ કર્યો. નિશ્ચિત સ્થાને પહોંચ્યા. રાજેન્દ્રબાબુને વધારે કુતૂહલ થયું. એમણે સ્વયંસેવકોને કહ્યું, "રાતના જે જંગલમાંથી આપણે આવ્યા, તે જંગલમાં થઈને આપણે દિવસે જઈએ. વાઘ વરુનો દિવસે તો ત્રાસ નહિ હોય."

"સાહેબ! ત્રાસ તો ખરો. પણ અમે તો એનાથી ટેવાઈ ગયેલા. તમારી મરજી છે, તો અમને વાંધો નથી."

ને પાછા એ જ રસ્તેથી દિનશ્રીની શોભા જોવા રાજેન્દ્રબાબુ ગયા. થોડું ગયા ત્યાં વાઘની ગર્જના સંભળાઈ. પહાડની પાછળથી ઘુરઘુરાટ વધવા માંડ્યો. રાજેન્દ્રબાબુ મનમાં ને મનમાં પોતાની કુતૂહલવૃત્તિને દોષ દેવા લાગ્યા. પણ હવે ઉપાય નહોતો. જીવનમરણની વચ્ચે ઝોલાં ખાતા હતા ગાડાવાળા ને સ્વયંસેવકો પણ જરા ગભરાયા તો ખરા, પણ રાજેન્દ્રબાબુના જેટલા નહિ. રાજેન્દ્રબાબુને તો પોતાના શોખને ખાતર આ લોકોની જીંદગીને જોખમ આવ્યું, તેથી ઘણું લાગતું હતું.

થોડીવાર થઈ, એટલે સામી બાજુની પહાડીઓમાંથી પણ વાઘનો અવાજ સંભળાવા લાગ્યો. રાજેન્દ્રબાબુને સમજાયું નહિ, કે, આ તે, પેલા વાઘની ગર્જનાનો પડઘો સંભળાય છે કે બીજા વાઘો પણ ગર્જનામાં ભળ્યા છે. બધાનાં મન તંગ હતાં હમણાં વાઘ અહીંથી આવશે, આ કૂદીને આવ્યો, એમ જ બધા રાહ જોઈને વાઘનો શિકાર થવા માટે જાણે છેલ્લું પ્રભુસ્મરણ કરતા હતા. જો જો અનેક વાઘો હોય તો તો હવે આ પૃથ્વીપરનું આ છેલ્લું સ્મરણ હતું એમ બધાને લાગ્યું. બધા શાંત હતા. આ વખતે કોઈ બૂમાબૂમ કરતું

નહોતું, કારણ બૂમાબૂમથી વાઘ કદાચ આવી પહોંચે એવી બીક હતી. પણ બધાનાં નસીબ જોર કરતાં હતાં. એટલે વાઘની પધરામણી નહિ થઈ. ક્યારેક દૂરથી ચળકતી આંખો દેખાઈ, ને એ માર્યો જેવી બૂમ એમનાથી પડાઇ ગઇ. પણ એ ચળકતી આંખો દૂર ચાલી ગઈ. આ દિન ને રાતનું સ્મરણ રાજેન્દ્રબાબુના સ્મૃતિપટમાં આજે પણ એટલું જ સજીવ રીતે કોરાઈ રહેલું છે.

( ૬ )

સંતાલ પરગણામાં સરકારનું દમન ચાલી રહ્યું હતું. સરકારી અમલદારોથી લોકો ધાક ખાઇ ગયા હતા. રાજેન્દ્રબાબુને એની ખબર મળતાં એમણે એ દિશા તરફ પ્રયાણ કર્યું. 'પાકુર'માં અતિશય ઉગ્ર દમનની ખબર મળી. એટલે એઓ પહેલા પાકુર પહોંચ્યા. એમણે પહેલેથી ખબર આપેલી. પણ મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓ ગિરફ્તાર થયેલા, ને, બીજા તો એવા ગભરાયલા કે રાજેન્દ્રબાબુને સ્ટેશનપર લેવા કોઇ આવ્યું નહિ. નહિ ત્યારે સેંકડો માણસો સ્ટેશન પર આવે. ત્યારે આજે એઓ સ્ટેશનપર ઉતર્યા ત્યારે ચકલું પણ ફરક્યું નહોતું. એમને તુરત જ પરિસ્થિતિની ગંભીરતાનો ખ્યાલ આવી ગયો. રાતના સાત આઠ વાગ્યા હતા. અત્યારે ક્યાં જવું તે સમજાયું નહિ. કોઇને ત્યાં જાય ને એને પોલીસનો ત્રાસ વેઠવો પડે એ એમને ઠીક ન લાગ્યું. એમણે તો બિસ્તરો પાથરીને સ્ટેશનના પ્લેટફોર્મ પર જ લંબાવ્યું. વહેલી સવારનાં ઉઠીને જુએ છે, તો પોતાનો એક જોડો કૂતરું તાણી ગયું હતું. એ ઉઠયા. પોતાનો જોડો ગયો તે માટે જરા ખરખરો કર્યો, ને સ્ટેશન પરના જાહેર નળે જ દાતણ, પાણી, સ્નાનાદિ પ્રાતઃકર્મ પતાવ્યું. ગામમા જવા તૈયાર થયા, ત્યાં એમના કોઈ જૂના અસીલને ખબર પડી, કે, રાજેન્દ્રબાબુ રાતના આવ્યા છે. સ્ટેશન પર જ પડયા છે. કોઈ પૂછતું નથી. એટલે એ વહેલો વહેલો

સ્ટેશન પર આવ્યો, ને રાજેન્દ્રબાબુ શહેરમાં આવવા નીકળતા હતા, તેમને મળ્યો, ને પોતાને ત્યાં આવવાનો આગ્રહ કર્યો. રાજેન્દ્રબાબુએ એને ઘણો સમજાવ્યો, પોલીસના ત્રાસનો ભય દેખાડયો, પણ પેલો એકનો બે થયો નહિ, આખરે સામાન ઉઠાવી એને ત્યાં ગયા. ને, ત્યાંથી સાચી પરિસ્થિતિ જાણવા જે કાર્યકર્તાઓ હતા તેમની મુલાકાત લેવા ગયા. તે વખતે બરાબર મધ્યાન્હે સૂર્ય તપતો હતો. તાપ સખત હતો. ઉનાળાનો ઘોમ ધખતો હતો. પગમાં જોડા તો હતા નહિ. ધરતી તો જાણે આગથી ભરેલી હતી. સડકના પથરા ખૂબ ગરમ થઈ ગયા હતા. છતાં રાજેન્દ્રબાબુ દાઝતા દાઝતા એ રસ્તેથી જેલમાં ગયા. ત્યાં સત્યાગ્રહીઓની મુલાકાત લીધી ને એમની સ્થિતિથી વાકેફ થઈ ગયા. એમને આશ્વાસન આપ્યું. હિંમત રાખવાનું કહ્યું. પાછા આવતી વખતે પણ એ દાઝણાં ખૂબ લાગતાં હતાં. એથી પગે ફોલ્લા ઊઠયા. ગમે એમ કરી ઘેર પહોંચી બજારમાંથી બીજા જોડા મંગાવ્યા.

સાંજે સભા બોલાવી, પણ સભામાં માંડ પાંચપચીશ માણસો આવ્યાં. ત્યાંથી દુમકા ગયા. ત્યાં પણ એ જ સ્થિતિ. કોઈ એમનું સ્વાગત ન કરે. એમણે ધર્મશાળામાં મુકામ કર્યો. ગિરફતાર સત્યાગ્રહીઓને ઘેર જઈ, એમનાં કુટુંબીઓને આશ્વાસન આપ્યું, ને પાછા વળ્યા.

( ૭ )

વીરપુરનો સત્યાગ્રહ ચાલતો હતો. અનેક સૈનિકોનાં માથાં ફૂટતાં હતાં. કંઈ જાણે ગોળીથી ઘાયલ થતા હતા. બિહારના જાણીતા નેતા અબ્દુલ બારી લોહીલુહાણ થઈ અચેત પડયા હતા. રાજેન્દ્રબાબુ ત્યાં પહોંચ્યા. પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટે એમને જોયા. એ રાજેન્દ્રબાબુનો સહાધ્યાયી હતો. નિશાળમાં ને કોલેજમાં પણ એ એમની સાથે હતો,

ઘણા વર્ષોથી એને એમણે જોયો નહોતો. લાઠીઓ ચલાવવાનો એ હુકમ આપતો હતો, ત્યાં એણે રાજેન્દ્રબાબુને જોયા. એ શરમાયો. એણે એમની પાસે જઈ નમસ્કાર કર્યો. રાજેન્દ્રબાબુએ નમસ્કાર ઝીલ્યા પણ એમને કંઈ ઓળખાણ પડી નહિ. પેલાએ રાજેન્દ્રબાબુ પાસે આવી પોતાની ઓળખાણ આપીને કહ્યું, "માફ કરો! હું હમણાં જ લાઠીમાર બંધ કરવા હુકમ આપુ છું." રાજેન્દ્રબાબુને ઘાયલની ચિન્તા હતી. એમણે "ઠીક" કહી, ઘાયલની સારવારમાં એઓ પડયા. લાઠીમાર બંધ થયો. પોલીસ ત્યાંથી ખસી ગઈ. રાજેન્દ્રબાબુએ આખો દિવસ સ્વયંસેવકોની દેખરેખ કરવામાં ગાળ્યો. રાતે એઓ પોતાને ઉતારે આવ્યા. તો ત્યાં પેલો પોલીસ અમલદાર એમની રાહ જોઈ કયારનો બેઠો હતો. રાજેન્દ્રબાબુ આવ્યા તેવો જ એ રાજેન્દ્રબાબુને ચરણે પડયો, ને બાળકની જેમ ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો. રાજેન્દ્રબાબુએ એને હેતપૂર્વક ઉઠાડયો ને રડવા દીધો. એ વારંવાર રાજેન્દ્રબાબુની માફી માગવા લાગ્યો. પોતાને પોતાની વર્તણૂકથી ઘણો પશ્ચાત્તાપ થાય છે એમ જણાવ્યું. રાજેન્દ્રબાબુએ જ્યારે માફી આપી ત્યારે જ એ પાછો ફર્યો. એને પોતાના કૃત્યની બૂરાઈ આ મહાપુરુષના દર્શન માત્રથી જ સમજાઈ હતી.

(૮)

૧૯૩૧ ની સાલ હતી. સરકારે ગોળમેજી પરિષદમાં ભાગ લેવા કોંગ્રેસ વિચારણા કરી શકે તેથી કારોબારી સમિતિના સઘળા સભ્યોને જેલમુક્ત કર્યા. છૂટતાવેંત મહાત્માજી અમદાવાદ ગયા. અમદાવાદમાં કારોબારી સમિતિની બેઠક થઈ. પંડિત મોતીલાલનું સ્વાસ્થ્ય દિનપ્રતિદિન બગડતું જતું હતું. છતાં પંડિતજી તો કારોબારી સમિતિનો બધો બોજ ઉપાડતા. ઠરાવો ઘડવા, સુધારવા, ચર્ચા કરવી, બધામાં એઓ અગ્ર ભાગ લેતા. પણ જાણે એમના મહાપ્રયાણની એમને

જાણ ન થઈ હોય તેમ પોતાની શક્તિનો છેવટ સુધી પૂરેપૂરો લાભ આપવા ઇચ્છતા હોય તેમ એઓ કાર્ય કરવા લાગ્યા. એ છેલ્લા દિવસોમાં સદ્ભાગ્યે રાજેન્દ્રબાબુ એમની જોડે જ હતા. રાજેન્દ્રબાબુએ એમની કાર્યશક્તિ જોઈ, એમની પ્રતિભા જોઈ, એમની જ્વલંત દેશદાઝ જોઈ, ને એની ઊંડી છાપ એમના દીલમાં કોતરાઈ ગઈ. કામ પત્યું, એટલે દવા માટે વૈદને બોલાવ્યા. એમણે લખનૌ જવાની ઇચ્છા દર્શાવી. ખરાબ હાલતમાં જવા માટે સ્વજનોએ તથા ડૉક્ટરોએ પ્રતિબંધ કર્યો, પણ એ ક્યાં માને એમ હતા? રાજેન્દ્રબાબુએ ખૂબ સમજાવ્યા પણ એ માને તો ને? બીજે દિવસે સવારે ટ્રેન ઉપડવાની હતી. સ્ટેશન પર અંતિમ વિદાય લેવા ગયા. મોતીલાલજીનું મોઢું સૂજી ગયું હતું, એટલે હસતાં હસતાં એઓ રાજેન્દ્રબાબુને કહે, "જુઓ, મારું મોઢું. જાણે કોઈ સૌંદર્યની હરિફાઇમાં ભાગ લેવા જતો હોઉં એમ લાગે છે ને?" રાજેન્દ્રબાબુ જરા મલકયા, પણ એમનું હૃદય તો રડી ઊઠ્યું હતું. એમને થતું હતું જ, કે આ આખરી મુલાકાત છે. ક્યાં સુધી એઓ જતી ગાડીને જોઈ રહ્યા. હવે પાછા મળવાનું નથી, તેની એમને પૂરેપૂરી ખાત્રી હતી. હૈયું ભરાયું હતું, આંખમાંથી ડબડબ આંસુ પડવા માંડ્યાં.

ને એ આખરી મુલાકાત જ નીવડી, કારણ રસ્તામાં જ મોતીલાલજીનો દેહાન્ત થયો.

( ૯ )

રાજેન્દ્રબાબુ કોંગ્રેસના પ્રમુખ હતા. પ્રમુખ તરીકે દેશ ભરની સાચી પરિસ્થિતિ જાણવા, ને પ્રાંતપ્રાંતના પ્રશ્નો ઉકેલવા એઓ દેશયાત્રા કરતા હતા, પંજાબની યાત્રા કરતા હતા. એમને જાલંધર જવું હતું. એમની જોડે આચાર્ય કૃપાલાણી હતા. ગાડી સવારે, ત્રણ ચાર વાગે જાલંધર પહોંચવાની હતી. જાલંધરનાં બે સ્ટેશનો હતાં. બેમાંથી

૧૨

કયે સ્ટેશને ઉતરવું તેની એમને ખબર નહોતી પણ એમને નિરાંત હતી કે સ્ટેશને સ્વાગત કરવા લોકો આવ્યા હશે. એટલે એમને કશી મુશ્કેલી પડવાની નથી. જાલંધરનું પહેલું સ્ટેશન આવ્યું. ત્યાં ઠીક ઠીક ભીડ જામી હતી. લોકોએ એમને ઉતરવાનું કહ્યું. એમને ખૂબ ભાવભીનો આગ્રહ કર્યો. જાલંધર આવવાનું આમંત્રણ એમને ડૉ. રાયજાદા હંસરાજે આપેલુ હતુ. તેઓ એ સ્ટેશને દેખાયા નહિ. એથી રાજેન્દ્રબાબુ તથા કૃપાલાણીજી બન્નેને આશ્ચર્ય થયું. પણ એમને થયુ કે, એમને ઠીક નહિ હોય તેથી આ લોકોને એમણે મોકલ્યા હશે. એથી રાજેન્દ્રબાબુ ત્યાં ઉતર્યા. લોકોએ ફૂલહારથી અને જય-જયકારથી એમનું સ્વાગત કર્યું. પછી લોકો એમને સ્ટેશનના વેઇટીંગ રૂમમાં લઈ ગયા ને ત્યાં હાથ મોં ધોઇને તૈયાર થવાનું કહ્યું. રાજેન્દ્રબાબુએ ધાર્યું કે સવારે એમને નક્કી કરેલે ઉતારે લઈ જવામાં આવશે. રાજેન્દ્રબાબુ હાથ મો ધોઈ તૈયાર થઈ ગયા. સવાર પડી, ત્યા રાયજાદા હંસરાજ આવી પહોંચ્યા. એ રાતના બીજે સ્ટેશને રાજેન્દ્રબાબુની રાહ જોઈ ઉભા હતા. એથી એ સવારના અહીં ઉતર્યા હશે એમ માની અહીં આવ્યા. પછી રાયજાદા સાહેબ જોડે વાત કરતા રાજેન્દ્રબાબુને સમજાયું કે ત્યાંની કોંગ્રેસમાં બે પક્ષ હતા. એક રાયજાદા સાહેબનો જેમણે બીજા સ્ટેશન પર રાજેન્દ્રબાબુના સ્વાગતની તૈયારી કરી હતી. અને બીજો પક્ષ, કે જેમણે રાજેન્દ્રબાબુને આગલે સ્ટેશને ઉતારી એમનું ત્યાં સ્વાગત કર્યું હતું. રાયજાદા સાહેબે પોતાને ત્યાં રાજેન્દ્રબાબુના ઉતારાનો બધો બંદોબસ્ત કર્યો હતો, જ્યારે અન્યપક્ષે બીજે ઠેકાણે બધી વ્યવસ્થા કરી હતી. બન્ને રાજેન્દ્રબાબુને પોતાને ત્યાં આવવા આગ્રહ કરવા લાગ્યા. રાજેન્દ્રબાબુ તો ભારે મુશ્કેલીમાં આવી પડ્યા. બન્ને પક્ષો વચ્ચે વાતચીત થઈ. બોલાબોલી થઈ. આખરે એમ નક્કી થયું કે, બપોરનું ભોજન રાજેન્દ્રબાબુ રાયજાદા સાહેબને ત્યાં કરે, ને સવારનો નાસ્તો અન્ય પક્ષવાળા લોકોએ નક્કી

કરેલે ઠેકાણે કરે. રાયજાદા સાહેબ જોડેનો રાજેન્દ્રબાબુનો સંબંધ ઘણો ગાઢ હોવા છતાં, આ વાત એમને મંજૂર રાખવી પડી. કારણ એ સિવાય છૂટકો નહોતો. રાજેન્દ્રબાબુને પોતાને આગળ કરીને આ લોકો ઝઘડો કરે એ વધારે ખરાબ લાગ્યું, પણ બીજો કોઈ ઉપાય નહોતો.

મુશીબત આટલેથી જ પતી નહિ. લાહોર ગયા તો ત્યાં પણ આમ જ બે પક્ષો. બન્નેએ જુદે જુદે ઠેકાણે એમનો રહેવાનો પ્રબંધ કરેલો. લાહોર આવવાને બે ચાર સ્ટેશન બાકી હતાં, ત્યાં એક જણે આવી, પંજાબ પ્રાંતીય કોંગ્રેસસમિતિના નેતા ડૉ. સત્યપાલની પત્નીનો પત્ર આપ્યો. તેમાં પોતાને ત્યાં જ આવવાનું આગ્રહભર્યું આમંત્રણ હતું. ડૉ. સત્યપાલ જેલમાં હતા, એટલે એ દૃષ્ટિએ પણ આ આમંત્રણ સ્વીકારણીય હતું. બીજા પક્ષે સભા–ભવનમાં રાજેન્દ્રબાબુના ઉતારાનો બધો બંદોબસ્ત કર્યો હતો. બીજા પક્ષવાળા પણ ટ્રેનમાં આવી પહોચ્યા. બન્ને પક્ષવાળા ત્યાં જ ઝઘડવા મંડયા એટલે આચાર્ય કૃપાલાણીએ તેમને ધમકાવ્યા. બીજા પક્ષે તો સભાભવન કે જ્યાં રાજેન્દ્રબાબુનો ઉતારો હતો, ત્યા શહેરના માનનીય પુરુષોને નિમંત્રણ આપ્યાં હતાં. ને પરિણામે જો રાજેન્દ્રબાબુ સત્યપાલને ત્યા ઉતરે તો એ બધા આમંત્રિત લોકોનું અપમાન થાય એમ હતું. આખરે એમ સમાધાન થયું કે સાંજનું વાળુ સભાભવનમાં લેવું પણ ઉતરવું ડૉ. સત્યપાલને ત્યાં. આમ બે પક્ષની ખોટી મારામારીમા એમને નકામું ખેંચાવું પડયું ને એમના સ્વભાવાનુસાર સમાધાનનો રસ્તો કાઢવો પડયો.

( ૧૦ )

૧૯૪૨ની સામુદાયિક ક્રાન્તિ સમયે રાજેન્દ્રબાબુ બાંકીપુર જેલમાં હતા. એઓ તો મોટો સમય અધ્યયનમાં પસાર કરતા હતા.

ત્યાં સરકાર તરફથી એક વખત જેલની મુલાકાત લેવા જેલ

સમિતિના સભ્યો આવે છે. રાજેન્દ્રબાબુ ચરખો કાંતતા હોય છે. એઓ આવી બીજી ત્રીજી વાત કરે છે. એમાંનો એક સભ્ય રાજેન્દ્રબાબુને પૂછે છે :

"તમે છૂટવા માગો છો કે નહિ ?"

"ના, એકલો નહિ જ. બધાની સાથે છૂટવાનું હોય તો," રાજેન્દ્રબાબુ નિશ્ચયાત્મક રીતે ઉત્તર આપે છે.

"તમને અમે એકલા છોડી દઈએ તો ?"

"તો તો મને બહુ જ ખરાબ લાગશે, ને હું પાછો થોડા વખતમાં અહીં આવી રહીશ."

હવે પેલો સભ્ય મુખ્ય મુદ્દા પર આવ્યો, તે કહે કે :

"તમે લોકોએ તોડફોડનો કાર્યક્રમ લોકોને આપ્યો ન હોય તો થોડા જ વખતમાં આવો જબરજસ્ત ફેલાવો શી રીતે થઈ શકે ?"

"એને માટે જવાબદારી સરકારની છે. સરકારે જ નેતાઓને પકડવાના કારણોમાં જણાવ્યું કે કોંગ્રેસ તરફથી રેલ, તાર, ટપાલ વગેરેની ભાંગફોડનો કાર્યક્રમ છે. સરકારે જૂઠું કહ્યું, ને, લોકોએ સાચેસાચ માની લીધું. એટલે એમણે એ કાર્યક્રમને કોંગ્રેસનો માની અમલમાં મૂક્યો. તમે લોકોને જાણી જોઈને ભાંગફોડ કરતાં શીખવાડ્યું."

પેલો સભ્ય ચૂપ થઈ ગયો. એની પાસે કશો ઉત્તર નહોતો. રાજેન્દ્રબાબુની દલીલ સચોટ હતી.

આમ રાજેન્દ્રબાબુના જીવનમાં અનેક વિશિષ્ટ પ્રસંગો બને છે. આનંદના, શોકના, આશ્ચર્યના, હાસ્યના. આમ એમનું જીવન વિવિધરંગી છે. એમની જીંદગી એ આવા આવા તો અનેક પ્રસંગોથી ભરેલો અખૂટ ખજાનો છે. આ તો ફક્ત અંગુલિનિર્દેશ છે.

## પ્રકરણ ૧૫ મું

### રાજેન્દ્રબાબુનાં વિચારમૌક્તિકો

રાજેન્દ્રબાબુએ આપણા જીવનનાં અનેક ક્ષેત્રોપર વિચાર કર્યો છે. રાજકીય, સામાજિક, ધાર્મિક, ભાષાકીય, કેળવણીવિષયક, એમ અનેક વિષયો એમની વિચારસૃષ્ટિમાં પ્રવેશ કરીને નિશ્ચિત આકાર ધારણ કરે છે. એમની વિચારસૃષ્ટિમાં વિવિધતા છે, ઊંડાણ છે, ને, સ્વાનુભવનું પીઠબળ છે. રાજેન્દ્રબાબુ જે કોઈ પણ પ્રશ્નનો વિચાર કરે છે, તેનો એક દૃષ્ટિએ નહિ પણ અનેક દૃષ્ટિએ વિચાર કરે છે. સામા પક્ષના દૃષ્ટિકોણથી પણ પરિસ્થિતિને અવલોકે છે. અર્થાત્ એમની વિચારસરણી લાગણીથી ઘડાતી નથી પણ બુદ્ધિથી ઘડાય છે. દલીલોના તોલનથી ઘડાય છે. એથી એમના વિચારોમાં એક પ્રકારની પરિપક્વતા, એક જાતનું ગાંભીર્ય, વર્ષાનાં ડહોળાં જળ નહિ, પણ શરદનાં 'નીતર્યાં' નીર આપણને મળે છે.

રાજકીય ઠરાવો પણ પસાર થયેલા. પણ રાજેન્દ્રબાબુ ઇચ્છે છે કે, વિદ્યાર્થીઓ રાજકીય સંસ્થામાં જોડાય, પણ વિદ્યાર્થીઓની સંસ્થાઓમાં રાજકારણ ન હોવું જોઇએ. એઓ માને છે, કે વિદ્યાર્થીઓ રાજકારણમાં ભાગ લે તે પૂર્વે રાજકારણનો અભ્યાસ કરે. કેવળ લાગણીથી દોરવાઈ જઈ, રાજકારણમાં સક્રિય ભાગ લે, ને પછી લાગણીનો પારો ઉતરતાં પસ્તાય એવી પરિસ્થિતિ તો ન જ ઉત્પન્ન થવી જોઇએ. જો ભાગ લેવો હોય તો પૂરેપૂરી સમજથી લે. વિદ્યાર્થી અવસ્થા એવી હોય છે કે, થોડાં સૂત્રોથી દોરવાઈ જાય છે. આમ ન હોવું જોઇએ. વિદ્યાર્થીઓમાં એક જાતનું બળ હોય છે, એક જાતની અણકથ્ય શક્તિ હોય છે, ને, તેથી દરેક રાજકીય પક્ષ વિદ્યાર્થીઓ પોતાની જોડે જોડાય એવી અપેક્ષા રાખે છે અને તેથી દરેક પક્ષ વિદ્યાર્થીઓની લાગણીને ઉત્તેજવાનો નિષ્ફળ વા સફળ પ્રયત્ન કરે છે. આમ સામસામી દલીલોથી વિદ્યાર્થીઓનાં મન મૂંઝાય છે. એઓ સાચાખોટાની પરીક્ષા કરી શકતા નથી. ખરૂં ખોટું સમજવાની વિવેકબુદ્ધિ જાગૃત થયેલી હોતી નથી. આથી એઓ ઇચ્છે છે કે વિદ્યાર્થીઓ પૂરેપૂરી સમજથી, પૂરતો વિચાર કરીને, રાજકારણમાં ભાગ લે. આ જ કારણથી એમણે બિહાર છાત્રસંમેલનને બને ત્યાં સુધી બિનરાજકીય બનાવવા પ્રયત્ન કરેલો. છાત્રસંમેલનો કે છાત્રસંસ્થાઓ, મોટા મોટા રાજકીય ઠરાવો પસાર કરે, ને ઠરાવો અમલમાં ન મૂકી શકે એવી સ્થિતિ ઉત્પન્ન થાય તે બહુ બૂરું છે. દા. ત. ૧૯૨૧માં જ્યારે સત્યાગ્રહ આંદોલન જાગ્યું ત્યારે ગાંધીજીએ વિદ્યાર્થીઓને શાળા કૉલેજ છોડવાની હાકલ કરેલી. બિહાર છાત્રસંમેલને પણ પોતાના એક ઠરાવ દ્વારા એ ઠરાવને અપનાવી લીધેલો. પણ ખરેખર જ્યારે એ ઠરાવને અમલમાં મૂકવાનો અવસર આવ્યો ત્યારે એ લાગણી વિવશ બની ઠરાવ રજૂ કરનાર ને પસાર કરનાર

વિદ્યાર્થીઓ પાછા પડ્યા. આ કારણથી જ્યાં સુધી વિચારો નિશ્ચિત આકાર ધારણ ન કરે ત્યાં સુધી વિદ્યાર્થીઓએ રાજકારણમાં ન પડવું એવો એમનો અભિપ્રાય છે.

વિદ્યાર્થીઓએ આજની સંસ્થાઓમાં જે કેળવણીની ઉણપો હોય છે, તે પૂરી પાડવા તરફ લક્ષ આપી તે દૃષ્ટિએ સંઘની રચના કરવી જોઇએ. એ સંઘનો ઉદ્દેશ વિદ્યાર્થીઓને કાર્યકુશળ નાગરિકો બનાવવાનો હોવો જોઇએ. રાજકીય લડાઈ લડવાનો નહિ. વિદ્યાર્થીઓને તો ઘણાં કામ કરવાનાં હોય છે. આપણા દેશની નિરક્ષરતા નાબૂદ કરવા પ્રત્યેક વિદ્યાર્થીએ પોતાનો સક્રિય ફાળો આપવો જોઇએ. કોમી એકતા માટે, અસ્પૃશ્યતા નિવારણ માટે, રાષ્ટ્રભાષાના શિક્ષણના પ્રચાર માટે, એઓ ઘણું ઘણું ધારે તો કરી શકે એમ છે. એમની પાસે શક્તિ છે, બળ છે, ધગશ છે, તો એનો વિનિયોગ આવાં રચનાત્મક કાર્યમાં કરવો જોઇએ.

રાજેન્દ્રબાબુ માને છે કે, હમણાં આપણને અપાતું શિક્ષણ તદ્દન નકામું છે. એથી આપણો માનસિક વિકાસ થતો નથી. પારકી ભાષા દ્વારા શિક્ષણ લેવાથી આપણા અમૂલ્ય સમયની બરબાદી થાય છે, કારણ આપણો બધો વખત શબ્દોનો અર્થ સમજવા પાછળ જ ખર્ચાઈ જાય છે ને એથી ચિંતન માટે વખત જ મળતો નથી. ને બીજા દોષો ન હોય તો પણ આ એક જ દોષને કારણે પણ આધુનિક શિક્ષણ પદ્ધતિ અનિષ્ટ છે. પરદેશી ભાષા એકાદ વિદ્યાર્થી ભલે શીખે પણ, પરદેશી ભાષા એ શિક્ષણનું માધ્યમ તો કદીય ન હોવું જોઇએ. આપણને અત્યાર સુધી જે શિક્ષણ મળ્યું, તે તો અંગ્રેજોએ પોતાની હકૂમત જારી રાખવાની દૃષ્ટિથી આપેલું શિક્ષણ હતું. એટલે આપણી આધુનિક શિક્ષણપદ્ધતિમાં તદ્દન નવી દૃષ્ટિ હોવી જોઇએ. આપણો રાષ્ટ્રપ્રેમ જાગૃત થાય, આપણી

રાષ્ટ્રીય અસ્મિતા વિકસે એ દૃષ્ટિથી આપણા ગૌરવને જ્વલંત રાખે એ જાતનું શિક્ષણ હોવું જોઇએ. અત્યારસુધી આપણને જે શિક્ષણ મળ્યું, તેથી આપણાં શરીર હિન્દુસ્તાની રહ્યાં પણ આપણાં મન વિલાયતી બની ગયાં, ને તેથી એમનું કામ એમની ભાષા મારફત જ કરવાનું આપણે શીખ્યા. આથી બન્યું એમ કે એ આપણી પર રાજ્ય કરે પણ તે માટે એને આપણી ભાષા શીખવાની જરૂર ન રહે. આથી જેઓ સ્વતંત્ર રીતે વિચાર કરતા થયા એઓ રાજદ્રોહી બન્યા. સરકાર વિરોધી બન્યા. આથી જ એઓ ઇચ્છે છે કે આપણું શિક્ષણ પૂરેપૂરૂ રાષ્ટ્રીય બનવું જોઇએ. એ શિક્ષણમાં શરીર મહેનત ફરજિયાત હોવી જોઇએ, કે જેથી, શરીર મહેનત કરનારા નીચા ને માનસિક મહેનત કરનારા ઉંચા એવી ભ્રામક માન્યતા દૂર થાય.

## (૨)

હિન્દુ-મુસ્લિમ પ્રશ્ન વિષે એમને લાગે છે, કે, એ પ્રશ્ન અંગ્રેજોએ ઉભો કરેલો પ્રશ્ન છે. અંગ્રેજી રાજ્યની શરૂઆતથી જ, મુસલમાન અને હિન્દુ વચ્ચે ભેદ પડાવવાની ક્રિયા શરૂ થયેલી. એમણે અંગ્રેજોએ શી રીતે અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીમાં, કૉલેજના અંગ્રેજ પ્રીન્સીપાલ મારફત હિન્દુ વિરોધી પ્રચાર કરેલો, ને અંગ્રેજોએ શી શી બાજીઓ બન્ને કોમ વચ્ચે વેરઝેર રોપવા કરેલી તેનો વિસ્તારથી પૂરાવા સહિત ઇતિહાસ આપ્યો છે. એઓ કહે છે, કે, મુસ્લિમોનું વતન પણ હિન્દુસ્તાન છે. એઓ આ ભૂમિમાં જ જન્મે છે ને દટાય છે. અહીંના જ હવાપાણી લે છે, એટલે એમને આપણે પરાયા ન ગણી શકીએ. વળી, એ આપણી જોડે સારી રીતે વર્તે કે ખરાબ રીતે વર્તે, આપણે તો એમની જોડે સારી રીતે વર્તવું જ જોઈએ. હિન્દુઓએ મુસ્લિમોને નાના ભાઈ ગણી તેમની પ્રત્યે મોટાભાઇની જેમ વર્તવું જોઈએ. એમને આ દેશમા સરખા નાગરિક તરીકેના હક્કો મળવા

જોઈએ. આપણે એમને દબાવી નાખવાની વાત કરીએ એ ખોટી છે. આપણે એ લોકોને પ્રેમથી ને વિશ્વાસથી જીતી લેવા જોઈએ. બળથી નહિ. કારણ કે આપણે એ લોકોને જોરજુલમથી દબાવીએ તો એનો પ્રત્યાઘાત થયા વિના રહે જ નહિ. ને પછી ન એ લોકો શાન્ત રહે, કે, ન આપણને રહેવા દે. આજ કારણે કોમી એકતા માટે દરેક હિન્દવાસીએ પ્રયત્ન કરવો જોઈએ. આપણે એ દિશામાં કશો જ પ્રયત્ન ન કર્યો તેથી જ આપણે એનાં માઠાં પરિણામો ભોગવી રહ્યા છીએ. જ્યારે જ્યારે ઝઘડા ઊભા થાય, ત્યારે સમજાવટથી, ને દલીલોથી સામાની જોડે કામ લેવું જોઈએ. ને જ્યારે સમજુતી પર ન આવી શકાય એમ હોય તો, બન્ને પક્ષને માન્ય એવો એક લવાદ નીમી તેનો ચૂકાદો માન્ય રાખવો જોઈએ. જ્યારે જ્યારે કોમી રમખાણ ફાટી નીકળે, ત્યારે એ વિષેની બાતમી ફેલાવા ન પામે તે માટે બન્ને કોમે પ્રયત્ન કરવા જોઈએ. સામાને દોષ દેતાં પૂર્વે આપણે આપણું દીલ તપાસીને એમાં દોષ હોય તો તેને દૂર કરવા કે સુધારવા પ્રયત્ન કરવો જોઈએ.

દરેક કોમને ભાષાની બાબતમાં, બાળકોની કેળવણીની બાબતમાં, પોતાની મનમાની રીતે રહેવાની ને વિચારવાની બાબતમાં, પૂરેપૂરી આઝાદી હોવી જોઈએ. હિન્દુસ્તાનમાં એટલી બધી કોમો છે, કે, દરેક કોમ બીજી કોમની ઉપર રાજ્ય ચલાવવાની ઇચ્છા રાખે તો દેશમાં શાંતિ કે આબાદીનું નામનિશાન ન રહે.

( ૩ )

જેવું હિન્દુ-મુસ્લિમ એકતાનું તેવું જ અસ્પૃશ્યતા નિવારણનું. અસ્પૃશ્યતાને રાજેન્દ્રબાબુ ભયંકર ક્રૂરતા ને હિંસા માને છે. ને એને ખોટી રીતે ધાર્મિક માન્યતા મળી છે, તેથી અસ્પૃશ્યતા હોય ત્યાં સુધી

હિન્દુ ધર્મ જીવતો નહિ રહે. આ અસ્પૃશ્યો અનેક વર્ગના હોય છે. એક તો ઉંચા ગણાતા વર્ણો જે કામ કે ધંધાને મેલા માને છે, એવા કેટલાક કામ ને ધંધાઓ છે. જેમ કે, ભંગીઓ, ચમારો વગેરે. એ લોકોને મોટે ભાગે ગામથી દૂર રાખવામાં આવે છે. એમને મંદિરો, જળાશયો, તળાવો વગેરેનો ઉપયોગ નિષિદ્ધ છે. મલબારમાં ને દક્ષિણ હિંદમાં તો એમને સવર્ણો જે રસ્તે જાય તે રસ્તાનો ઉપયોગ પણ નિષિદ્ધ હોય છે. એમની સ્થિતિ એટલી બધી કફોડી ને અસહ્ય હોય છે કે હજામ તેમની હજામત ન કરે, એનાં સ્ત્રીવર્ગો ઘરેણાંગાંઠાં ન પહેરી શકે. આ માટે વિદ્યાર્થીઓ ઘણું કરી શકે. હરિજનો પ્રત્યેનું આપણું માનસ જ્યાં સુધી બદલાય નહિ ત્યાં સુધી એ પ્રશ્નનો ઉકેલ થવાનો નથી. એ માટે આ કાર્યને માટે જ પોતાની જીંદગી આપનારા ભાવનાશાળી યુવકોની જરૂર છે. એઓ હરિજનો જોડે, હરિજન બનીને વસે, જરૂર પડે ત્યાં કાયદાની મદદથી એમને ન્યાય અપાવે, જરૂર પડે ત્યાં એમની વતી સત્યાગ્રહ આદરે, તો જ અસ્પૃશ્યતા ચાલી જશે. કાર્યકર્તાઓએ પોતે ભંગીનું કામ કરી આ કામ હલકું નથી એમ ભંગીઓના મનમાં ઠસાવવું જોઈએ, કે જેથી અસ્પૃશ્ય ગણાતા વર્ગમાં જે લઘુતાગ્રન્થિ બંધાઈ ગઈ છે તે નાબૂદ થાય. હરિજનો અંદર અંદર અસ્પૃશ્યતા ને ઊંચનીચના ભેદ રાખે છે, તે પણ દૂર કરાવવા જોઈએ. હરિજનો માટે જુદાં મંદિરો, જુદાં છાત્રાલયો, જુદી શાળાઓ, જુદા કૂવા તળાવો રાખવાથી આપણે એ લોકોની સેવા નહિ પણ કુસેવા કરીએ છીએ કારણ કે એથી તો અસ્પૃશ્યતા કાયમી બની જાય. એથી આપણે અસ્પૃશ્યતાને ઉત્તેજન આપીએ છીએ. ઉલટું સવર્ણો ને હરિજનોના એક જ છાત્રાલયો હોય, એક જ કૂવા તળાવ ને મંદિરો હોય, શાળાઓ હોય તે માટે પ્રયત્ન થવા જોઈએ.

અસ્પૃશ્યોને બધા રાજકીય, સામાજિક હક્કો અન્ય વર્ણોની જોડે

સમાન રીતે મળવા જોઈએ. એમનો દરજ્જો નીચો ન હોય. સવર્ણ ને હરિજન એના અલગ વાસ ન હોય. આમ એ દિશામાં ઘણું કાર્ય કરવાનું છે. ને એ માટે આ કામ પછવાડે જ પોતાનો બધો સમય ખર્ચનારા યુવકો જાગવા જોઈએ.

## (૪)

અસ્પૃશ્યતા નિવારણ જેટલો જ મહત્ત્વનો પ્રશ્ન ગ્રામોદ્યોગોનો વિકાસ ને ગ્રામસુધારણા છે. આપણે દુર્ભાગ્યવશ એમ જ સમજતા થયા છીએ કે હિન્દુસ્તાન એટલે સાત લાખ ગામડાં નહિ પણ પાંચ પચીશ શહેરો. અને એથી શહેરોને પોષવા માટે આપણે ગામડાંઓને ચૂસીએ છીએ. ગ્રામજનો શહેરોની માયાજાળમાં એવા ફસી પડ્યા છે કે એમને પોતે ચૂસાઈ રહ્યા છે તેનું પણ ભાન રહેતું નથી. આ ચૂસણ નાબૂદ કરવા ગામડાંએ સ્વયંસંપૂર્ણ થવું જોઈએ. ગામડાંની જરૂરિયાતની ચીજો ગામડું જ બનાવી શકે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી જોઈએ. આથી પ્રથમ ખાદીનું ઉત્પાદન વધવું જોઈએ. ખાદીનું કાંતણ એ ખેડુતો માટે એક આડધંધો છે. ખાદીનું ઉત્પાદન વધે ને ગામડું પોતાનાં જરૂરી વસ્ત્રો માટે ખાદી ઉપજ કરે, તો પછી એમને કાપડ માટે શહેરની મીલો પર આધાર રાખવો નહિ પડે. એ ઉપરાંત એ પોતાની જરૂરિયાત કરતા જે વધુ ઉત્પન્ન કરે, તે, શહેરમાં વેચી શકે. શહેરના લોકો પણ કાંતે ને એ રીતે પોતાની જરૂર પૂરતી ખાદી ઉત્પન્ન કરતાં શીખી લે. ખાદી ઉપરાંત ગામડાંમાં અનાજ વધારે પાકે, એ માટેના પ્રયત્નો થવા જોઈએ. વળી, અનાજ પીસવા માટે સાંચા કરતાં પાછી ઘંટીઓ ફરવી જોઈએ. સાંચાને લીધે ગામડાંમાં દળીને પોતાનું પેટ ભરતી ડોશીઓની રોજી ગઈ છે. એ બેકાર બની છે, ને એની પર જ આધાર રાખનાર સારો જેવો વર્ગ રોટલા વિનાનો બન્યો છે. દૂધને માટે પણ દુગ્ધાલયો સ્થાપવાની જરૂર છે. ઢોરનાં ઉછેર

માટે શાસ્ત્રીય જ્ઞાનની જરૂર છે. ખેતીમાં નવી રીતો અખત્યાર કરવી જોઈએ. તેલબિયાં માટે આપણી જૂની ઘાણીનો પુનરુદ્ધાર કરવો જોઈએ, જેથી ઘાંચી વગેરેનો ધંધો જે અત્યારે પડી ભાંગ્યો છે તેનો પુનરુદ્ધાર થાય. તેવી જ રીતે શેરડીમાંથી ગોળ બનાવવાના કોલુને પણ પ્રોત્સાહન મળવું જોઈએ. મધમાખીના ઉછેરની શાસ્ત્રીય ખીલવણી થાય કે જેથી મધનો ઉદ્યોગ ખીલે. મધ એ ખૂબ જ પૌષ્ટિક પદાર્થ છે. આ ઉપરાંત ખાતર માટેની યોગ્ય વ્યવસ્થા થાય, જાનવરના મળનો ઉપયોગ થાય, તે માટેના પ્રયત્નો થવા જોઈએ. ને ખેતી વગેરે માટે જોઈતાં ઓજારો મેળવવા માટે શહેર ઉપર આધાર ન રાખતાં ગામડામાં જ એ બનાવવાની સગવડ થાય તે માટે પ્રયત્નો થવા જોઈએ.

આ પ્રમાણે ગામડાંનો પુનરુદ્ધાર કરવો જોઈએ. ગ્રામીણ ભારતમાં નવજીવનનો સંચાર કરવો હોય તો આ ઉદ્યોગોને સજીવન કરવા જોઈએ. તેથી ગાંધીજીએ ઉચિત અલંકાર વાપરી જણાવ્યું છે તેમ ખાદીને સૂર્યને સ્થાને મૂકવી જોઈએ, ને બીજા ઉદ્યોગો ગ્રહમંડળની જેમ તેની આસપાસ ફરતા રહે. ને જેઓ ગામડાની સેવા કરતા હશે તેઓ બનતા સુધી ગામડામાં પેદા થયેલી ચીજો સિવાય બીજું કાંઈ જ ન વાપરે, ને બીજાઓ પાસે પણ એવી પ્રતિજ્ઞાઓ લેવડાવે.

( ૫ )

હિંદ એ અત્યંત ગરીબ દેશ છે. એ દેશમાં ગરીબોનું પ્રમાણ વધારે છે. આપણા દેશમાં એક બાજુ મોટા મહેલ ને બીજી બાજુ નાનકડું ઝૂંપડું એવા દેખાવો આપણે વારંવાર જોઈએ છીએ. ને આપણા દેશમાં મહેલો કરતાં ઝૂંપડીઓની સંખ્યા ઘણી મોટી છે. આજે જગતમાં જે યુદ્ધો ચાલી રહ્યાં છે તેનું મુખ્ય કારણ ધન અને ધરતી માટે રાષ્ટ્ર ને રાષ્ટ્ર વચ્ચે ચાલી રહેલી ભીષણ હરિફાઈ છે. ને

જ્યાં સુધી સમાજરચનાનો પાયો ને જીવન વિષેના સિદ્ધાંતો છે તેવા ને તેવા જ રહેશે ત્યાં સુધી એ હાલત સુધરવાની નથી. આ વિગ્રહો દૂર કરવા હોય તો આર્થિક અસમાનતાઓ નાબૂદ થવી જોઈએ. આ કારણે શોષણવૃત્તિ, બીજાના ભોગે ને બીજાની ગફલતે પોતે પૈસાદાર બનવાની વૃત્તિ જવી જોઈએ. દૃષ્ટિકોણ પલટાવો જોઈએ. સમાજની રચનામાં પલટો થવો જોઈએ. આર્થિક અસમાનતા ન હોવી જોઈએ. એ બધુય આપણે સ્વીકારી લઈએ તો પણ, એ પલટો હિંસાથી થાય નહિ. એના પ્રત્યાઘાતો આવ્યા વિના નહિ રહે. બળજબરીથી કૃત્રિમ સામાજિક પરિસ્થિતિ દૂર થઈ શકે ખરી, પણ વ્યક્તિઓને કુદરતે આપેલી શક્તિઓમાં જે સ્વભાવસિદ્ધ વિષમતા હોય તેને સમાન બનાવી શકાય નહિ. એ શક્તિઓ કાં તો વ્યક્તિઓના લાભાર્થે કાં તો સમગ્ર જનતાના લાભાર્થે વાપરી શકાય. પણ એ હિંસાથી ન થઈ શકે સમાનતા અહિંસાથી આવી હોય તો જ કાયમી બને. સમાનતા લાવવા દરેક જણે પોતાથી શરૂઆત કરવી જોઈએ. આપણે સમજીએ કે આપણી વ્યક્તિગત જરૂરિયાત માટે ઓછામાં ઓછું ધન ખર્ચીએ ને બાકીનું સમાજના હિતને માટે થાપણ તરીકે છે. સારા વિચારથી ને સાદી રહેણીથી જીવન ઉન્નત થાય છે એ વાત જો લક્ષમાં આવે તો પછી અસમાનતા દૂર કરવી મુશ્કેલ નહિ પડે. સામાજિક માનપાન કે દરજ્જો ધન કે કુળ પરથી નહિ પણ ચારિત્ર્ય અને સેવા પરથી ગણાવાં જોઇએ. મૂડીદારો ને મજૂરોને સારા કામના દર ને જીવનની સગવડો પૂરી પાડે, એટલે કે તેને સારો આરોગ્યપ્રદ ખોરાક ને કપડાં, અનુકૂળ રહેઠાણ, બાળકોની કેળવણી, અને પોતાને માટે તથા પોતાનાં આશ્રિતો માટે આરોગ્યપ્રદ મનરંજન એટલું તો ઓછામાં ઓછું આવવું જોઇએ. અને તે પછી મજૂરોને મૂડીવાદીઓને થતા નફામાંથી ભાગ આપવો જોઇએ. જો રાજીખૂશીથી મૂડીવાદી ન સમજે તો પછી તેને રાજ્ય તરફથી

ભેગ કરવાની ફરજ પાડી શકાય.

(૬)

અહિંસા વિષે રાજેન્દ્રબાબુ કહે છે કે, અહિંસા એ બહુ ગહન તત્વ છે એને જીવનમાં ઉતારવું બહુ જ કઠણ છે. ઘણા લોકે અહિંસાને સમજતા નથી તેથી એની શકિત વિષે, તથા મર્યાદા વિષે મશ્કરી ને ઠેકડી કરે છે. એમ પણ કહેવામાં આવે છે, કે અહિંસા માનવીને કાયર ને બાયલો બનાવી દે છે. વળી એમ પણ કહેવામાં આવે છે કે જગતમાં કોઇએ રાજકીય બાબતમાં અહિંસાનો પ્રયોગ કર્યો નથી. અહિંસાથી કંઈ દેશનું રક્ષણ થઈ શકે નહિ. સાધારણ માનવીની વાત જવા દઇએ તો પણ બલબલા સંયમી ને મહાપુરુષો પણ ક્રોધને સંયમમાં રાખી શકતા નથી. ને ક્રોધ એ તો અહિંસાનું બીજું રૂપ છે. એટલે અહીં એ અવ્યવહારુ છે વગેરે.

આ બધી ખોટી વિચારભ્રમણાઓનું પરિણામ છે. એ વાત સમજી લેવી જોઇએ કે હિંસામાં કાયરતા છે, અહિંસામાં નહિ. જ્યાં કાયરતા હોય ત્યાં અહિંસા ટકી જ ન શકે. જો આપણે આપણા પ્રતિપક્ષીઓથી ડરતા હોઇએ, ને એ ડરના માર્યા એનું નુકસાન કરવા ઇચ્છતા ન હોઇએ તો એમાં અહિંસા નથી. પણ કોઇને નુકસાન પહોંચાડવું એ ચીજ જાતે ખરાબ છે તેથી આપણે નુકસાન ન પહોંચાડીએ તેમાં અહિંસા છે. કોઇને દુ:ખ દેવું એ અન્યાય છે, એવી સમાજમાં રહેણી છે. એથી એ કોઇને દુ:ખ થાય એવો વિચારમાત્ર નહિ કરે. પણ બીજાને દુ:ખ ન દેવું એમાં જ અહિંસા રહી નથી. પણ સાચી અહિંસા સામો ગમે એટલો જુલમ કરે તો યે તે હસતે મુખે સહન કરવામાં રહેલી છે. ને એ સહન કરતાં કરતાં

પણ સામા માણસ તરફ જરાયે દ્વેષ ન હોવો જોઇએ, એની પર પ્રેમ હોવો જોઇએ, એ ભાવનામાં રહેલી છે. સાચો અહિંસક પોતાના શારીરિક બળ પર નહિ પણ પણ આત્માના બળપર ઝઝૂમે છે. સાચો અહિંસાવાદી અન્યાય કદિયે બરદાસ્ત નહિ કરે. અહિંસામાં અન્યાયનો બદલો લેવાની ભાવના તો હરગિજ ન હોય પણ અન્યાયીનો હૃદયપલટો કરવાની વૃત્તિ હોય. અહિંસામાં સહન કરવાનું છે દુ ખોથી ડરવાનું નથી. પોતાનો પક્ષ સાચો છે એવો પૂરેપૂરો વિશ્વાસ રહેલો છે. ને આમ હોવાથી જ અહિંસા એ કાયરનું શસ્ત્ર નથી, શૂરવીરનું હથિયાર છે.

કેટલાક લોકો સામાન્યતઃ એવી દલીલ કરે છે, કે સામાન્ય માનવી કંઈ એવી અહિંસા પાળી ન શકે. એનામાં કંઈ એવી સહનશક્તિની અપેક્ષા ન રાખી શકાય. તો એના ઉત્તરમાં કહી શકાય કે સશસ્ત્ર લડાઈમાં ભાગ લેનાર પણ સાધારણ માનવીઓ જ હોય છે, જેઓ રણભૂમિમાં જ બહાદુર બની જાય છે. આમ કંઈ નિત્ય જીવનમાં એઓ શૂરવીર નથી હોતા. એટલે એમાં જરૂર કેવળ અભ્યાસની છે. ફોજના સિપાઈની બહાદુરી પણ અભ્યાસથી કેળવી શકાય છે. એની બહાદુરી બીક પર રચાઈ છે. એને એમ હોય છે કે સામાને જો હું નહિ મારી નાખું તો એ મને મારી નાખશે. આમ મરવાની બીક જ એની બહાદુરીને ઉત્તેજિત કરે છે.

અહિંસાત્મક ક્રિયા બીજી જાતની હોય છે. અહિંસાની કવાયત સંયમ છે. નાનપણથી જ જો અહિંસાની કેળવણી આપી હોય, તો આપોઆપ બાળપણથી જ નિર્ભયતાનો ગુણ કેળવી શકાય. અહિંસાત્મક શક્તિની એક વિશેષતા એ છે, કે, અહિંસક સૈનિક આપત્તિને નોતરે છે. એ બીજાને કષ્ટ આપવા ઇચ્છતો નથી, પણ પોતે કષ્ટ સહવા ઇચ્છે છે. એ દુશ્મનને વશ કરવા ઇચ્છે છે પણ તે બળથી

નહિ પ્રેમથી. આમ અહિંસાત્મક ક્રિયામાં એક જ પક્ષ પોતાને માથે બધો કષ્ટનો બોજો ઉપાડી લેતો હોવાથી એમાં એક પક્ષને સહન કરવું પડે છે. એટલે સહન કરવાનું અર્ધું થઈ જાય છે. આ ઉપરાંત અહિંસાત્મક સામનામાં હથિયારની કે શસ્ત્ર સરંજામની જરૂર પડતી નથી. એમાં તો આત્માની શક્તિ એ જ શસ્ત્ર છે, કે જેને માટે એક પાઈનો પણ ખર્ચ કરવો પડતો નથી. સાચી અહિંસા સ્થપાય તો પછી ન પોલીસની જરૂર પડે, ન અદાલતોની. ત્યારે પ્રેમનું સામ્રાજ્ય સ્થપાય. કોઈ કહે છે કે રોજીંદા જીવનમાં આવી અહિંસા શી રીતે ફેલાય કે વ્યવહાર બની શકે તો એના ઉત્તરમાં એટલું કહી શકાય કે સો એ નવ્વાણું ટકા તો આપણે બળ વિના, હિંસાનો આશરો લીધા વિના જ આપણો જીવનવ્યવહાર આચરીએ છીએ. તો પછી અહિંસાનો જે વિસ્તાર આપણને કરવાનો છે, તે બાકી રહેલા એક ટકા પૂરતો જ કરવાનો છે. એટલે આ વાત છે તે સાદી સીધી છે, જટિલ નથી, મુશ્કેલ નથી.

## (૭)

રાજેન્દ્રબાબુ માને છે કે આપણો દેશ હવે સ્વતંત્ર થયો છે તો એને એની પોતીકી રાષ્ટ્રભાષા હોવી જોઈએ. એ રાષ્ટ્રભાષા મોટા વર્ગની આમજનતા સમજે એવી હોવી જોઈએ. એ ભાષા દેવનાગરી તેમજ ઉર્દૂ બન્ને લિપિમાં લખાતી હિન્દુસ્તાની ભાષા જ હોઈ શકે, કારણ કે, સંસ્કૃતમય હિંદી, તેમજ ફારસીમય ઉર્દૂ બન્ને આમજનતા માટે નકામી છે. એમાં સંસ્કૃત શબ્દો આવે, ફારસી શબ્દો આવે તેમજ અંગ્રેજી ચલણી શબ્દો પણ આવે. પણ એ બધા શબ્દો હિન્દી, વ્યાકરણ પ્રમાણે જ જાતિ, વચન, કે પ્રત્યયને અનુસરે. એઓ ઇચ્છે છે કે આપણા આંતરપ્રાંતીય વ્યવહાર માટે રાષ્ટ્રભાષા તાબડતોબ વપરાશમાં આવે. આપણી અદાલતોમાં, આપણી બેઠકોમાં, આપણી

સરકારી ઓફીસોમાં રાષ્ટ્રભાષાનો ઉપયોગ થાય. અંગ્રેજી ભાષા આપણા આંતરવ્યવહાર માટે તો નાબૂદ થવી જ જોઈએ. તો જ આમજનતા રાજ્યકારભારમાં વિશેષ રસ લઈ શકશે, તો જ આમજનતાને સરકાર પોતાની છે, ત્યાં પોતાનો અવાજ સંભળાય છે એવી પ્રતિતી થશે. રાષ્ટ્રભાષા હિન્દના એકેએક જણે શીખી લેવી જોઈએ.

જેમ અખિલ ભારતીય વ્યવહાર માટે રાષ્ટ્રભાષાની ખીલવણી આવિસ્યક છે તેમ પ્રાંતના આંતરવ્યવહાર માટે સ્વભાષાની ખીલવણીની પણ જરૂર છે. માણસના પોતાના વિકાસ માટે, તેની સંસ્કૃતિના રક્ષણુ માટે અને તેના ઉંડામા ઉંડા વિચારો પ્રકટ કરવાના સાધન તરીકે માતૃભાષાની ખીલવણી આવસ્યક છે. પ્રાન્તીયભાષા અને રાષ્ટ્રભાષા એક બીજાની પૂરક છે, એ બે વચ્ચે ઝઘડો કે સ્પર્ધા ન હોય પણ સહકાર હોય. આપણે અંગ્રેજી રાજ્યને પરિણામે આપણી પોતાની માતૃભાષા તરફ એક જાતની બેદરકારી બતાવવાનું શીખ્યા છીએ. માતૃભાષાનુ અજ્ઞાન એ શરમની નહિ પણ મોટાઇની નિશાની મનાય છે તે દુઃખદ સ્થિતિ એકદમ દૂર થવી જોઈએ.

(૮)

આપણા સમાજમાં સ્ત્રીઓનો દરજ્જો પુરુષોથી હલકો હોય છે, તે સામે આપણે કટિબદ્ધ થવું જોઈએ. જો કે આપણા ધર્મશાસ્ત્રોએ તો સમાન હક્કની હિમાયત કરી છે, અને સ્ત્રીને પુરુષનું અર્ધું અંગ ગણવામાં આવી છે. એને શક્તિનું ગૌરવભર્યું નામ આપવામાં આવ્યુ છે. તે છતાં આપણા વહેમો, આપણા સામાજિક કુરિવાજો, આપણને સ્ત્રીનું સમાજમાં જે યોગ્ય સ્થાન છે તે મેળવતા અટકાવે છે. સ્ત્રી ને પુરુષમાં બન્નેનું સ્થાન સરખું હોવું જોઈએ. એ બે વચ્ચે કશો ભેદભાવ કે અંકુશ ન હોવો જોઈએ. આથી પડદાની પ્રથા ને બાળ લગ્નની

પ્રથા દૂર થવી જોઈએ, વિધવા વિવાહ, વારસા હક્ક, શિક્ષણને માટે સરખી તકો મળવી જોઈએ. સ્ત્રીઓને ડૉક્ટર, નર્સ, શિક્ષિકા, વગેરે કાર્યક્ષેત્રમાં પોતાનો વિકાસ સાધવાની પૂરી તક મળવી જોઈએ. અર્થાત્ સ્ત્રી ને પુરુષ બન્ને સહકારથી કામ કરે, સ્પર્ધા ન કરે. સ્ત્રીઓની ઉન્નતિ પુરુષની હરિફાઈ કરવામાં નથી પણ પુરુષની પડખે રહી એને પ્રેરણા આપવામાં છે. સમાજનાં સ્ત્રી ને પુરુષ બન્ને અંગો સરખાં મહત્વનાં છે. એનું એક અંગ વિકાસ પામે અને બીજું અણવિકસ્યું રહી જાય એ પરિસ્થિતિ જ ન હોવી જોઈએ. કારણ તો તો સમાજ બેડોળ બની જશે, જોવાય ન ગમે એવો બની જશે, એટલે સમાજની સુંદરતા માટે એ બન્નેના સરખા વિકાસની જરૂર છે.

(૯)

રાજેન્દ્રબાબુ માને છે, કે રાજકારણમાં સાચા સેવકે ભાગ ન લેવો જોઈએ. એઓ કહે છે કે સેવકનું સ્થાન તો હંમેશાં ખાલી હોય છે. એમાં ભીડ નથી હોતી. ભીડ તો થાય છે સેવાના ઇનામની વહેંચણી વખતે. ઇનામની અપેક્ષા ન રાખનારો એક જ હોય. અત્યારે આપણે ત્યાં સાચા સેવકોની ઘણી જગ્યાઓ ખાલી જડે. સાચા સેવકે તો એકાદ ગામડું પકડી, એ ગામડામાં જઈ ને પોતાની જાતને ત્યાં દાટી દેવી જોઈએ. એ ગામડાનો સર્વાંગી ઉદ્ધાર કરવો જોઈએ. ને એ રીતે બીજા ગ્રામ સુધારકોને દાખલો બેસાડવો જોઈએ. એઓ કહે કે, ધારાસભા કે કોંગ્રેસના કોઈ પણ હોદ્દા માટે જે લાલચ રાખે ને એને માટે પ્રયત્ન કરે તેને એ અધિકાર ને એ પદ કોઈવાર ન આપવું જોઈએ. એ પદો તો સાચા સેવકને આપવાં જોઈએ. એ પદ કે અધિકાર એની પાસે જાય. સેવક એ પદ કે અધિકાર માટે ફાંફાં મારતો જાય એવી પરિસ્થિતિ ન જ હોવી જોઈએ. જનતા પોતાનો નેતા નિયુક્ત કરે. નેતા થનારો જનતા પાસે એ પદની ભીખ માંગતો ન જાય.

પોતાનાં ઢોલ પોતે પીટવાં એના જેવું હીન કાર્ય બીજું કોઈ નથી. આથી રાજેન્દ્રબાબુ ઇચ્છે કે ચૂંટણીમાં પોતાની ઉમેદવારી કોઈ ન નોંધાવે પણ જનતા જ ઉમેદવારોને પસંદ વિના અરજી કર્યે કરી લે. આ કારણે આપણે જો સાચું લોકતંત્ર સ્થાપવું હોય તો આપણી નેમ હોવી જોઈએ સેવા. પ્રતિષ્ઠા કે એવો બીજો સ્વાર્થ નહિ.

પણ રાજેન્દ્રબાબુને એઓ પાર્લામેન્ટરી બોર્ડના સભ્ય હતા, તે વખતના એમના અનુભવથી એમ માલુમ પડયું કે કોંગ્રેસના સેવકો પોતાની સેવાને વટાવવા ઇચ્છતા હતા. એઓ પોતાના કાર્યનો બદલો માગતા હતા. પછી એ સુધરાઈની ચૂંટણી હોય કે ધારાસભાની, અથવા તો કોંગ્રેસ સમિતિમાં જ કોઈ અગત્યનું કે મહત્ત્વનું કોઈને ઇર્ષ્યા આવે એવું સ્થાન હોય. આ સ્થાનો પર જઈ મનુષ્ય સેવા કરી શકે એ વિષે કોઈ શક નથી. પણ એ પદની ઇચ્છામાં સેવાભાવ પ્રબળ છે કે પોતાની મહત્તાકાંક્ષા તે તો કોણ કહી શકે? એ તો એ માનવીનું હૃદય પણ નહિ જાણતું હોય. આમ એમના અનુભવે એમને શીખવ્યું કે સાચા સેવકો તો જવલ્લે જ જડે. મોટે ભાગે તો એમની સેવા પાછળ અંગત સ્વાર્થની ભાવના રહેલી હોય છે.

આજ કારણથી રાજેન્દ્રબાબુ ઇચ્છતા કે જેલમાં પણ કેદીના अ, ब, क વર્ગો ન હોવા જોઈએ. એ વર્ગીકરણને એઓ ભેદનીતિ ગણે છે. એઓ તો એથી આગળ વધીને એમ કહે છે કે રાજકીય કેદીઓએ પણ બીજા કેદીઓથી પોતાનો વર્ગ અલગ રહે, ને બીજા કેદીઓ કરતાં પોતાને વધારે સગવડો મળે એ જાતની માગણી ન કરવી જોઈએ. કારણ એ જાતની માગણી એક જાતની ગુરુતા-ગ્રન્થિમાંથી જન્મેલી છે. ને એથી કાર્યકર્તા પોતાની જાતને બીજા કેદીઓથી ઊંચો માનવા લાગે છે. એ માનસ જ કાર્યકર્તામાં ન હોવું જોઈએ. એણે તો ગુનેગારોને પણ પોતાના ગણવા જોઈએ.

એમનાથી એ અભડાય નહિ પણ એમને જીતી લે. એમનો માનસ પલટો કરે. આમ સાચો કાર્યકર્તા પોતાને માટે ખાસ કોઈ જ સુખસગવડોની અપેક્ષા ન રાખે ને એ માટે તે પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે પ્રયત્ન પણ ન કરે.

( ૧૦ )

આપણા દૈનિકજીવનના કાર્યક્રમ વિષે પણ રાજેન્દ્રબાબુના નિશ્ચિત વિચારો છે. એઓ એમ માને છે, કે, આપણી ટેવો નિયમિત હોવી જોઈએ. આરોગ્યદાયી ને યોગ્ય આહાર હોવો જોઈએ. રોજ કસરત કરવી જોઈએ ને સંયમી જીવન જોઈએ. આપણા જીવનમાં નિયમિતતા તો હોવી જ જોઈએ. ગમે ત્યારે ખાવું, ગમે ત્યારે ઉંઘવું એવી સ્થિતિ ન હોવી જોઈએ. ખાવા માટે પણ આપણે ભાવે તે નહિ, પણ આપણા શરીરને માટે વધુ કયું જરૂરી છે તે આપણે સમજવું જોઇએ આપણે જીવવા માટે ખાવાનું છે, તે આપણે ભૂલી જઈએ છીએ. આપણે ત્યાં પરિસ્થિતિ એ છે કે ગરીબો પૌષ્ટિક આહારને અભાવે માંદા પડે છે, ત્યારે પૈસાદારો અતિ આહારના રોગે પીડાય છે. આપણે આપણા આહારમાં વારંવાર પ્રયોગો કરતાં રહેવું જોઈએ. રાંધવાની ક્રિયા જેટલે અંશે વધારે સાદી હશે તેટલે અંશે આપણો ખોરાક વધારે સહેલાઈથી પચે એવો બનવાનો. ચોખા, ઘઉં વગેરેમાંથી છડામણ ફેંકી ન દેવું જોઈએ. કારણ એમાં તો ખરાં પ્રાણપોષક તત્વો રહેલાં છે. આ ઉપરાંત શાકભાજી, પપૈયાં, કેરી, કેળાં વગેરે પણ શરીરને ઘણાં પોષક છે.

ચાલવું, આરોગ્યદાયી રમતો રમવી અથવા આસનો કરવાં, એમાંની એકાદ કસરત તો દરરોજ શરીર તાજગીભર્યું રહે તે માટે

કરવી જ જોઈએ. આ ઉપરાંત માણસે સંયમી રહેવું જોઈએ. માણસનું મન શુદ્ધ હોવું જોઈએ. પણ માનસિક શુદ્ધિનો આધાર મોટે ભાગે માણસ કઈ જાતનો ખોરાક લે છે, કેવું જીવન ગાળે છે, કેવી સોબત રાખે છે, કઈ ચોપડીઓ વાંચે છે તેની પર રહેલો છે.

(૧૧)

હિંદ આઝાદ થયું છે એટલું જ નહિ પણ જગતના સુધરેલા દેશોમાં પહેલી હરોળમાં આવ્યું છે. સ્વતંત્ર હિંદનો સમસ્ત કારભાર હવે હિંદીઓ જ કરશે એ સ્વાભાવિક છે. આથી હિંદની ભાવી લોકસભા તેમજ રાજસભાના ઉમેદવારોની લાયકાત વિષે રાજેન્દ્રબાબુ પોતાના પરિપક્વ વિચારો એમની અનન્ય લાક્ષણિક શૈલીમાં રજુ કરતાં જણાવે છે કે બંધારણ સભાએ હિંદના ભાવી રાજ્યબંધારણ સંબંધી બે મહત્વના નિર્ણય કર્યાં છે. એક હિંદના લોકશાહી રાજ્યબંધારણ માટે બ્રિટિશ રાજ્યબંધારણના નમૂનાની પસંદગી અને બીજો-પુખ્તવયના મતાધિકારનો સિદ્ધાંત મંજૂર રાખી બંને સભાના સભ્યોની સીધી ચૂંટણીનાં પક્ષમાં જાહેર કરેલો નિર્ણય. રાજેન્દ્રબાબુ આગળ ચાલતાં જણાવે છે કેઃ

> "દુનિયાના ઇતિહાસમાં આજસુધીમાં જેટલી ચૂંટણીઓ થઇ છે અને તેમાં જેટલાં સ્ત્રીપુરુષોએ મતદાર તરીકે ભાગ લીધો છે તેવી કોઈ પણ ચૂંટણીના કરતાં આપણા નવા રાજ-બંધારણ મુજબ થનારી પહેલી ચૂંટણીમાં વધારે સ્ત્રીપુરુષો ભાગ લેશે.
>
> "........બંધારણસભાએ ઉમેદવારોના કાબેલપણાની બાબતમાં કોઈ જાતનો નિર્ણય કર્યો નથી અને બંધારણના ખરડામાં એ બાબતનો કોઈ ઉલ્લેખ પણ નથી. આથી આ સવાલ ગંભીર વિચારણા માંગી લે છે.

"........લોકસભા તેમજ રાજસભાના પ્રતિનિધિની ચૂંટણી આમપ્રજા મત આપીને કરશે એ વાત સાચી હોવા છતાં કોઈ દગાખોર, જૂઠો આગેવાન જેનામાં મૂળે જ્ઞાનનું નામ ન હોય, ચારિત્ર ન હોય તે મતદારોને છેતરીને પોતાને માટે મત મેળવી શકે છે. સિદ્ધાંતોને ધોરણે પક્ષોની રચના થાય અને જિલ્લા, પ્રાંત કે ધર્મ વગેરેનો સંકુચિત ખ્યાલ રાખી અથવા એથી યે વધારે ભૂંડી રીતે ખુદ પ્રતિનિધિઓના સ્વાર્થના ખ્યાલ રાખી ન થાય તે સંજોગોમાં આવી ધારાસભાઓમાં સાચા, સેવાભાવી, ઉદાર દિલના અને પોતાના આખા યે મુલકની જરૂરિયાતોને સમજનારા લોકો જાય એ જરૂરનું છે. તેથી ચૂંટાઈ ને ધારાસભાઓમાં જનારા ઉમેદવારોમાં ઊંચી જાતની નૈતિક તેમજ બૌદ્ધિક લાયકાત હોય એ બીનાની ખાતરી કરવાની જરૂર રહે છે.

"........પુખ્ત ઉંમરની લાયકાત રાખવામાં આવે તો યે એમાં અમુક પ્રમાણમાં લોકવ્હેવારનું જ્ઞાન તેમજ અનુભવનો સમાવેશ થઈ જાય છે અને ધારાસભાના સભ્યોને માટે એવું જ્ઞાન તેમજ એવો અનુભવ ઘણી ઉપયોગી બાબતો છે પરંતુ કેવળ ઉંમરની લાયકાત પૂરતી નથી એ ચોખ્ખું છે. વિશ્વવિદ્યાલય તરફથી મળેલી ઉપાધિ કે પાસ કરેલી કોઈક પરીક્ષાનું પ્રમાણપત્ર અથવા કોઈ એક ખાસ સંસ્થામાં લીધેલી કેળવણીનું પ્રમાણપત્ર વગેરેને આધારે ઉમેદવારની કેળવણીને લગતી લાયકાતની પણ ખાતરી થઈ શકે. પરંતુ એવું બનતુ જોવામાં ક્યાં નથી આવતું કે કોઈ કોઈ માણસો ઘણા બુદ્ધિમાન હોય છતાં પરીક્ષાની કસોટીમાંથી પાર ન યે ઉતરે? આ ઉપરાંત એમાં વિચારવા જેવી વાત એવી છે કે કંઈ નહિ તો આજની મોજૂદ પરિસ્થિતિમાં આપણી પ્રજાના બહુ થોડા

ભાગના લોકોને પ્રાથમિક કેળવણીનો લાભ મળે છે તે વખતે આવી જાતનું લાયકાતનું ધોરણ રાખવાથી પ્રજાના બહુ મોટી સંખ્યાનાં માણસોને ચૂંટાવામાંથી બાદ રહેવું પડશે. પરંતુ એટલી જ બલકે એથી યે વધારે જરૂરી વાત ધારાસભાના સભ્યની નૈતિક તેમજ આધ્યાત્મિક લાયકાત પારખવાને માટે નિયમ બનાવવાની છે. પ્રમાણિકપણું, સેવાભાવ અને એવા જ બીજા ગુણોનું માપ કાઢવાને માપનું કંઈ સ્થૂળ સાધન યોજી શકાય એવું નથી. એ ગુણોને પારખવાનું સાધન હોય તો એટલું જ કે એ માણસના જીવનમાં એ ગુણો કેટલી હદ સુધી ઉતર્યા છે અને એના પાછલા જીવનનાં આચરણોનો બીજા લોકોને કેવી જાતનો અનુભવ છે......"

આ બધા વિચારો પરથી પ્રતીત થશે કે રાજેન્દ્રબાબુએ આપણા જીવનના મુખ્ય મુખ્ય પ્રશ્નો પર કેવો મૌલિક ને ગંભીર વિચાર કર્યો છે. એમના વિચારો કેવા સંગીન છે! ઘણાને એમના વિચારો આદર્શ લાગે, ઘણાને અવ્યવહારૂ લાગે, પણ રાજેન્દ્રબાબુએ અહિંસા વિષે કહ્યું છે તેમ એમના વિચારો અવ્યવહારૂ પણ નથી ને અશક્ય પણ નથી. એ સામાન્યજન જે આજે નીતિભ્રષ્ટ બન્યો છે તેની ઉન્નતિ શી રીતે થાય તેના માર્ગદર્શક સીમાચિહ્નો છે. એક અનુભવીના જીવનના રામનું નિદાન છે.



# પ્રકરણ ૧૬ મું

## રાજેન્દ્રબાબુ ને જવાહરલાલ

રાજેન્દ્રબાબુ ને જવાહર બન્ને હિન્દના પ્રથમ પંક્તિના નેતાઓ છે. રાજેન્દ્રબાબુ ને જવાહર બન્નેએ વર્ષો સુધી ત્રણ ત્રણ વાર કોંગ્રેસના પ્રમુખપદની ધુરાઓ વહન કરી છે. રાજેન્દ્રપ્રસાદ ને જવાહર બન્નેના એક જ ગુરુ. જેના ચરણે એઓ વિદ્યા ભણ્યા, સ્વતંત્રતાના પાઠ ભણ્યા, તેમ જ સત્યાગ્રહની મીમાંસા કરી. વર્ષો સુધી આ બન્ને બુઝર્ગ નેતાઓ કોંગ્રેસની કારોબારી સમિતિમાં છે. બન્ને વકીલો છે. બન્નેએ પોતાના શાળા ને કોલેજના શિક્ષણમાં ઘણું ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું ને પોતાના સમયમાં વિદ્યાર્થીઓમાં ઘણા લોકપ્રિય થયેલા. રાજેન્દ્રબાબુ ને જવાહર બન્ને કર્મયોગી છે. એઓ જીવનમાં આચરીને પછી લોકોને ઉપદેશ આપે છે. વર્ષો સુધી આ બન્ને નેતાઓ હોદ્દા-સ્વીકારની વિરુદ્ધ હતા. એઓએ મોતીલાલજી ને માલવીઆજી, દેશબંધુ ને લાલા લજપતરાય એઓનો ધારાસભા પ્રવેશ અંગે વિરોધ કરેલો. સરકાર જોડે કોઈ પણ જાતનો સહકાર સાધવાની નીતિને એમણે ઘાતક ગણેલી. બન્ને રચનાત્મક કાર્યક્રમમાં માનનારા ને પોતપોતાના પ્રાંતમાં રચનાત્મક કાર્યક્રમમાં લાગેલા. રાજેન્દ્રબાબુને પંડિત મોતીલાલજી જોડે પણ ઘણો ગાઢ સંબંધ હતો. મોતીલાલજીના મૃત્યુ સમયે પણ એઓ એમની પાસે જ હતા. રાજેન્દ્રબાબુ મોતીલાલજીના ઘરમાં

એક આત્મીય સ્વજન બની ગયેલા તો પંડિત જવારલાલજી પણ સદાકત આશ્રમમાં અનેકવાર આવી પોતાનું ઘર માનીને રહેલા. રાજેન્દ્રબાબુ માટે પ્રયાગ તો જવાહર માટે બિહાર પોતાના પ્રદેશો જ છે. વર્ષો સુધી સાથે રહી બન્નેની વિચારસરણીએ પણ હવે નિશ્ચિત આકાર ઘડ્યો છે. એટલે બન્નેનાં મન સમાન સ્થિતિમાં જ કાર્ય કરે છે. બન્ને એક જ દૃષ્ટિકોણથી એક જ પ્રશ્નને તપાસીને સમાન નિર્ણય પર આવી શકે છે. રાજેન્દ્રબાબુ તેમ જ જવાહર બન્ને છેક નાનપણથી જ રાષ્ટ્રપ્રેમના પાઠ પઢેલા. બંગભંગનાં આંદોલને બન્ને ઉપર બહુ પ્રબળ અસર કરેલી. રાજેન્દ્રબાબુ ને જવાહર બન્ને અહિંસામાં માને છે. એની શક્તિમાં બન્નેને સંપૂર્ણ વિશ્વાસ છે. રાજેન્દ્રબાબુ ને જવાહર બન્નેએ આપણા સત્યાગ્રહસંગ્રામોમાં આગળ પડતો ભાગ લીધો છે. બન્નેએ ગાંધીજી સમક્ષ પોતાના અલગ વિચારોને ને મતભેદોને તિલાંજલી આપી શિસ્તપાલન કર્યું છે. જવાહર અને ગાંધીજી વચ્ચે અનેક મતભેદો હતા. અસ્પૃશ્યતા નિવારણ આંદોલન સમયે, જમીનદારીના નાશની રીત વિષે, ગાંધી–અરવીન સમજુતી વિષે, ગોળમેજી પરિષદમાં ભાગ લેવા વિષે, કોમી–ચૂકાદા વિષે, એમ અનેકવાર મતાંતર થવા છતાં જવાહર આખરે તો ગાંધીજીની વિચારસરણીને માન્ય રાખી વળગી રહ્યા. તેવી જ રીતે રાજેન્દ્રબાબુ પણ ૧૯૧૯ના જલીયાવાળા બાગ પછી થયેલા સત્યાગ્રહના આંદોલન વખતે માનતા હતા કે વિદ્યાર્થીઓએ શાળા કોલેજનો બહિષ્કાર ન કરવો જોઈએ, ને પૂરતી સંખ્યામાં વિદ્યાર્થીઓ બહાર આવે તો જ, રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થાપવી. પણ, પોતે પોતાનો એ મતભેદ પકડીને બેસી રહ્યા નહિ ને એમણે પણ વિદ્યાર્થીઓને શાળા કોલેજનો બહિષ્કાર કરવાને વિનંતી કરી. પોતાના પુત્રોને તથા ભત્રીજાઓને અંગ્રેજી શિક્ષણની શાળાઓમાંથી ઊઠાડી લીધા ને રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થાપી. આમ બન્ને શિસ્તબદ્ધ સૈનિકો છે.

રાજેન્દ્રબાબુ તેમ જ જવાહરલાલજી બન્ને વિદ્યાવ્યાસંગી છે. બન્ને જણે પોતાના જેલજીવનનો ઉપયોગ અભ્યાસમાં તેમ જ પુસ્તકોના લેખનમાં કર્યો છે. જવાહરની આત્મકથા, કે ઇન્દીરાને પત્રો અથવા તો Discovery of India કે Glimpses of World History જેવાં ગૌરવભર્યાં પુસ્તકો જેલજીવનને પરિણામે આપણને મળ્યાં, તો રાજેન્દ્રબાબુએ પણ પોતાની આત્મકથા, India Divided, વગેરે પુસ્તકો જેલમાં જ લખ્યાં. રાજેન્દ્રબાબુ ને જવાહર બન્ને બહુશ્રુત છે. જવાહરનું Glimpses of World History વાંચવાથી કે એમની આત્મકથા વાંચવાથી કે એમનું Discovery of India વાંચવાથી એમનું અનેક વિષયોનું પ્રૌઢ તેમજ તલસ્પર્શી જ્ઞાન ને ચિંતન જણાઈ આવશે. તો બીજી બાજુ, રાજેન્દ્રબાબુની આત્મકથા વાંચવાથી સમકાલીન રાજકીય પ્રશ્નો વિષેની એમની ઊંડી વિચારણાનું, દરેક વિષયની એમની પ્રાજ્ઞતાનું દર્શન થશે. રાજેન્દ્રબાબુની Economics of Khadi જેવાં પુસ્તકો અથવા India Divided એમણે પોતાના વિષયનો કેવો સર્વગામી દૃષ્ટિથી ને તલસ્પર્શી અભ્યાસ કરે છે તે જણાય છે. એમણે India Divided લખતાં પૂર્વે જાણે હિન્દના રાજકારણનાં એકેએક પુસ્તકો જોઈ નાંખ્યાં હોય એવું એમની કૃતિ વાંચતાં પ્રતીત થાય છે. એ ગ્રંથ જાણે હિંદના રાજકીય ઇતિહાસનું દિગ્દર્શન કરાવે છે. જવાહર ને રાજેન્દ્રબાબુ બન્નેની આત્મકથાઓ વાંચવાથી આપણને હિન્દના છેલ્લાં ત્રીશ ચાલીશ વર્ષનો રાજકારણનો અભ્યાસ સહજ રીતે થાય છે. બન્ને પંડિતો હોવા છતાં બન્નેની દૃષ્ટિ રાજકીય હોય છે, અને એમનો પ્રિય વિષય રાજકારણ જ છે. હિન્દના બધા મહત્વના રાજકીય નિર્ણયો, બધી મહત્વની રાજકીય મંત્રણા, એ બન્નેની સલાહથી લેવાઈ છે. મહાસભાના મહામંત્રીનું પદ પણ આ બન્ને જણે ભોગવ્યું છે, ને પોતાને એ હોદ્દેથી એમણે દેશભરમાં ફરી, કોંગ્રેસ સમિતિઓની

રચના ને કાર્યપદ્ધતિનું અવલોકન કરી, તેમાં પોતાની-સલાહસૂચના આપી ઝઘડા મીટાવ્યા છે. આમ એક રીતે જોઇએ તો હિન્દના પ્રાણસમા આ બન્ને નેતાઓમાં સામ્ય ઘણું છે.

પણ એક બીજી.રીતે જોઇએ તો એ બન્ને નેતાઓમાં વૈષમ્ય પણ ઘણું છે. જવાહર એ મહાપુરૂષને ત્યાં જન્મેલા હતા, એટલે એમને જન્મથી મહત્તા વરી હતી. જ્યારે રાજેન્દ્રબાબુ તો એક સામાન્ય કુટુંબમાં જન્મેલા. એમણે જે કંઈ રાજકીય મહત્તા મેળવી, દેશના રાજકીય જીવનમાં જે અગ્રગણ્ય સ્થાન મેળવ્યું તે સ્વાયત્ત છે. જવાહરલાલને વકીલાત કરવાની ખાસ જરૂર પડી નથી, ત્યારે રાજેન્દ્રબાબુને તો કુટુંબનો ભાર વકીલાતના ઉપાર્જનથી નભાવવો પડતો. રાજેન્દ્રબાબુ એટલે પોતાના કુટુંબના નભાવનો પ્રશ્ન અને એ પ્રશ્ન રાજેન્દ્રબાબુને વારંવાર મૂંઝવનારો થઈ પડયો છે. જ્યારે દ્રવ્યની છોળો ઉડતી હોય એવા કુટુંબમાં જન્મેલા પંડિતજીને તો એ પ્રશ્ન કદીય મૂંઝવતો નથી. રાજેન્દ્રબાબુને જે મોટી મુશ્કેલી વારંવાર એમના કાર્યમાં નડતરરૂપ નીવડી છે, તે એમની નાદુરસ્ત તબિયત છે. ઘણી અતિ મહત્વની કોંગ્રેસની બેઠકોમાં, ઘણી મહાસભાસમિતિની ચર્ચાઓમાં એમના વ્યાધિને લીધે એઓ જઈ શકયા નથી. એ કારણે એઓ પોતાની પૂરતી શક્તિનો લાભ દેશને આપી શકયા નથી. બીજું, રાજેન્દ્રબાબુ એ પૂરેપૂરા હિન્દવાસી છે. એમની રહેણીકરણી, એમની રૂચિઓ, એમની ભાવનાઓ, એ બધું હિન્દી હોવાથી એઓ વિલાયત ગયા તો પણ ખાદીનાં કપડાં સીવડાવતા ગયા. ને ત્યાં પણ વિલાયતી પોષાક નહિ પણ હિન્દી પોષાક જ પહેરેલો. અને એ રીતે એમણે વિલાયતમાં પોતાપણું કાયમ રાખેલું, જ્યારે જવાહરલાલની રહેણીકરણી, શોખો, રૂચિઓ, અંગ્રેજી ઢબની હોવાથી એઓ વિલાયતમાં વિલાયતી પોષાક પહેરે, ત્યાંના રીતરિવાજો પાળે. આ કારણથી જ

જવાહરલાલની હિન્દ કરતાં આંતરરાષ્ટ્રીય સંબંધો તરફ દૃષ્ટિ વિશેષ છે. એઓ હિન્દનો વિચાર આંતરરાષ્ટ્રીય સંપર્કની દૃષ્ટિએ કરશે. આજ કારણથી એઓ હિન્દ, બ્રિટીશ કૉમનવેલ્થમાં રહે એમ ઇચ્છે, કાશ્મીરનો પ્રશ્ન યુ. એન. ઓ. માં લઈ જાય, તથા યુ. એન. ઓ. માં શ્રદ્ધા વ્યક્ત કરે, જ્યારે રાજેન્દ્રબાબુની દૃષ્ટિ રાષ્ટ્રીય જ રહી છે. એમને હિન્દના પ્રશ્નોની સમજ વધારે સારી, ને, વ્યવહાર હોય છે. જવાહરલાલજી અને રાજેન્દ્રબાબુમા એમ બીજો મહત્વનો ભેદ એ છે, કે, જવાહરલાલજીનો સ્વભાવ પુષ્કળ લાગણીપ્રધાન અને હૃદયથી દોરવાય એવો, જ્યારે રાજેન્દ્રબાબુ સ્વસ્થ ને લાગણીથી ન દોરવાતાં કોઈ પણ પ્રશ્નનો બધી દૃષ્ટિએ સમતાથી વિચાર કરે એવા. જો કે, કેટલાક પ્રસંગોએ તો એઓ પણ ખૂબ જ લાગણીવિવશ બની જાય છે. ૧૯૨૨ માં જ્યારે અમદાવાદમાં મહાત્માજી પર મુકદ્દમો ચાલ્યો, ને અદાલતે ગાંધીજીને છ વર્ષની સજા ફરમાવી, ત્યારે રાજેન્દ્રબાબુ ગાંધીજી પાસે જ હતા, અને એઓ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યા હતા. આમ છતાં એઓ કટોકટીના સમયમાં પણ મન સ્વસ્થ રાખી કાર્ય કર્યે જાય. જેમકે બિહારના ભૂકંપ વખતે આવી દીલ પીગળાવનારી કહાણી હોવા છતાં, એઓ રાહતનું કાર્ય સ્વસ્થતાથી કરી શકતા હતા. રાજેન્દ્રબાબુ ને જવાહરલાલ એ બન્નેને એટલું સારું હતું કે એમના સ્વજનો તરફથી સેવાના કાર્યમાં મોટો વિક્ષેપ નડયો નહિ પણ જવાહરલાલના પિતાજી ને રાજેન્દ્રબાબુના મોટા ભાઈ, પણ, રાષ્ટ્રીય કાર્યમાં લાગી ગયા.

જવાહરલાલજી ને રાજેન્દ્રબાબુ બન્ને વચ્ચે કાર્યરીતિનો ફરક એ છે કે, પંડિતજીએ પોતાનો પક્ષ રચ્યો નથી. એમણે પોતાનું આગવું, મંડળ રચ્યું નથી કે નથી, હોદ્દા માટે કદીય કાવાદાવા કર્યા, નથી, કંઈ પ્રયત્ન કર્યો. જ્યારે રાજેન્દ્રબાબુએ પણ બહુ જ સરળતાથી

કોંગ્રેસનું કાર્ય કર્યું છે. પણ એમની આસપાસ અભાનપણે પણ એમને જ વફાદાર કહી શકાય એવો સારો જેવો પક્ષ જામ્યો છે, કે જે રાજેન્દ્રબાબુનો પડતો બોલ ઝીલી લેવાને હંમેશાં તૈયાર હોય છે, આ જ કારણથી રાજેન્દ્રબાબુએ આ વખતે કોંગ્રેસના પ્રમુખની ચૂંટણી વિષે જે છેલ્લું નિવેદન બહાર પાડયું તેને અંગે બિહારના લગભગ બધા મતો પટ્ટાભીને મળ્યા. રાજેન્દ્રબાબુ પણ આમ તો પંડિતજી જેવા સાદા, સરળ, દાવાદાવા વિનાના માનવી છે; પંડિતજીની જેમ સેવા વ્રતી છે, ને પોતાના જીવનની એકેએક ક્ષણ દેશકાર્યમાં જ ખર્ચે છે. પણ આજે રાજેન્દ્રબાબુનો પક્ષ છે, પંડિતજીનો નથી જો કે પંડિતજીના પ્રાંતમાં એમને માટે મરી ફીટનારા હજારો લોકો છે, ને એમના પ્રાંતમાં એમની લોકપ્રિયતા, બિહારમાં રાજેન્દ્રબાબુની હોય તેટલી જ છે. પરંતુ જવાહરલાલજી પાસે પોતાના જ કહી શકાય એવા થોડા કાર્યકર્તાઓને ગમે ત્યારે બોલાવીને, પોતે હુકમ કરે તે કાર્ય કરાવી શકે એવા માણસો નથી.

રાજેન્દ્રબાબુ પહેલેથી જ ગાંધીવાદી વિચારસરણીના છે. એઓ સમાજવાદના સિદ્ધાંતોમાં માનતા હોવા છતાં એમનું વલણ ગાંધીજી તરફ છે, જ્યારે પંડિતજીની હમદર્દી સમાજવાદીઓ તરફ વિશેષ હોવાથી, એઓ એક બાજુ ગાંધીવાદ તરફ ઢળતા હોય તો બીજી બાજુ સમાજવાદના સિદ્ધાંતો પણ અપનાવતા હોય તેથી એમનું મન ડામાડોળ સ્થિતિમાં રહેતું હોય. આથી જ પંડિતજી જ્યારે જ્યારે કોંગ્રેસના પ્રમુખ ચૂંટાયા ત્યારે, એમણે કોંગ્રેસની કારોબારી સમિતિમાં થોડા સમાજવાદીઓને લેવાની ઈચ્છા દર્શાવી. તે વખતે રાજેન્દ્રબાબુએ પંડિતજીને કહેલું કે, 'તમે જો એકલા સમાજવાદીઓની કારોબારી રચો તો પણ અમે તમને પૂરતો સહકાર આપીશું. પણ જેમની વચ્ચે મેળ ખાઈ શકે, જેમની વિચારસરણી વધારે એકરાગી હોય

તેવાઓની કારોબારી રચો.' પણ પંડિતજી રહ્યા આદર્શની ભૂમિમાં વિહરનારા, એટલે એમનો વિચાર હતો, આ બન્ને પક્ષો વચ્ચે મેળ ખવડાવવાનો. તેથી જ એમણે બન્નેના પ્રતિનિધિઓ કાર્યવાહક સમિતિમાં લીધા. પણ રાજેન્દ્રબાબુ જણાવે છે તેમ એ પ્રયોગ કંઈ જોઈએ એવો સફળ બન્યો નહિ. કારણ કે બન્ને વિચારસરણીવાળાઓ વચ્ચે મેળ ખાઈ શકે એમ હતું નહિ. એકપક્ષ ધારાસભામાં જવામાં માગતો હોય, બીજો એની વિરુદ્ધ હોય, ત્યાં શી રીતે બન્ને વચ્ચે એકરાગ થઈ શકે ? જો કે, પંડિતજી પણ ધીમે ધીમે વધારે ને વધારે ગાંધીવાદ તરફ વળતા ગયા, ને તેથી પંડિતજી ને રાજેન્દ્ર-બાબુના વિચારોમાં, સમાનતા આવતી ગઈ. ને, પરિણામે આજે સમાજવાદીઓ જવાહરને, હડતાળની ધમકીઓ આપે છે, જવાહરની સરકાર એ મુડીવાદીઓના હાથમાં રમે છે, એવા આક્ષેપો મૂકે છે. રાજકારણના રંગ તો એવા જ હોય છે !

પંડિતજી ધર્મમાં માનતા નથી. એમને મન સમાજવાદીઓની જેમ ધર્મ એ મુડીવાદીઓએ ગરીબોને ગરીબ રાખવા રચેલી માયા-જાળ છે, જ્યારે રાજેન્દ્રબાબુ એ પરમશ્રદ્ધાળુ છે. એઓ પ્રાર્થનામાં માને, પ્રાર્થના કરે, ધાર્મિક વિધિઓ રીતસરની કરે. આમ એમનું વલણ આધ્યાત્મિક વધારે. રાજેન્દ્રબાબુ તુળશી રામાયણમાંથી પ્રેરણા લે, ઉપનિષદોમાંથી બોધપાઠ લે. જ્યારે જવાહરને માર્ક્સ ને લેનીનનું આકર્ષણ વધુ. પંડિતજી સ્વભાવે ભોળા જ્યારે રાજેન્દ્રબાબુ ચકોર. સામાથી એ બહુ અંજાય નહિ. જવાહરલાલજીના ગમા અણગમા એક ઘડી પણ છૂપા ન રહી શકે. એઓ ઘડીઘડીમાં ગુસ્સે થાય. જરા જરામાં એમનો દિમાગ તેજ બને. ત્યારે રાજેન્દ્રબાબુ દરેક પ્રસંગે સ્વસ્થતા જાળવે, ક્રોધ તો કરે જ નહિ. મન તો ગમે તેવી સ્થિતિમાં પણ સ્વસ્થ જ રહે. ને એમના મનમાં શુ ચાલે છે

તેનો અજુસારો સરખો સામાને ન જાય એવી રીતે વર્તે.

આમ પંડિતજી ને રાજેન્દ્રબાબુ વચ્ચે કેટલાંક આમળ પડતાં આવ્યો ને વેધ્યો છે. બન્ને દેશના લાડીલા નેતાઓ છે. બન્ને દેશ માટે એકસરખા જ અગત્યના છે. બન્ને પોતપોતાની રીતે દેશસેવા કરે છે. દેશને બન્નેની જરૂર છે. એને બંધારણસભાના પ્રમુખ પણ જોઈએ છે, ને રાષ્ટ્રનો વડો પ્રધાન પણ જોઈએ છે. બેમાંથી એક વગર રાષ્ટ્રને ચાલે નહિ. બન્ને એકબીજાનાં પૂરક છે.



## પ્રકરણ ૧૭ મું

### રાજેન્દ્રબાબુ ને સરદાર

ગુજરાતમાં જે સ્થાન સરદારનું છે, તે સ્થાન બિહારમાં રાજેન્દ્રબાબુનું છે. વલ્લભભાઈ ગુજરાતના સરદાર તો રાજેન્દ્રબાબુ બિહારના સરદાર છે. ગુજરાતના કાર્યકરો જેમ સરદારનો પડતો બોલ ઝીલી એમની આજ્ઞાનું અંધપાલન કરે, તો, એ જ સ્થિતિ રાજેન્દ્રબાબુની બિહારમાં છે.

એક દષ્ટિએ જોઇએ તો રાજેન્દ્રબાબુ ને સરદાર એ બન્નેની સરખામણી કરવા બેસીએ, બન્નેની જીવન રીતિઓ, બન્નેના સંસ્કારો, બન્નેની કેળવણી ને કાર્યપદ્ધતિ વગેરેનું પૃથક્કરણ કરીએ તો, એમાંથી જે નવનીત નીકળે તે બહુ મૂલ્યવાન થાય. એ મંથન કરતાં પ્રથમ તો આપણને જડે છે, બન્નેની બાળપણની સ્થિતિની સમાનતા. બન્ને ગામડાના સામાન્ય કુટુંબમાં કશીય સગવડ વિના, કશીય વિશિષ્ટતાભર્યાં વાતાવરણ વગર જન્મેલા. બન્ને ભર્યાં ભર્યાં કુટુંબમાં ઉછરેલા. બન્નેને રાજકીય નેતાગીરીનો વારસો નહોતો. બન્નેને એ સમયની પરિસ્થિતિએ જ રાજકીય નેતાઓ બનાવ્યા. સરદાર ને રાજેન્દ્રબાબુ બન્નેને નાનપણમાં ગામડી નિશાળદ્વારા ગામડાનું શિક્ષણ મળેલું. જીવનની વિષમતાનો સામનો બન્નેએ નાનપણમાંથી જ કરેલો હોવાથી, ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિ, ગમે તેવી, મુશીબતો એમને ડરાવી શકે નહિ.

સરદાર વિદ્યાર્થી તરીકે ખૂબ જ તોફાની ને શિક્ષકોને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવનારા, જ્યારે રાજેન્દ્રબાબુ અભ્યાસરત, ગંભીર ને શાંત હતા. ઉચ્ચ શિક્ષણ લઈ શકે એવી સ્થિતિ બન્નેમાંથી એકેની નહિ. તેથી સરદારે મેટ્રીક થઈને તુરત જ વકીલાતનું શીખવા માંડ્યું. જ્યારે રાજેન્દ્રબાબુએ છાત્રવૃત્તિ મેળવી ઉચ્ચ શિક્ષણ લેવા માંડ્યું. રાજેન્દ્રબાબુને અભ્યાસકાળમાં રાષ્ટ્રીયતાનો, સ્વદેશીનો ને સેવાવૃત્તિનો નાદ લાગેલો. બંગભંગે એમને રાષ્ટ્રીયતા તરફ પ્રેર્યા. 'ડોન સોસાયટી' એ એમને દેશના પ્રશ્નોની સમજ આપી. જ્યારે સરદારને રાષ્ટ્રીયતાનો પવન બહુ મોડો સ્પર્શ્યો. અભ્યાસકાળ દરમિયાન જ રાજેન્દ્રબાબુની પરીક્ષા ગોખલેએ કરેલી ને એમને પોતાની જોડે દેશસેવામાં જોડાવાનું આવાહન આપેલું.

રાજેન્દ્રબાબુ તેમજ સરદાર બન્નેએ પોતાના જીવનની શરૂઆત વકીલાતથી કરી. બન્નેએ શરૂઆતથી જ વકીલાતમાં પ્રતિષ્ઠા જમાવી. સરદારને જેમ બોરસદથી ગોધરા, ને આણંદ, એમ વકીલાતનાં સ્થાનો બદલવાં પડયાં તેવી જ રીતે રાજેન્દ્રબાબુએ પણ કલકત્તામાં વકીલાતની શરૂઆત કરી પછી પટણામાં હાઈકોર્ટ ખુલતાં પટણા આવ્યા. બન્નેએ ૧૯૨૧ના સત્યાગ્રહ સમયે પોતપોતાની વકીલાત છોડી ને જંગમાં ઝંપલાવ્યું. બન્નેએ પોતપોતાની રીતે પોતાના સર્વસ્વની કુરબાની કરી. રાજેન્દ્રબાબુ ને સરદાર બન્ને મહાત્માજીને ચરણે બેસી સત્યાગ્રહના ને યુદ્ધનીતિના પાઠ શીખ્યા. ગાંધીજી ચંપારણ્યમાં આવ્યા ને એમની કાર્યરીતિ જોઈ, એમની ગરીબો માટેની તમન્ના જોઈ, એઓ જેલમાં જવા તૈયાર થયા ને ત્યારથી એઓ દેશસેવાનું કાર્ય અવિરત કરતા રહ્યા. સરદાર ખેડાના સત્યાગ્રહ વખતે ગાંધીજી જોડે જોડાયા, તે જોડાયા જ. ને ત્યારપછીથી તે આજદિન સુધી એઓ ગુરુને ચરણે પાઠ પઢતા જ આવ્યા છે.

રાજેન્દ્રબાબુ ને સરદારે આજસુધીની બધીય સત્યાગ્રહ લડતોમાં ઝંપલાવ્યું, જેલવાસ અનુભવ્યો, સરકારી જુલમો સહન ક્યાં. સરદારે સત્યાગ્રહ લડત દરમિયાન ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનામાં સક્રિય ફાળો આપ્યો, તો રાજેન્દ્રબાબુએ બિહાર વિદ્યાપીઠની સ્થાપના કરી. વલ્લભભાઈએ પ્રત્યક્ષ અધ્યાપન કાર્ય કર્યું નહિ, ત્યારે રાજેન્દ્રબાબુએ પ્રત્યક્ષ અધ્યાપન કાર્ય કર્યું. સરદારે પોતાના પ્રાંતના ખેડા સત્યાગ્રહમાં ઝંપલાવ્યું તો રાજેન્દ્રબાબુએ ચંપારણ્યના. દેશીરાજ્યોના ઝઘડામાં પણ બન્ને પડેલા. સરદાર રાજકોટ સત્યાગ્રહમાં પડયા તો રાજેન્દ્રબાબુ બેતીયા રાજ્ય સામે ઝઝૂમ્યા. સરદારે ગુજરાતમાં જે જે કુદરતી આફતો આવી તેની સામે રાહત કાર્ય કર્યું, ને તેમાં વિશેષ કરીને ગુજરાત રેલસંકટ વખતે એમણે જે પ્રચંડ કાર્ય કર્યું, હજારોની સંખ્યામાં સ્વયંસેવકોને ગામેગામ મોકલી જાન માલની ખુવારી અટકાવી તો તેવી જ રીતે રાજેન્દ્રબાબુએ પણ પોતાના પ્રાંતમાં આવેલી કુદરતી આફતોમાં રાહતનું કાર્ય પોતાની જાત ખરચીને, પોતાના શરીરની સ્વસ્થતાનો ભોગ આપીને કર્યું. એમાં વિશેષ નોંધપાત્ર બિહારનો પ્રચંડ ભૂકંપ હતો. મહિનાઓ સુધી ગામેગામ રખડીને, પોતે બિમાર હોવા છતાં, એઓ દિવસ ને રાત જોયા વિના એ કાર્યમાં લાગી ગયા. ભૂકંપ પછી રેલસંકટ આવ્યું. તે સમયે પણ રાજેન્દ્રબાબુએ એનું નિવારણ પોતાના કાર્યકૌશલથી કર્યું. આમ સરદાર ને રાજેન્દ્રબાબુ બન્નેએ પોતાના પ્રાંતમાં સાચા સેવાભાવી કાર્યકર્તાઓનું જૂથ ઊભું કર્યું. સરદાર તેમજ રાજેન્દ્રબાબુ બન્નેએ કોંગ્રેસના સ્વાગતાધ્યક્ષ તેમજ કોંગ્રેસના પ્રમુખનો ઊંચામાં ઊંચો હોદ્દો સંભાળ્યો છે. બન્ને ૧૯૩૪ સુધી ધારાસભા બહિષ્કારના ચૂસ્ત હિમાયતી હતા અને એથી બન્ને રચનાત્મક કાર્યમાં પરોવાયલા હતા. પણ ૧૯૩૪માં કોંગ્રેસની નીતિ બદલાતાં એમણે બન્નેએ કોંગ્રેસનો પાર્લામેન્ટરી કાર્યક્રમ

સંભાળી લીધો ને ધારાસભાની ચૂંટણી વગેરેના કાર્યક્રમમાં એમણે સક્રિય ફાળો આપ્યો. પછી જ્યારે મધ્યસ્થ સરકાર રચવાનો સમય આવ્યો ત્યારે પણ એ બન્નેએ પોતાને નિયત કરેલા સ્થાનને જરાય આનાકાની વિના શોભાવ્યું. સરદાર ને રાજેન્દ્રબાબુ બન્ને શાંત, ગંભીર, સ્થિરચિત્ત માનવીઓ છે. લાગણીના પ્રવાહમાં એઓ તણાતા નથી. પરદેશયાત્રા તો બન્નેએ કરેલી. એક બેરીસ્ટરીનો અભ્યાસ કરવા, બીજાએ વકીલાતના ધંધાને અંગે. સરદાર ને રાજેન્દ્રબાબુ બન્નેને પોતાના કાર્યમાં મદદ કરે એવા, પોતાના કાર્યને આગળ ધપાવે એવા ભાઈઓ મળેલા. ને બન્નેએ એ ભાઈઓને દુર્ભાગ્યે એમના જીવનકાળમાં જ ખોયા. રાજેન્દ્રબાબુ ને સરદારની રાજકીય વિચારસરણી એક જ પ્રકારની છે. બન્નેની મીટ હિંદ તરફ જ મંડાયલી હોય છે. બંને આંતરરાષ્ટ્રીય નહિ પણ વિશેષતઃ રાષ્ટ્રીય જ છે. જો કે, રાજેન્દ્રબાબુ હિંદ તરફથી લંકા, બ્રહ્મદેશ એમ સ્થળે સ્થળે ફર્યા છે ખરા, પણ એઓ વિશેષતઃ તો રાષ્ટ્રીય નેતા જ છે. બન્ને ગાંધીપક્ષના હોવાથી એમનો જાહેર મતભેદ થયો જ નથી. બન્નેએ પોતાની છેલ્લી ત્રણ દાયકાની જીંદગીની એકેએક ક્ષણ રાષ્ટ્રના કાર્યક્રમમાં ગાળી છે.

આમ આ બન્ને નેતાઓ વચ્ચે એક પ્રકારનું અદ્ભુત સામ્ય છે તો બીજી બાજુ, બન્ને વચ્ચે વૈષમ્ય પણ એટલું જ સ્પષ્ટ છે. રાજેન્દ્રબાબુ એ વિદ્યાભ્યાસંગી છે. એમનો આનંદ પુસ્તકો વાંચવાનો, અભ્યાસ કરવાનો, વસ્તુને મૂલગામી રીતે તપાસવાનો છે. એમને પ્રકૃતિનિરીક્ષણનો શોખ છે. ત્યારે સરદારને વાંચવું, અભ્યાસ કરવો વગેરે બહુ ગમતાં નથી. સરદાર પોતાના અનુભવો ને પોતાની માનવીપરીક્ષાની શક્તિ પર આધાર રાખે છે, જ્યારે રાજેન્દ્રબાબુ પુસ્તકના સિદ્ધાંતો ઉપર. રાજેન્દ્રબાબુ માનવીની પરીક્ષામાં કયારેક ભૂલે છે. એઓને માનવીમાં શ્રદ્ધા છે. જ્યારે સરદાર માનવી સારો

છે એમ સાબિત કરવાનું સામા માણસ પર છોડી દે છે. સરદાર વધારે વ્યવહારૂ છે, રાજેન્દ્રબાબુ નથી. બીજું, રાજેન્દ્રબાબુ સામાના દૃષ્ટિબિન્દુને સમજવા પ્રયત્ન કરે છે, તટસ્થવૃત્તિ રાખી શકે છે. એથી જ એઓ ૧૯૩૫માં જનાબ ઝીન્નાને મળી સમજૂતી માટે પ્રયત્ન કરે છે. લીગ કોંગ્રેસમંત્રીમંડળ સામે આક્ષેપો મૂકે છે તો, એ આક્ષેપોની એઓ જાતે તપાસ કરે છે, ને, તે તરફ લક્ષ આપે છે. આમ એમની નીતિ લોકશાહીની છે. સરદારની રીતિ સરમુખત્યારની છે. એઓને એકવાર માલૂમ પડયું કે, અમુક માનવીએ દગો દીધો, અથવા રાષ્ટ્રવિરોધી વલણ અખત્યાર કર્યું, તો એની પ્રત્યે એઓ જરા પણ રહેમ બતાવવાના નહિ. પણ, એની જોડે બહુ જ સખત હાથે કામ લેવાના. રાજેન્દ્રબાબુને એમ નથી. એઓ તો સામાની તરફ પણ પ્રેમની દૃષ્ટિથી જુએ, પોતાના વિરોધી તરફ દ્વેષ, કે, શિક્ષાની વૃત્તિ ન રાખે, પણ એની જોડે પ્રેમથી જ વર્તે. એ રીતે રાજેન્દ્રબાબુ ને સરદાર બેમાં ગાંધીજીના વધારે ચૂસ્ત અનુયાયી રાજેન્દ્રબાબુ કહી શકાય. રાજેન્દ્રબાબુને ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમમાં જેટલી શ્રદ્ધા તેટલી સરદારને નહિ. રાજેન્દ્રબાબુએ એથી અસ્પૃશ્યતાનિવારણ, હિંદુ–મુસ્લિમ ઐક્ય, પ્રૌઢ શિક્ષણ વગેરેમાં જેટલું ચિત્ત પરોવ્યું તેટલું સરદારે નહિ પરોવેલું. એનું મુખ્ય કારણ એ છે, કે સરદાર એ મુખ્યત્વે સૈનિક છે, જ્યારે રાજેન્દ્રબાબુ એ રચનાત્મક કાર્યકર્તા છે.

રાજેન્દ્રબાબુને વિવિધ વિષયોમાં ઊંડો રસ છે. જેમકે, એઓ વિલાયત જાય, તો, યુદ્ધવિરોધી સંમેલનમાં એટલી જ દિલચસ્પી લે, રોમાં રોલાંને મળે, ગોસેવાના પ્રશ્નમાં પણ ઊંડા ઉતરે. રાષ્ટ્ર ભાષાનાં પ્રશ્નની પણ કુશળતાથી છણાવટ કરે, હિન્દી સાહિત્ય સંમેલનમાં પણ પ્રમુખ તરીકે ચૂંટાય, હરિજન મંદિર પ્રવેશ માટે દક્ષિણ હિંદની યાત્રા કરી આવે. રંગુન જઈ, ત્યાંના હિંદીઓની સ્થિતિની

જાતે તપાસ કરે. બૌદ્ધમંદિરોના વહીવટના પ્રશ્નનમાં પણ ઊંડા ઉતરે, પટણા યુનિવર્સિટી બીલ સામે કમ્મર કસે, ખાદીની પ્રવૃત્તિ માટે આસામ સુધી ફરી આવે, મદ્યનિષેધ ને અફીણ જેવા કેફી પદાર્થોના પ્રચાર સામે આસામ જઈ આવી મોરચા માંડે. જ્યારે સરદારની પ્રવૃત્તિ રાજકીય ક્ષેત્રમાં જ મર્યાદિત છે. સરકાર જોડે ઝઘડવું અથવા તો સરકારનું તંત્ર ચલાવવું એ જ એમને સારી રીતે આવડે. આવી વિવિધ બાબતોમાં એ માથું મારે જ નહિ. એમને એમાં મઝા પણ ન પડે. સરદાર ને રાજેન્દ્રબાબુ એ બન્નેએ પોતપોતાના શહેરની સુધરાઈની ચૂંટણીમાં ભાગ લઈ, બન્ને મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે ચૂંટાયા. ને બન્નેએ અંત્યત કાબેલિયતથી પોતાનો હોદ્દો સંભાળી સુધરાઈમાં સારૂસુદી કરી. ને મ્યુનિસિપાલિટીને રાષ્ટ્રીય બનાવી, છતાં સરદારે કડક હાથે કામ લઈ, સુધરાઇને સરકાર વિરોધી મોરચો બનાવી, સરકારને એક પછી એક શિકસ્ત આપી. સુધરાઇને પૂર્ણતઃ રાષ્ટ્રીય બનાવી, સરકાર પાસેથી છીનવી લીધી, તો રાજેન્દ્રબાબુએ વધારે ધ્યાન, પટણા શહેરને નળ તથા વિજળી પૂરી પાડવા તરફ, મ્યુનિસિપાલિટીના હરિજનોની સ્થિતિ સુધારવા તરફ, એમની સામાજિક સુધારણા તરફ આપી. ને જ્યારે એમનો વિરોધ થયો, ને કાર્ય કરવાનું મુશ્કેલ લાગ્યું, ત્યારે એમણે રાજીનામું આપી દીધું. એમને બદલે સરદાર હોય તો પોતે રાજીનામું ન આપે, પણ સામાને રાજીનામું આપવું પડે, એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરે.

સરદાર ને રાજેન્દ્રબાબુ બન્નેનો હેતુ ઉચ્ચોચ્ચ હોવા છતાં બન્નેના સાધનોમાં ફેર રહે. રાજેન્દ્રબાબુ સત્ય, અહિંસા, વગેરે ઉચ્ચ સિદ્ધાંતોના માર્ગમાંથી કદિ ય ચ્યૂત થાય નહિ. અને જો એ સિદ્ધાંત અળગો મૂકી ગમે તેવું કાર્ય સધાતું હોય તો એઓ કાર્ય ન સાધે. ત્યારે સરદાર જો કાર્ય સધાતું હોય તો પછી સાધનની ઝાઝી પરવા ન

કરે. એઓ પડ્યંત્રના વિરોધી નથી. એઓ સામાને ફંફાવવા છૂપી યોજનાઓ કરે, મસલતો ચલાવે અને એ પ્રમાણે પોતાની મુત્સદ્દીગીરીનો પૂરેપૂરો ઉપયોગ કરે, ત્યારે રાજેન્દ્રબાબુ રાજકીય પુરુષ ખરા, પણ મુત્સદ્દી નહિ. આથી જ ૧૯૪૦ના વ્યક્તિગત સત્યાગ્રહ પછી, જ્યારે બારડોલીમાં લાંબામાં લાંબી કૉંગ્રેસની કારોબારી સમિતિની બેઠક મળી, ત્યારે બ્રિટીશો જો અમુક માગણીઓ મંજુર કરે તો યુદ્ધમાં મદદ આપવાનું સરદારે કબૂલ કર્યું. જ્યારે રાજેન્દ્રબાબુ તો પોતાના યુદ્ધવિરોધી સિદ્ધાંતને વળગી રહ્યા. ને, એમણે એ ઠરાવની વિરોધમાં મત આપ્યો, કારણ એઓ તો યુદ્ધમાત્રના વિરોધી હતા.

સરદારની પ્રકૃતિ રાજસી છે. એઓ ગુસ્સે થાય. એકવાર 'વિફર્યા તો સામાનું નામનિશાન ન રહેવા દે. એમની વાણી તીખી છે.' એમની વાણીમાંથી અગ્નિ વર્ષે છે. એમનાં ભાષણો સામાને દઝાડે એવાં હોય છે. જ્યારે રાજેન્દ્રબાબુની વાણી સંયમી છે. એમના ભાષણોમાં સામા પક્ષ પ્રત્યે પણ સહાનુભૂતિ હોય છે. એનું દષ્ટિકોણ સમજવાનો પ્રયત્ન હોય છે. એઓની વાણી વર્ષાની ધારા જેવી શાંતિદાયી હોય છે. એમની પ્રકૃતિ સાત્વિક છે.

રાજેન્દ્રબાબુ ને સરદાર વચ્ચે બીજો એક મહત્વનો ભેદ એ છે કે, સરદારનું જે પરિવર્તન થયું તે સહસા થયું, રાજેન્દ્રબાબુનું ક્રમશઃ. સરદાર પહેલા અંગ્રેજી પોષાકમાં સજ્જ રહેતા, કલબમાં પત્તા ખેલતા, એશઆરામની જીંદગી જીવતા, મજાક ઉડાવતા, અંગ્રેજી ભાષા તરફ મમતા રાખતા. જ્યારે રાજેન્દ્રબાબુનું ઘડતર પ્રથમથી જ રાષ્ટ્રીય. એમને અંગ્રેજી તરફ પક્ષપાત થયો નથી. પહેલેથી જ એમણે પટણા યુનિવર્સિટીમાં હિન્દી ભાષાનું માધ્યમ બને એવો આગ્રહ રાખેલો ને તે માટે અનેક વિરોધો છતાં પ્રયત્નો પણ કરેલા. એઓ વિલાયત ગયા તો પણ આપણા દેશી પોષાકમાં જ રહેતા. એમને એ પોષાકનો શોખ કદી

થયેલો જ નહિ. તે પ્રથમથી જ એઓ મુશ્કેલીમાંથી જ પસાર થયેલા એટલે એશઆરામની જીંદગી કે કલબજીવન એમણે આળેખ્યું જ નહિ. ભણતી વખતે પણ ટ્યુશનો કરતા. વકીલાત વખતે પણ વકીલાત ઘણી સારી ચાલતી હોવા છતાં એઓ ઘણોખરો પૈસો સેવાનાં કાર્યમાં જ ખર્ચી નાખતા. અંગત શોખને માટે એઓ કશું જ રહેવા દેતા નથી. એમણે જ્યારે વકીલાત છોડી, ત્યારે એમને નામે બેંકમાં માત્ર પંદર રૂપિયા જમા હતા. તે પરથી, રાજેન્દ્રબાબુ કેવા અપરિગ્રહી હતા તેની પ્રતીતિ થશે.

આમ આ બન્ને નેતાઓમાં વૈષમ્ય હોવા છતાં, પણ, બન્ને રાષ્ટ્રના સ્વાતંત્ર્યરક્ષણના સુકાની છે. રાજેન્દ્રબાબુ ગાંધીજીએ અધૂરૂં મૂકેલું રચનાત્મક કાર્ય સંભાળવાને, સરદાર રાજ્યતંત્ર ચલાવવાને. બન્ને વિના દેશને ચાલી શકે એમ નથી. નૂતન રાષ્ટ્રના ઘડતરના આ સંક્રાન્તિકાળમાં બન્ને અનિવાર્ય છે, એટલું જ નહિ પણ બન્ને અન્યોન્યના પૂરક છે.



# પ્રકરણ ૧૮ મું

## રાજેન્દ્રબાબુ ને રાજાજી

સામાન્ય રીતે આપણા નેતાઓ તરફ આપણે દૃષ્ટિપાત કરીએ તો એ જણાશે કે એમાંના મોટે ભાગે વકીલો છે. મહાત્માજી ને માલવીઆજી, રાજેન્દ્રબાબુ ને રાજાજી, મોતીલાલજી અને ચિત્તરંજન દાસ, સરદાર ને જવાહર, સર્વે વકીલાતના ધંધામાં પ્રાવીણ્ય મેળવી પછી રાજકીય નેતાગીરી મેળવવા ભાગ્યશાળી થયેલા. આથી રાજેન્દ્રબાબુ ને રાજાજીનો વિચાર કરતાં આપણી સમક્ષ જે બે મૂર્તિઓ ખડી થાય છે તે ધુરંધર કાયદેબાજ વકીલોની. એક કલકત્તા અને પટણાની અદાલતોને ધ્રૂજાવે છે, બીજો સેલમની ને મદ્રાસની. એક કલકત્તામાં વકીલાતની શરૂઆત કરી ત્યાંથી પટણા જાય છે. બીજો સેલમમાં શરૂઆત કરી ત્યાંથી મદ્રાસ જાય છે. વકીલ તરીકે બન્ને સુપ્રતિષ્ઠિત છે. બન્નેની બુદ્ધિપ્રતિભા નાનપણથી જ પંકાય છે. વિદ્યાર્થી તરીકે પણ રાજાજી ને રાજેન્દ્રબાબુ બન્ને ઝળકી ઉઠેલા. નાનપણમાં બંનેને નિશાળો બદલવી પડેલી.

રાજેન્દ્રબાબુ ને રાજાજી બંને સાધારણ સ્થિતિના માબાપના પુત્રો. બંનેના પિતા પાસે થોડી-જમીનદારી ખરી. પણ એ જમીનદારી એવી મોટી નહિ, કે, જેથી ઘરખર્ચ ઉપરાંત બચત રહે. ઉલટું કોઈ મોટો પ્રસંગ આવે ત્યારે દેવાં કરવાં પડે એવી બંનેના

ઘરની સ્થિતિ. આથી આ બે મહાપુરુષો નાનપણમાં પોતાની પ્રતિભાથી છાત્રવૃત્તિ મેળવીને જ ભણતા. એ છાત્રવૃત્તિ એમને છેક છેવટપર્યંત મળતી રહી. બંનેએ વકીલાતનો ધંધો જ પસંદ કરી, એ માટેનો અભ્યાસ આદર્યો. રાજેન્દ્રબાબુને નાનપણથી વિલાયત જવાનો શોખ ખરો. ને એ માટે એમણે બધી તૈયારીઓ પણ કરેલી. પણ એ શોખ કંઈ ફળ્યો નહિ. કારણ કે માતાપિતા તરફથી અનેક પ્રકારના અંતરાયો ઉભા થયા. જ્યારે રાજાજીને પહેલેથી જ વિલાયતનો મોહ નહિ. એ તો કોઈ પૂછે કે, "વિલાયત શા માટે નથી જતા ?" ત્યારે ઉત્તર આપતા, "મારો દેશ શું ખોટો છે કે મારે વિલાયત જવું પડે ?". આમ બંને જણ વિલાયત જતા નથી. રાજેન્દ્રબાબુએ બધી તૈયારીઓ કરી હોવા છતાં એમનાથી વિલાયત જવાતું નથી. તેનું એમને દુઃખ નથી. કારણ એ તો દરેક પરિસ્થિતિને સહન કરી લે અને અનુકૂળ બને એવા હતા. રાજેન્દ્રબાબુ ને રાજાજી બંને પોતાના વસ્ત્રોની સાદાઈ માટે જાણીતા છે. પ્રથમથી જ એઓની મોજશોખ તરફ વલણ નહોતી. એનું કારણ સાધારણ સ્થિતિમાં બંનેનો ઉછેર થયો હતો તે હતું.

રાજેન્દ્રબાબુ તથા રાજાજી બંને એક જ ગુરુના શિષ્યો. બંનેએ ગાંધીજી પાસે જ રાષ્ટ્રીયતા તથા દેશસેવાની દીક્ષા લીધેલી. રાજેન્દ્રબાબુએ એઓ ગાંધીજી જોડે સંપર્કમાં આવ્યા તે પૂર્વે પોતાની રીતે પટણા સુધરાઈ દ્વારા પોતાની દેશસેવાની વૃત્તિને અભિવ્યક્ત કરી, શહેરની સેવા કરી, તો રાજાજીએ પણ, સેલમની સુધરાઈના પ્રમુખપદે આવી, સેલમ શહેરને સુધારવા તનતોડ મહેનત કરી. રાજેન્દ્રબાબુએ પ્રમુખપદે હોવા છતાં જાતે હરિજનવાસમાં જઈ હરિજનોની સ્થિતિ સુધારવા પ્રયત્ન કર્યો તો રાજાજીએ પણ પોતે પ્રમુખ હતા ત્યારે હરિજનોને બ્રાહ્મણની વસ્તીમાં કામ કરવા મોકલી, એક મહાન ક્રાંતિકારી

પકડ્યું ને બ્રાહ્મણોનો બોજ વહોરી લીધો.

આવી રીતે સમાજ સુધારાની પૂર્વતૈયારી કરી આ બંને મહાવીરો-એ રાષ્ટ્રસેવામાં ઝંપલાવ્યું. ગાંધીજીએ ૧૯૧૯ના સત્યાગ્રહનો આરંભ કર્યો તે પૂર્વે આ બંને ભડવીરોએ એમની પાસે રાષ્ટ્રીયતાની દીક્ષા લઈ લીધેલી. તેથી રાજેન્દ્રબાબુની જેમ જ રાજાજી પણ સત્યાગ્રહની શરૂઆત થતાં ગાંધીજીના હુકમ અનુસાર, પોતાની ધીકતી વકીલાત છોડી, સરકારી શાળામાંથી પોતાના જ પુત્રપુત્રીઓને ઉઠાડી, રાષ્ટ્રીય શાળામાં તેમને ગોઠવી, સત્યાગ્રહમાં ઝંપલાવે છે.

દેશસેવાની બંનેની રીતિ પણ ઘણે અંશે સમાન જ છે. રાજેન્દ્ર-બાબુ જેમ રચનાત્મક કાર્યક્રમમાં માનતા, ને તેમાં જ પોતાનો ફાળો આપતા, તેવી જ રીતે રાજાજી પણ ખાદી ઉત્પાદન, ખાદી પ્રચાર, અસ્પૃશ્યતા નિવારણ, વગેરે પ્રવૃત્તિમાં જ પોતાનું ચિત્ત પરોવે છે. રાજેન્દ્રબાબુ આ બધી પ્રવૃત્તિઓ જ્યાંથી થઈ શકે તે માટે 'સદાકત આશ્રમ'માં રહે છે. તો રાજાજી પણ 'પુદુપલાયમ આશ્રમ' સ્થાપી ત્યાંથી જ રચનાત્મક પ્રવૃત્તિઓ ચલાવે છે. એમને રાજકારણની બંધારણીય પ્રવૃત્તિમાં મહાત્માજીની જેમ જ રસ નથી. રાજેન્દ્રબાબુને પણ નહોતો. એથી, મોતીલાલજી, માલવીયાજી, વગેરેએ જ્યારે એમની ધારાસભાપ્રવૃત્તિ ચલાવી ત્યારે સક્રિય રાજકારણમાંથી આ બંને પુરુષો નિવૃત્ત થાય છે. ને પોતપોતાના પ્રદેશમાં રચનાત્મક પ્રવૃત્તિ-માં જ મન પરોવે છે, ને બંધારણીય પ્રવૃત્તિમાંથી દૂર રહે છે. બંને અન્ય રચનાત્મક પ્રવૃત્તિઓમાં વિશેષ મહત્વ આપે છે ખાદી પ્રવૃત્તિને. ખાદી પ્રચાર અને ખાદી ઉત્પાદન માટે બંનેએ સંગીન અને સ્પૃહણીય કામ આજ વર્ષોથી એકધારું કર્યું છે અને હજુ પણ કરે છે. અખિલ ભારત ચરખા સંઘમાં આ બંનેનું કાર્ય અતિ મહત્વનું હતું. ચરખા-સંઘને જે યશ મળ્યો છે તેમાં વિશેષ ફાળો આ ઉભયનો છે.

૧૯૨૯માં સત્યાગ્રહ આંદોલન જાગે છે. બંધારણીય પ્રવૃત્તિ છોડી કોંગ્રેસ પુનઃ યુદ્ધપ્રવૃત્તિમાં પડે છે. મહાત્માજીની હાકલ પડે છે, ને, દેશભરમાં નિમક સત્યાગ્રહ ચાલે છે. ને, રચનાત્મક કાર્ય છોડી બંને યુદ્ધમાં ઝંપલાવે છે. બંને બે વાર જેલવાસ સેવે છે. સાયમન કમીશનના બહિષ્કારમાં પણ એ બંને અગત્યનો ભાગ ભજવે છે, ત્યાર પછી આવે છે, ૧૯૩૪માં કોંગ્રેસની નીતિનું પરિવર્તન. કોંગ્રેસ અધિકૃત રીતે બંધારણીય પ્રવૃત્તિ આદરે છે ને કોંગ્રેસના ફરમાનને વશ થઇને બંને બંધારણીય પ્રવૃત્તિ અપનાવે છે. રાજેન્દ્રબાબુ કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડમાં જોડાય છે. રાજાજી મદ્રાસ પ્રાંતમાં ચૂંટણીમાં ઊભા થઈ, કોંગ્રેસપક્ષના નેતા ને મદ્રાસ પ્રાંતના મુખ્ય પ્રધાન બને છે. ત્યારબાદ વ્યક્તિગત સત્યાગ્રહમાં પણ રાજાજી ભાગ લે છે. રાજેન્દ્રબાબુ નાદુરસ્ત તબિયતને લઇને એમાં ભાગ લઈ શકતા નથી. ત્યાર પછી ૧૯૪૨ વખતે રાજાજીને મતભેદ પડે છે ને એઓ કોંગ્રેસમાંથી રાજીનામું આપે છે. પછી આવે છે, પુનઃ બંધારણીય પ્રવૃત્તિ ને આ બન્ને નેતાઓ મધ્યસ્થ સરકારના કોંગ્રેસ મંત્રીમંડળમાં ભેગા થાય છે, ને કોંગ્રેસની કારોબારી સમિતિમાં પણ આ બન્ને સાથે બેસે છે. ત્યારબાદ રાજેન્દ્રબાબુ કોંગ્રેસના પ્રમુખ બનવા માટે મધ્યસ્થ સરકારના મંત્રીપદેથી રાજીનામું આપે છે, જ્યારે રાજાજી રાજીનામુ આપી પશ્ચિમ બંગાળનું ગવર્નરપદ સ્વીકારે છે.

આ તો થઈ રાજકીય પ્રવૃત્તિની વાત, પણ બીન-રાજકીય પ્રવૃત્તિ જોઇએ તો પણ એ બન્ને વચ્ચે કેટલુંક સામ્ય દૃષ્ટિએ પડે છે. રાજેન્દ્રબાબુ જેમ લેખક છે, વિદ્વાન છે, અભ્યાસી છે, તેવા જ રાજાજી પણ છે. રાજેન્દ્રબાબુએ પોતાની આત્મકથા લખી છે તો રાજાજીએ પોતાના જેલજીવનનાં સ્મરણો લખ્યાં છે. રાજેન્દ્રબાબુએ પાકીસ્તાન વિષે India Divided લખ્યું તો રાજાજીએ પણ રાજકીય

વિષયક The Way Out પુસ્તક લખ્યું. ગાંધીજીના સિદ્ધાંતોના સમર્થનમાં રાજેન્દ્રબાબુએ રચનાત્મક કાર્યક્રમ અને ખાદીનું અર્થશાસ્ત્ર એ વિષે પુસ્તક લખ્યાં તો રાજાજીએ આંબેડકરે ગાંધીજીએ અસ્પૃશ્યો માટે કશું કર્યું નથી એમ એમના What Gandhiji has done for Untouchables? એ ગ્રન્થમાં કહ્યું, તો રાજાજીએ એનો અનેક દાખલા દલીલો સાથે વિદ્વતાભર્યો જડબાતોડ જવાબ Ambedker Refuted નામની પુસ્તિકામાં આપ્યો. ૧૯૩૩માં જ્યારે ગાંધીજીએ જેલમાંથી અસ્પૃશ્યતા નિવારણની ચળવળ શરૂ કરી ત્યારે રાજેન્દ્રબાબુ તથા રાજાજી બન્નેએ જોડે મળી સમગ્ર હિન્દનો પ્રવાસ કરી મંદિર-પ્રવેશની ઝુંબેશ ઉપાડેલી. ઉત્તર હિંદમાં રાજાજી અંગ્રેજીમાં ભાષણ કરતા અને ત્યાં ને ત્યાં રાજેન્દ્રબાબુ એનો હિન્દીમાં તરજુમો કરી દેતા. ગાંધીજીએ જ્યારે એ કાર્યને અંગે યરવડા મંદિરમાં ઉપવાસ આદર્યો ત્યારે આ બન્ને જણ ત્યાં બાપુના સાન્નિધ્યમાં જઈ પહોંચ્યા હતા. રાજાજીએ તો ઉપનિષદ પર એક ગ્રન્થ લખ્યો છે. ટૂંકી વાર્તાઓ લખી છે – ચિત્રાત્મક અને કળાત્મક. મહાભારત ઉપર પણ એક વિદ્વત્તાભર્યો ગ્રન્થ લખ્યો છે. આમ બન્નેના લખાણમાં અભ્યાસ, વિદ્વત્તા, દીર્ઘદૃષ્ટિ, તાત્વિક પર્યેષણા, તલસ્પર્શીતા એ બધું જણાઈ આવે છે એટલું જ નહિ પણ સાથે સાથે એમની વિવેકબુદ્ધિની તેજસ્વિતાનાં દર્શન થાય છે. દલીલબાજીમાં બંને પાવરધા છે. લાગણીના પ્રવાહમાં બેમાંથી એકે તણાતા નથી. રાજકીય પરિસ્થિતિની સમજ અને એનું પૃથક્કરણ બંને ઊંડાણથી કરી શકે છે અને સાદાઈ ને સ્વાવલંબિતા એ બંનેનો મંત્ર છે.

આ રીતે આ બે હિંદના મહાપુરુષો વચ્ચે ઘણું સામ્ય છે, તો, બંને વચ્ચે અમુક પ્રકારનું વૈષમ્ય પણ છે. એક વિષમતા તો એ છે, કે રાજેન્દ્રબાબુ ગાંધીજીના ચુસ્ત અનુયાયી. ગાંધીજી પ્રત્યેની એમની

ભક્તિ ભાવના પર રચાયલી. એટલે ગાંધીજી જે કહે તેને રાજેન્દ્રબાબુ સ્વીકારી લેવાના જ. એને એઓ બુદ્ધિથી સમજવા તથા સમજાવવા પ્રયત્ન કરે જ. જ્યારે રાજાજી એવું અનુકરણ કરનારા નહિ. રાજાજી ૧૯૪૧થી બાપુથી જુદા પડ્યા. 'હિંદ છોડો' ચળવળના વિરોધી હતા, યુદ્ધમાં અંગ્રેજોને સહકાર આપવાના પક્ષમાં હતા. ૧૯૪૦માં જીન્નાને પાકીસ્તાન આપવાની તરફેણમાં હતા. એ મતભેદને લીધે જ એમને રાજીનામું આપવું પડ્યું. ને, ૧૯૪૬માં એમના પ્રાંતની ધારાસભાના કોંગ્રેસ પક્ષે એમને નેતા તરીકે ચૂંટ્યા નહિ તે આજ કારણે. રાજેન્દ્રબાબુને મતભેદ હતા જ નહિ. જ્યારે આમને ગાંધીજી જોડે મતભેદ પડતા, ને તેનો એઓ જાહેર સ્વીકાર કરતા. જો કે, પોતાના સિદ્ધાંતોને માટે જે કંઈ સહન કરવું પડે તની તૈયારી બંનેમાં છે. એથી જ ૧૯૪૨માં એમની ઘણી નાલેશી થઈ છતાં રાજાજી પોતાના મંતવ્યને દૃઢતાપૂર્વક વળગી રહ્યા. રાજાજી અને રાજેન્દ્રબાબુ વચ્ચે બીજો એક ભેદ એ છે કે રાજાજી કોંગ્રેસ કારોબારીના સભ્યપદ સુધી જ પહોંચ્યા, જ્યારે રાજેન્દ્રબાબુ ત્રણ વખત એ સંસ્થાના પ્રમુખપદે આવ્યા. ને એ રીતે રાજેન્દ્રબાબુને કોંગ્રેસની સેવા કરવાની ઘણી સારી તક મળી. રાજેન્દ્રબાબુ કોંગ્રેસની પ્રવૃત્તિમાંથી કદી નિવૃત્ત થયા નહોતા. ત્યારે રાજાજી અત્યારસુધી ત્રણવાર કોંગ્રેસપ્રવૃત્તિમાંથી નિવૃત્ત થયા હતા. ને ત્રણે વાર એમને સમજાવવાથી, વિનંતીથી પાછા સક્રિય બનાવવા પડેલા. રાજેન્દ્રબાબુ શરૂઆતથી અત્યારસુધી જનતામાં લોકપ્રિય રહ્યા છે. જ્યારે ૧૯૪૨ પછી રાજાજી એમના પ્રાંતમાં ઘણા અળખામણાં થઈ પડેલા ને એમની લોકપ્રિયતા એટલી બધી ઓસરી ગઈ, કે મદ્રાસ ધારાસભાના સભ્યોને ગાંધીજી, મૌલાના સાહેબ વગેરેની ઘણી ઘણી વિનંતી છતાં, રાજાજીને પક્ષનેતા તરીકે ન ચૂંટ્યા તે ન જ ચૂંટ્યા.

આમ આ બંને લોકનેતાઓ પોતપોતાની રીતે, દેશસેવા કરે છે.

હિંદમાતાના બંને લાડીલા છે. બંનેનું સ્વાર્પણ પણ અનેક દૃષ્ટિએ વિરલ કહી શકાય. ગાંધીજીના બંને લાડીલા હતા. ગાંધીજી જોડે રાજકીય બાબતમાં જ રાજાજીને મતભેદ હતો. બાકી રચનાત્મક કાર્યક્રમ વિષે તો રાજાજીને કયારેય મતભેદ રહ્યો નથી. એક દૃષ્ટિએ જોતાં ૧૯૪૨મા રાજાજીએ જે કહ્યું હતું, તે પછીના રાજકીય બનાવોએ સાચું ઠેરવ્યુ છે. ૧૯૪૭માં જે આપવું પડયું, તે જો ૧૯૪૦માં આપ્યું હોત, તો કેટલી ખૂનામરકી, કેટકેટલી લોહીની નદીઓ ને વેરઝેર એ બધુ અટકાવી શકાત ! કોણ કહી શકે કે રાજાજી રાજકીય પયગંબર નથી ?

રાજેન્દ્રબાબુ મુત્સદ્દી નહિ, પણ સાચા સિપાઈ છે, અણનમ યોદ્ધા છે, મહાન દેશવીર છે. રાજાજી દેશપ્રેમી ખરા, પણ સાથે સાથે મુત્સદ્દી યે ખરા, એટલો જ ફેર.



# પ્રકરણ ૧૯ મું

## રાજેન્દ્રબાબુ ને ગાંધીજી

રાજેન્દ્રબાબુ ને ગાંધીજીની સરખામણી હોઈ શકે નહિ સૂર્ય ને ચંદ્ર એ બેની વચ્ચે, બંને તેજસ્વી ગ્રહો હોવા છતાં સરખામણી થઈ જ ન શકે. ગાંધીજી સૂર્ય હતા. એ સૂર્ય પાસેથી તેજ ગ્રહણ કરી જગતને શીતળતા ને પ્રકાશ આપનાર ચંદ્ર તે રાજેન્દ્રબાબુ.

રાજેન્દ્રબાબુ એ પરમશિષ્ય છે. ગાંધીજી એમના જીવનગુરુ. રાજેન્દ્રબાબુ ને ગાંધીજીની જોડી આપણને પ્રાચીન ઋષિમુનિઓ ને તેમના શિષ્યોની યાદ આપે છે. એકવાર ગુરુ વિચાર કરીને પસંદ કર્યા, પછી તો ગુરુ બ્રહ્મા, ગુરુ વિષ્ણુ, ગુરુ દેવો મહેશ્વર, ગુરુ સાક્ષાત પરબ્રહ્મ, એજ નીતિ જેમ પ્રાચીન શિષ્યો રાખતા, તેવી જ રીતે રાજેન્દ્રબાબુ ગાંધીજી પ્રત્યે ભક્તિ રાખતા. ગાંધીજી, એમના રાજકીય કહો તો રાજકીય, સામાજિક કહો તો સામાજિક, આધ્યાત્મિક ગણો તો આધ્યાત્મિક, ને સાંસ્કારિક માનો તો સાંસ્કારિક ગુરુ હતા. ગાંધીજી એમના પ્રેરણામૂર્તિ હતા. ગાંધીજીનું વચન એમને મન બ્રહ્મવાક્ય હતું. ચંપારણ્યમાં એમણે ગાંધીજીને બરાબર પિછાન્યા. પહેલાં સાધારણ કોંગ્રેસના અધિવેશનમાં મળેલા ખરા, પણ ખાસ પરિચય નહોતો થયો. સાચો પરિચય તો થયો, જ્યારે, ગાંધીજીએ ચંપારણ્યમાં આવી, કામ

કરવા માંડ્યું ત્યારથી, અને રાજેન્દ્રબાબુ વગેરે જે કાર્યકરો ત્યાં આવ્યા હતા, તેમને જેલમાં જવાનું કહ્યું ત્યારે, ગાંધીજીની કાર્યરીતિ એમને ગમી, ને એમણે અપનાવી. ને ત્યારથી એમના ગાંધીજી ગુરુ બન્યા. પછી તો ક્રમશઃ સાબરમતી એઓ યાત્રાએ જતા ને ગાંધીજીની આજ્ઞા અનુસરતા. ૧૯૧૯ વખતે ગાંધીજીએ જ્યારે સરકારી શાળા ને કૉલેજોનો તેમજ સરકારી અદાલતોનો બહિષ્કાર કરવાનું કહ્યું, ત્યારે રાજેન્દ્રબાબુ એની તરફેણમાં નહોતા, છતાં, પણ એક ચુસ્ત શિષ્યની જેમ એમણે બાપુની આજ્ઞા માથે ચઢાવી, ને, પોતાની ધીકતી વકીલાતની કમાણી છોડી, પોતાનાં બાળકોને સરકારી શાળામાંથી ઊઠાડી લીધાં, એટલું જ નહિ, પણ એમણે રાષ્ટ્રીય શાળા ને કૉલેજની સ્થાપના કરી, બિહાર વિદ્યાપીઠની સ્થાપના કરી, ને, કીટભ્રમર ન્યાયની જેમ એઓ ગાંધીમય બની રહ્યા.

પછી તો ગાંધીજી રચનાત્મક કાર્યક્રમમાં પડ્યા, તો રાજેન્દ્રબાબુએ પણ ખાદી પ્રચારનું કાર્ય ઉપાડી લીધું. ને બિહાર ચરખા સંઘની શાળાનું બધુંય માન રાજેન્દ્રબાબુને શિરે જાય છે. ગાંધીજીએ દર્શાવેલે માર્ગે એઓ ચાલ્યા છે. ગાંધીજી બંધારણીય ચળવળની વિરૂદ્ધ હતા તો રાજેન્દ્રબાબુ પણ બંધારણીય ચળવળની વિરૂદ્ધ રહ્યા. ગાંધીજીએ ઉપાડેલી દરેક લડતમાં રાજેન્દ્રબાબુએ સક્રિય ફાળો આપ્યો છે. ગાંધીજીએ ખાદીનો પ્રચાર કર્યો, ને રાજેન્દ્રબાબુએ તેનું સમર્થન કરતો ખાદીનું અર્થશાસ્ત્ર નામે એક ગ્રંથ લખ્યો. ગાંધીજીનાં સૂત્રોને જેટલાં રાજેન્દ્રબાબુએ જીવનમાં ઉતાર્યાં છે, તેવા બીજા ઘણા થોડા હશે. તેથી તો ગાંધીજી જતાં, એ સ્થાન લેવાનું રાજેન્દ્રબાબુને સૂચવવામાં આવ્યું છે. ગાંધીજીનો ત્યાગ એમનામાં છે, બુદ્ધિની તીવ્રતા છે, રચનાત્મક

કાર્યક્રમમાં શ્રદ્ધા છે, સત્તા તરફ એક જાતનો અણગમો છે. ગાંધીજીની જેમજ એઓ કર્મયોગી છે.

રાજેન્દ્રબાબુ ને ગાંધીજી બંનેમાં એક રીતે જોઈએ તો સમાનતા ઘણી છે. બંને વકીલ છે. બંનેએ નાનપણ ઘણી ગરીબીમાં ગુજાર્યું છે. બંનેએ પોતાનાં ઘરબાર ત્યાગી આશ્રમમાં જ વાસ કર્યો છે. બંનેએ સેવાને જ પોતાનો ધર્મ માની, કશી ય પણ અંગત સિદ્ધિ માટે પ્રયત્નો કર્યો નથી. રાજેન્દ્રબાબુ તેમજ ગાંધીજી શુદ્ધ હિન્દી છે. એમને વિલાયતી કપડાંનો શોખ નહિ, આચાર વિચારનો મોહ નહિ. વિલાયત જાય તો યે પોતાનો હિન્દી પોષાક એમાંથી એક પણ છોડે નહિ. ખાદી તો એમના જીવનમાં જ વણાઈ ગયેલી. ગાંધીજીની જેમ જ રાજેન્દ્રબાબુ યુદ્ધવિરોધી નીતિમાં માને છે. ગાંધીજીની જેમ જ રાજેન્દ્રબાબુને પણ પોતાના કહી શકાય એવા, એમની હાક પડતાં, આંધળિયાં કરીને ધસી આવે એવા કાર્યકર્તાઓ છે, જેમનો એઓ બિહાર ભૂકંપ, કે જળપ્રલય જેવા કાર્યમાં ઉપયોગ કરે છે. ગોખલે જેમ ગાંધીજીના રાજકીય ગુરુ હતા તેવી જ રીતે રાજેન્દ્રબાબુના પણ એક દૃષ્ટિએ ગુરુ કહી શકાય. કારણ કે, દેશસેવા કરવાનો મંત્ર રાજેન્દ્રબાબુને પઢાવનાર પ્રથમ ગોખલે હતા. ગોખલેએ જ એમને વકીલાતનો ત્યાગ કરી દેશસેવામાં જંપલાવવા આવાહન આપેલું.

ગાંધીજી અને રાજેન્દ્રબાબુ બન્ને આપણા દેશની મહાન અને ઓજસ્વી વિભૂતિઓ છે. હિંદના સ્વાતંત્ર્ય ઘડતરમાં બન્નેએ અમૂલ્ય ફાળો આપ્યો છે. ગાંધીજી ન હોત તો આજે આપણે સ્વતંત્ર ન હોત. રાજેન્દ્રબાબુ ન હોત તો આજે બિહાર આટલું ઉજળું ન હોત. ને ગાંધીજીને પણ ચંપારણ્યમાં ઉત્સાહિત કરનાર, બિહાર આખું એમની પડખે છે તેની ખાત્રી આપનાર રાજેન્દ્રબાબુ

જ હતા ગાંધીજીના હિન્દના પ્રથમ વિજયના રાજેન્દ્રબાબુ સાક્ષી હતા. બિહારમાં જે જાગૃતિ છે, બિહાર, દરેક બાબતમાં જે મોખરે રહ્યો છે, તેમાં ગાંધીજી ને રાજેન્દ્રબાબુ બન્નેનો સરખો હિસ્સો છે.

રાષ્ટ્રભાષા પ્રચાર, ને, અસ્પૃશ્યતા નિવારણ, એ બે પ્રશ્નોમાં પણ ગાંધીજીને રાજેન્દ્રબાબુએ અપૂર્વ મદદ કરી છે. જ્યાં સુધી ગાંધીજી હિન્દીના પક્ષમાં હતા ત્યાં સુધી રાજેન્દ્રબાબુએ રાષ્ટ્રભાષા પ્રચારમાં હિન્દના એક છેડાથી બીજા છેડા સુધી પ્રવાસ કરી ગાંધીજીને એમના કાર્યમાં સક્રિય સાથ આપ્યો, ને, જ્યારે ગાંધીજી હિન્દુસ્તાનીના પક્ષમાં ભળ્યા, ત્યારે પણ રાજેન્દ્રબાબુ હિન્દી સાહિત્ય સંમેલનમાંથી છૂટા થઈ હિન્દુસ્તાની પ્રચારના કાર્યમાં વળગ્યા. ગાંધીજીની જેમ જ રાજેન્દ્રબાબુની વિચારસરણી ચોક્કસ ને તર્કબદ્ધ હોવાથી, એઓ પ્રચારકાર્યમાં ઘણા ઉપયોગી થઈ પડયા છે. વળી માતૃભાષા જ કેળવણીનું માધ્યમ હોવું જોઈ એ એ વિચારો ગાંધીજીએ પ્રગટ કર્યા તે પૂર્વે, રાજેન્દ્રબાબુએ એ માટે ઝૂંબેશ ઉપાડેલી ને એમાં ફતેહ મેળવેલી.

એક રીતે જોઈ એ તો ગાંધીજી ને રાજેન્દ્રબાબુમાં ઘણું અંતર છે. ગાંધીજી આંતરરાષ્ટ્રીય ખ્યાતિના મહાપુરુષ છે. રાજેન્દ્રબાબુની ખ્યાતિ આપણા રાષ્ટ્રપૂરતી મર્યાદિત છે. ગાંધીજીનું વલણ જેટલું આધ્યાત્મિક તેટલું રાજેન્દ્રબાબુનું નહિ. વળે કે રાજકીય ક્ષેત્રમાં પણ ઉચ્ચ નીતિના બન્ને સરખા જ આગ્રહી. પણ કોંગ્રેસ બંધારણીય દિશામાં ૧૯૩૪માં વળી, એટલે ગાંધીજી એમાંથી નિવૃત્ત થયા. એટલું જ નહિ, પણ એમણે કોંગ્રેસની એ પ્રવૃત્તિમાં પ્રત્યક્ષ વા પરોક્ષ સાથ ન આપ્યો, પણ ચૂસ્ત કોંગ્રેસવાદી તરીકે રાજેન્દ્રબાબુએ ચૂંટણીજંગમાં સક્રિય ભાગ લીધો ને બંધારણીય પ્રવૃત્તિને પ્રત્યક્ષ ને પરોક્ષ સાથ આપ્યો. ગાંધીજી આત્મશુદ્ધિ અર્થે, જેમ વારંવાર

ઉપવાસ આદરતા, તેવા પ્રયોગો રાજેન્દ્રબાબુ ન કરે. ગાંધીજી જેમ કોઈ પણ સત્તા સ્વીકારવી નહિ, હોદ્દાથી અળગા રહેવું એમાં જ એમની લાક્ષણિકતા હતી, પણ રાજેન્દ્રબાબુ કોંગ્રેસના આદેશને માન આપી, એમને માટે જે સ્થાન નક્કી થાય તે સ્વીકારતા. ગાંધીજી કોંગ્રેસ કરતાં મહાન્ હતા, જ્યારે રાજેન્દ્રબાબુ કરતાં કોંગ્રેસ મહાન છે.

રાજેન્દ્રબાબુએ કોંગ્રેસને મહાન બનાવી, મહાત્માજીએ હિન્દની આમજનતાને. ને એ દૃષ્ટિએ રાજેન્દ્રબાબુ કરતાં ગાંધીજીનું કાર્યફલક ઘણું વિસ્તૃત ને મોટું. ગાંધીજીને જો આપણે બુદ્ધની ઉપમા આપીએ તો રાજેન્દ્રબાબુને આપણે આનંદ કહી શકીએ. રાજેન્દ્રબાબુ ને ગાંધીજી એ બન્નેને સમગ્રતાએ અવલોકતાં બીજી આપણને એક એ હકીકત નજરે ચઢે છે કે, ગાંધી યોજનાના નિર્માતા છે, સેનાધિપતિ છે, રાજેન્દ્રબાબુ સિપાઈ ને સેવક છે. ગાંધીજીની યોજનાઓ ને સિદ્ધાંતો, રાજેન્દ્રબાબુઓ વિના અમલમાં મૂકે કોણ? રાજેન્દ્રબાબુની જે મહત્તા છે તે ત્યાં જ છે. ગાંધીજી તો જેલમાં રહ્યા રહ્યા અસ્પૃશ્યતા નિવારણની ચળવળ ઉપાડે, પણ દેશમાં ફરી અસ્પૃશ્યતાની સામે ઝુંબેશ ઉપાડી, એ આંદોલનના પાયા રાજેન્દ્રબાબુ વિના સુદૃઢ કયાંથી થાય? રાજેન્દ્રબાબુ ને ગાંધીજી વચ્ચે એક બીજો મોટો ભેદ એ છે કે, રાજેન્દ્રબાબુ પ્રવૃતિએ અભ્યાસી ને પંડિત. એમને નિરનિરાળા પુસ્તકોના વાચનનો શોખ. જે વિષય હાથ પર લીધો હોય તેનો આદ્યન્ત ને સર્વદૃષ્ટિએ અભ્યાસ કરી, પૃથક્કરણ કરી, તેનાં અંગપ્રત્યંગ તપાસે ત્યારે જ એઓ જંપે. એમનું 'ખાદીનું અર્થશાસ્ત્ર,' ને 'ખંડિત ભારત' એ એમની આ શક્તિની સાક્ષી પૂરે છે. જ્યારે ગાંધીજી એ વિચારક ખરા, પણ રાજેન્દ્રબાબુ જેવા અભ્યાસી નહિ. ગાંધીજીની

વિચારણા મૌલિક, એમની પોતાની જ કહી શકાય એવી વિશિષ્ટ. ગાંધીજી એ વ્યવહારુ પુરુષ. એમની સિદ્ધાંતિક ફિલસૂફી અભ્યાસ જન્ય નહિ પણ કર્મજન્ય.

રાજેન્દ્રબાબુ ને ગાંધીજી વચ્ચે બીજો તફાવત એ હતો, કે, ગાંધીજીએ બધાં જ દુન્યવી બંધનો ત્યાગેલાં. રાજેન્દ્રબાબુએ નહિ. ગાંધીજીને વસ્ત્ર નિરર્થક લાગે તો એઓ લંગોટ સિવાય બીજાં વસ્ત્રોનો ત્યાગ કરે. જ્યારે રાજેન્દ્રબાબુ અમુક અંશે દુન્યવી હતા.

રાજેન્દ્રબાબુ એ રાજકારણના ક્ષેત્રમાં પડયા હોવા છતાં રાજકીય પુરુષ નહોતા. જ્યારે ગાંધીજી એ પૂરા રાજકીય પુરૂષ હતા, રાજકારણની આંટીઘુંટીઓમાં રસ લેતા, નવું રાજકારણ ઘડતા, તેમજ નવું અર્થશાસ્ત્ર રચતા, પુરૂષ હતા.

ગાંધીજીને પોતાના કાર્યને માટે મોટામાં મોટી અનુકૂળતા એમનું શરીર સ્વાસ્થ્ય હતું, જે રાજેન્દ્રબાબુને નથી. રાજેન્દ્રબાબુને ઘણા અગત્યના બનાવો સમયે એમની તબિયતે દગો દીધો છે. ઘણી અગત્યની મહાસમિતિના બેઠકો વખતે એઓ હાજરી આપી શકયા નથી. લાહોરની ઐતિહાસિક કોંગ્રેસ, ૧૯૪૨ની 'ચલે જાઓ'નાં ઠરાવવાળી ઐતિહાસિક મહાસભા સમિતિ, વ્યક્તિગત સત્યાગ્રહ, દર વખતે એમનું શરીર આડે આવ્યું છે. ગાંધીજીને એવું નથી. એઓ તો પોતાના શરીરને કેળવી શકે, દાક્તરી સલાહને અવગણે. જો કે, શરીર સ્વાસ્થ્ય બગડવાથી જ બંનેને સરકારે જેલમાંથી છોડેલા.

રાજેન્દ્રજીથી ને ગાંધીજી વચ્ચે અમુક અંતર આમ છે. પરંતુ, ગાંધીજી જેવી વિશ્વવંદ્ય વિભૂતિ વચ્ચે ને દેશના કોઈપણ મહાનમાં

મહાન નેતા વચ્ચે એટલું અંતર તો હોવાનું જ.

ગાંધીજી વિના રાજેન્દ્રબાબુ આજે પટણા હાઈ કોર્ટના વડા ન્યાયાધીશ માનવંત રાજેન્દ્રબાબુ હોત, હિંદી સંઘની વડી અદાલતના વડા ન્યાયમૂર્તિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ હોત, વા, હિંદમશહૂર મહાન ધારાશાસ્ત્રી હોત. પણ સ્વદેશાભિમાનની તીવ્ર અને ઉત્કટ લાગણીથી છલોછલ ભરેલા, સૌજન્યમૂર્તિ રાજેન્દ્રબાબુ, હિંદના લોકપ્રિય ને લાડીલા નેતા ન હોત, રાષ્ટ્રસેવક ન હોત અને હિંદનાં રાજકારણમાં ઝંપલાવી એમણે જે જ્વલંત પરંપરા ઉભી કરી છે તેનું નામનિશાન પણ ન હોત. હોત માત્ર કુટુંબ સેવક, કે બહુ બહુ તો બિહારના સેવક. આમ રાજેન્દ્રબાબુને પ્રકાશમાં લાવનાર, એમના જીવનનો ઉત્તમાંશ પ્રગટ કરનાર વિભૂતિ તે મહાત્મા ગાંધીજી.

## પ્રકરણ ૨૦ મું

### કુટુંબજીવન

**રાજેન્દ્રબાબુ** એક દૃષ્ટિએ વિચારીએ તો ત્યાગી છે, એટલે એમને તો આખો દેશ એમનું કુટુંબ છે, એમને અંગત કુટુંબ નથી. જેમણે ઘર છોડી આશ્રમને પોતાનું ઘર બનાવ્યું, જેમણે સ્વજનોને છોડીને, હિંદના દરેક દરિદ્રને પોતાના સ્વજનો બનાવ્યા, દરેક પીડિત અને દલિતોને પોતાના આત્મીય બનાવ્યા, એવા સાધુપુરૂષને કુટુંબજીવન કેવું એવો પ્રશ્ન સાહજિક રીતે ઉદ્ભવે, પણ તેમ છતાં, રાજેન્દ્રબાબુનું કુટુંબજીવન આપણે ધારીએ છીએ, તેવું, જીવનવિહોણું, આપણે માનીયે છીએ તેવું શુષ્ક નથી, પણ સભર છે.

રાજેન્દ્રબાબુના પિતા અત્યંત પ્રેમાળ હતા પણ એમની પર વધુ પ્રેમ એમના પિતાના કાકા શ્રી. ચૌધુરીલાલનો. ચૌધુરીલાલજી પોતાના પુત્ર તેમજ પોતાના ભત્રીજા ને ભત્રીજાના પુત્ર વચ્ચે જરા જેટલો પણ ફરક ગણતા નહિ, એટલું જ નહિ પણ પોતાના પુત્ર કરતાં પોતાના ભત્રીજા તથા ભત્રીજાના પુત્રને એઓ, એમને જરા ય ઓછું ન આવે તે માટે વધારે પ્રેમાળતાથી ઉછેરતા. રાજેન્દ્રબાબુની ઉછેરજ ચૌધુરીલાલને હાથે થઈ એમ કહીએ તો ચાલે. રાજેન્દ્રબાબુને પણ એમના પિતા કરતાં ચૌધુરીલાલનો પ્રેમ

વધારે. બીજું કારણ એ પણ ખરું કે, એમના ચાચાજી ચૌધુરી-લાલના પુત્ર જગદેવને કંઈ સંતાન નહોતું, એટલે એમના ભત્રીજા મહાદેવના વંશજો એ જ પોતાના ખરા વારસો હતા. ચૌધુરીલાલજી પાસે જરજમીન સારી હતી. હથુઆ રાજ્યની કૃપાદૃષ્ટિ પણ પણ ખૂબ. એટલે પોતાના ભત્રીજાઓને ખૂબ લાડકોડથી ઉછેરેલા. રાજેન્દ્રબાબુ સત્યતઃ એમના દાદાજીના – બડે ચાચાજીના – ખોળામાં જ ઉછરેલા. એમની આત્મકથામાં એઓ સ્પષ્ટ રીતે જણાવે છે કે, એમના દાદાજીના શરીરને એ તથા એમની નાની બહેન બરાબર ગૂંદી નાંખતાં. એમના એ બડા ચાચાજીનું એમનું સ્મરણ આછું છે, કારણ કે રાજેન્દ્રબાબુના બચપણમાં જ એમનું મૃત્યુ થયેલું.

રાજેન્દ્રબાબુના પિતા મહાદેવબાબુ એ ઉદારચિત્ત અને પરગજુ પુરુષ હતા, અને રાજેન્દ્રબાબુ પર ખૂબ પ્રેમ રાખતા, ને રાજેન્દ્રબાબુ પણ એમના પિતાને ખૂબ ચાહતા. પણ રાજેન્દ્રબાબુને એમના પિતા જોડે રહેવાનો પ્રસંગ ઝાઝો સાંપડેલો નહિ. કારણ કે એમની હાઈસ્કૂલના શિક્ષણથી જ, રાજેન્દ્રબાબુને પિતાથી દૂર ભણવા જવું પડેલું, એટલે માત્ર રજા દરમિયાન જ પિતા પુત્રનો ભેટો થતો. રાજેન્દ્રબાબુના પિતાને વૈદકનો ખૂબ શોખ, તેમજ કસરતનો પણ. એટલે એઓ બાલરાજેન્દ્રને વારંવાર કસરતના દાવો શીખવતા. ઘોડાની સવારી કરતાં શીખવતા. રાજેન્દ્રબાબુનો એમના પિતા જોડેનો સંબંધ હંમેશા મીઠો રહ્યો હતો. રાજેન્દ્રબાબુની ઉત્તરોત્તર પ્રગતિ જોઈ એમને ઘણો આનંદ થતો. ને, રાજેન્દ્રબાબુને એઓ એમના સઘળા કાર્યમાં પ્રોત્સાહન આપતા. રાજેન્દ્રબાબુને એમની બી. એ. ની પરીક્ષા વખતે વિલાયત જવાની મહત્વાકાંક્ષાએ ઘેર્યો. એમના પિતાના પ્રેમની એમને ખબર હતી, એટલે વિલાયત જવાની રજા એમના પિતા એમને આપે એમ

હતું જ નહિ. એટલે પિતાને વિલાયત જતાં સુધી ન જણાવવું એવો એમનો નિર્ણય. પિતાની તે વખતે ગંભીર માંદગી હતી. એમના મોટાભાઈ મહેન્દ્રપ્રસાદ, એમની જોડે કાવત્રામાં શામિલ થયા, ને, વિલાયત જવા માટેની છાત્રવૃત્તિ, માટે બંદોબસ્ત થયો. એમણે છાનાં છૂપાં કપડાં સીવડાવ્યાં, પાસપોર્ટ વગેરેની સઘળી પૂર્ણ તૈયારીઓ કરી. પણ રાજેન્દ્રબાબુને સાસરે કંઈ વાત ખબર પડી, એટલે, એમણે રાજેન્દ્રબાબુને ઘેર જણાવી, એટલે તો ઘેરથી, રાજેન્દ્રબાબુ પર તારો છૂટયા. રાજેન્દ્રબાબુ ઘેર આવ્યા. આવીને જુએ છે તો પિતાજી મૃત્યુ શય્યા પર પડયા છે. પિતા પડયા છે, ને પુત્રને જોતા જ એમની આખમાંથી ચોધાર આસુની ધારા છૂટે છે. એઓ રાજેન્દ્રબાબુને કહે છે, "બેટા રાજેન્દ્ર! આમ મરતી વખતે તું મને આમ ચોરી છૂપીથી છોડીને ચાલ્યો જશે? આ વાત જે મેં સાંભળી તે સાચી છે કે નહિ?" રાજેન્દ્રબાબુ શું બોલે? એમણે પોતાની ભૂલને સ્પષ્ટ જોઈ. પિતાને કરેલો અન્યાય સમજાયો. પણ એક બાજુ બધી જ છેવટની તૈયારીઓ થઈ ગઈ હતી. એમની આંખમાંથી પણ અશ્રુબિન્દુઓ વહેવા લાગ્યાં. પિતાએ એમને કહ્યુ, "કેમ બેટા! બોલતો નથી મને વચન આપ કે તું મને છોડીને નહિ જાય." એમ કહીને રાજેન્દ્રબાબુ તરફ સજળનયને જોઈ રહ્યા. રાજેન્દ્રબાબુની જીવનભરની મહત્વાકાંક્ષા ધૂળમાં મળતી હતી. પોતાના બધા ય મનસુબા આજે ભૂમિસાત્ થતા હતા, છતાં ય પિતૃભક્તિએ વિજય મેળવ્યો. એમની મહત્વાકાંક્ષા કરતાં પિતાનો સંતોષ એમને મન વધારે મૂલ્યવાન હતો, એટલે એમણે પિતાને વચન આપ્યું કે પોતે વિલાયત નહિ જાય. આ રાજેન્દ્રબાબુની પિતૃભક્તિનો અચૂક પુરાવો છે. આ પછી, બે ત્રણ મહિને જ એમના વ્હાલસોયા પિતાનું મૃત્યુ થયું.

પિતાની જેમ માતાનો પ્રેમ પણ રાજેન્દ્રબાબુએ સારા પ્રમાણમાં અનુભવેલો. એમની માતા એમને નાનપણમાં રામાયણ મહાભારતની વાતો કહેતાં, પુરાણની કથાઓ કહેતાં, ને એમ રાજેન્દ્રબાબુને ઉંઘાડી દેતાં. રાજેન્દ્રબાબુને નાનપણથી જ ખૂબ જ વહેલા—દીવાબત્તીએ—ઉંઘવાની ટેવ. એટલે એમને ઉઠાડીને એમની જગ્યાએ સુવાડતાં સુવાડતાં તો એમની માતાને નવનેજાં પાણી આવતાં. છતાં ય રાજેન્દ્રબાબુની માતા એમની પર નથી કોઈવાર ચિડાયાં, નથી કોઈવાર એમને ધમકાવ્યા. માતા તરફથી એમણે પૂરા પ્રેમનો અનુભવ કર્યો છે.

રાજેન્દ્રબાબુએ સૌથી વધારે માયા મમતા અનુભવી હોય, કુટુંબના કોઈ પણ માનવી તરફથી એમણે અગાધ પ્રેમ અનુભવ્યો હોય તો તે એમના મોટાભાઈ મહેન્દ્રપ્રસાદ તરફથી. એ એમના માત્ર મોટાભાઈ નહોતા, પણ મિત્ર હતા, નિકટમાં નિકટ સ્વજન હતા, એમના સલાહકાર તથા સાથી હતા, સુખ દુઃખના ભાગીદાર હતા. રાજેન્દ્રબાબુ એમના મોટાભાઈની સાથે જ ઘણો વખત રહેલા. એમના ભાઈ જે જે નિશાળમાં ભણ્યા, તે, તે નિશાળમાં રાજેન્દ્રબાબુ પણ ગયેલા. ભાઈ કલકત્તે કોલેજમાં ગયા, તે રાજેન્દ્રબાબુ પણ કલકત્તે કોલેજમાં ગયા. એમના વિલાયત જવાના કાવત્રામાં બંધુપ્રેમી મહેન્દ્રબાબુનો પૂરેપૂરો સાથ તથા સહકાર હતો. પૂરી મદદ હતી. પિતાના મૃત્યુ પછી, એમના મોટાભાઇ ૧૯૩૩ની સાલમાં મૃત્યુ પામ્યા ત્યાં સુધી, કુટુંબનો હિમાલય જેવો ભાર મોટાભાઈએ ફૂલની જેમ ઉપાડ્યો છે. રાજેન્દ્રબાબુને ઘરની કોઈપણ મુશીબતો એમણે કહી નહોતી, કારણ કે એથી ભાઇને દુઃખ થાય. એમના મોટાભાઇનો પ્રેમ એમની પર બેહદ હતો. રાજેન્દ્રબાબુ કલકત્તામાં ભણતા હતા, તે વખતે એમને ગોખલેએ બોલાવેલા ને દેશસેવાનું વ્રત લેવા કહેલું.

પોતાના ભાઇને પોતાનો નિર્ણય કહેવાની હિંમત ચાલી નહિ, એટલે ભાઇના બિસ્તરાપર પત્ર લખીને તે પત્ર મૂકી એઓ બહાર ચાલી ગયા. ભાઈએ પત્ર વાંચ્યો, એમનું હૈયું ભરાઈ આવ્યું. રાજેન્દ્રબાબુ જેવા આવ્યા તેવા એઓ રાજેન્દ્રબાબુને બાઝીને ફૂસકે ફૂસકે રડી પડચા. ભાઈની આ કરુણ દશા જોઈ રાજેન્દ્રબાબુ પણ રડ્યા. એમને ભાઈની લાગણી વધુ દુખવવી એમને ઠીક ન લાગી એટલે એમણે પોતાનો દેશસેવાનો નિર્ણય માંડી વાળ્યો, ને વકીલાતમાં લાગી ગયા. આમ છતાં ચંપારણ વખતે જ્યારે રાજેન્દ્રબાબુએ વકીલાત છોડી દેશસેવામાં ઝંપલાવ્યું ત્યારે આ જ એમના પ્રેમાળભાઈએ ઘરનો બધો બોજો ઉપાડીને, ઘરની ચિંતામાંથી રાજેન્દ્રબાબુને સંપૂર્ણ મુક્ત કર્યા. એટલું જ નહિ પણ એમણે પોતાના પુત્રોને પણ સરકારી શાળામાંથી ઊઠાડચા, ને સરકારી ખિતાબને પાછો સોંપ્યો. રાજેન્દ્રબાબુ પણ ભાઈને ખૂબ ચાહતા. એમના ભાઈની તબિયત જરા બગડે તો રાજેન્દ્રબાબુ આકુળવ્યાકુળ બની જાય. ને, રાજેન્દ્રબાબુની પણ હાલત જરા બગડે, તો એમના ભાઈ બેબાકળા બની જાય. રાજેન્દ્રબાબુની બધી ય માનસિક શક્તિનો વિકાસ થયો હોય તો તે એમના મોટાભાઈને લીધે જ. એમના ભાઈએ એમને માટે સર્વ જાતની સગવડો કરી આપી. રાજેન્દ્રબાબુના સમગ્ર જીવનઘડતર ઉપર એમના ભાઇની જ છાયા પડેલી. એમના ભાઈ ન હોત તો રાજેન્દ્રબાબુ આજે આટલા મહાન ન હોત. કુટુંબને સંભાળનારા એક મોટા વકીલ હોત, કદાચ પટણા હાઇ કોર્ટના વડા ન્યાયાધીશ હોત પણ રાષ્ટ્રનિર્માતા ન હોત, દેશસેવક ન હોત. એમના મોટાભાઈએ તેર ચૌદ વર્ષ સુધી ઘરનો બોજો ઉપાડચો અને એ કાર્યમાં એમને ઘણું દેવું પણ થઈ ગયેલું. રાજેન્દ્રબાબુના રચનાત્મક કાર્યમાં એમણે પુરેપૂરી મદદ આપેલી. ૧૯૩૩માં જ્યારે રાજેન્દ્રબાબુ જેલમાંથી છૂટચા ત્યારે એમના મોટાભાઇ મૃત્યુશય્યાએ હતા. એઓ તુરત જ મોટાભાઈની

સેવામાં લાગી ગયા. પણ મોટાભાઈને બચવાની આશા નહોતી. એમણે ઘણી સેવા કરી પણ આખરે પોતાની પ્રીતિરૂપી સુવાસ હવામાં ફેલાવી પોતે પોતાનો ભોગ ધૂપસળીની જેમ આપી રાજેન્દ્રબાબુને અત્યંત શોકગ્રસ્ત મૂકી એઓ મૃત્યુ પામ્યા

રાજેન્દ્રબાબુનાં લગ્ન તો છેક નાનપણમાં જ થયેલાં, ને વહુ પણ ઘેર વહેલી આવેલી. પણ સખત રિવાજોને લીધે, પડદાને લીધે, પતિ-પત્ની એક બીજા જોડે સંપર્કમાં આવી જ શકતાં નહિ. ભણતરનો સમય તો બધો જિરાદેઈની બહાર ગયો. ને, વકીલાત પણ કલકત્તામાં શરૂ કરી ત્યારે એઓ એકલા જ રહેતા. પટણામાં વકીલાત કરવા માંડી ત્યારે એમણે ઘર માંડયું. પણ એવામાં આવ્યું ચંપારણ ને ગાંધીજીનો સત્યાગ્રહ. એટલે એમણે ઘરબાર છોડી આશ્રમમાં વાસો કર્યો. રાજેન્દ્રબાબુને આમ પત્નીના સહવાસનો ઘણો લાભ મળ્યો નથી. છતા એમને પત્ની માટે ખૂબ લાગણી છે. એકવાર એમનાં પત્ની ખૂબ માંદાં પડી ગયેલાં. રાજેન્દ્રબાબુની ત્યારે વિદ્યાર્થી અવસ્થા. ઘરના રિવાજો પણ બધા રૂઢિચૂસ્ત. એટલે પત્નીની ખબર પણ પૂછાય નહિ. એટલે એઓ મનમાં ખૂબ જ મૂંઝાય એ વખતની પોતાની મનોવેદના એમણે એમની આત્મકથામાં બહુ હૃદયદ્રાવક શબ્દોમાં વર્ણવી છે.

રાજેન્દ્રબાબુને બે પુત્રો છે. મોટો મૃત્યુંજયપ્રસાદ ને નાનો ધર્નજયપ્રસાદ. રાજેન્દ્રબાબુએ ૧૯૨૧ના આંદોલનમાં ભાગ લીધો, ને સરકારી શાળા કોલેજનો બહિષ્કાર ઉપદેશ્યો. તે જ સમયે એમણે પોતાના ઘરમાં જ પહેલ કરી અને પોતાના છોકરાઓને સરકારી શાળામાંથી ઉઠાડી ને રાષ્ટ્રીયશાળામાં મોકલ્યા. એમના બંને પુત્રોએ રાષ્ટ્રીયશાળામાં ને વિદ્યાપીઠમાં શિક્ષણ લીધુ છે. અને,

રાજેન્દ્રબાબુની વિનમ્રતા, સાદાઈ, એ બંનેમાં ઉતર્યાં છે. એ બંનેના શિક્ષણ વગેરેની જોગવાઈ તો એમના મોટાભાઈએ કરેલી. રાજેન્દ્રબાબુના મોટાભાઈના મૃત્યુ પછી, ઘરનો સમસ્ત ભાર આ બે સુપુત્રોએ ઉઠાવી લઈને પોતાના પિતાને રાષ્ટ્રકાર્ય માટે મુક્ત રાખી પિતૃધર્મ બજાવ્યો છે. એમનો ભત્રીજો જનાર્દન એ પણ રાજેન્દ્રબાબુનો ખૂબ લાડકો છે. એ પણ રાજેન્દ્રબાબુને પિતાતુલ્ય માને છે.

રાજેન્દ્રબાબુને નાનાં બાળકો તરફ ખૂબ જ પ્રેમ. નાનાં બાળકોને રમાડવાં એમને ખૂબ જ ગમે. મૃત્યુંજયના પુત્રપુત્રીઓને લાડ લડાવતાં એઓ થાકે જ નહિ. પણ એમને નસીબે એ પહેલાં મૃત્યુંજયબાબુનો મોટો પુત્ર જે રાજેન્દ્રબાબુની ગોદમાં ઉછર્યો હતો તે મૃત્યુ પામ્યો. એના મરણનો આઘાત રાજેન્દ્રબાબુને ખૂબ જ તીવ્ર લાગ્યો. એ પછી રાંચીમાં, રાજેન્દ્રબાબુ દિલ્હી કોંગ્રેસ કાર્ય માટે ગયા હતા, ત્યાં એનો બીજો પુત્ર એકાએક માંદો પડયો. માંદો પડયો તેની ખબર રાજેન્દ્રબાબુને આપવામાં આવી. એ ખબર મળતાં જ દાદાજીનું પ્રેમાળ હૈયું પ્યારા પૌત્રને મળવા અધીરું બની ગયું. ને એમણે એકદમ જવાની તૈયારી કરવા માંડી. એમનું દિલ હાથમાં રહેતું નહોતું. પળે પળે અધીરાઈ વધતી જતી હતી. ત્યાં તો ટેલિફોનની ઘંટડી વાગી. એમાં સમાચાર આવ્યા કે એ મૃત્યુ પામ્યો, ને, રાજેન્દ્રબાબુ જમીન પર પટકાયા. એ કરુણ પ્રસંગ માટે એઓ એમની આત્મકથામાં લખે છે:

"આ આઘાત ઘણો જ સખત હતો. એનો મોટો ભાઈ મોહન બાર વર્ષ પહેલાં આમ જ ચાલી ગયો હતો. એ ઘા હજી સુધી તાજો જ છે. એની યાદ આવે છે ત્યારે આંસુ એની મેળે જ આવી જાય છે. આ બીજો ઘા નિર્દય

કાળે માગી પર માર્યો છે. પણ શું થાય? આ બાળકોને ચાલી જ જવું હોય તો અહીં આવે છે શું કરવા? ભગવાનની લીલા અકળ છે."

આ શબ્દોમાં જે કરૂણતા રહેલી છે તે પરથી પોતાનાં કુટુંબીઓ તરફ પ્રેમ છલોછલ ભર્યો છે, તેની પ્રતીતિ થાય છે.

આમ રાજેન્દ્રબાબુ સાધુ હોવા છતાં સંસારી છે. એમના ગૃહસ્થ જીવનમાં આવી સરવાણીઓ વહ્યાં કરે છે. બહારથી કોઈને લાગે કે એમને કુટુંબજીવન જેવું કશું છે નહિ. પણ એમના અંતરમાં કુટુંબ પ્રેમ પારાવાર ભર્યો છે. એમના કુટુમ્બમાં જે મોટામાં મોટી રોશની છે તે બેલદિલી છે, એકબીજાને સમજવાની કુનેહ છે, એકબીજાના થઈને રહેવાની આવડત છે, સામાની દૃષ્ટિએ સમજવાની વૃત્તિ છે. રાજેન્દ્રબાબુનાં કુટુંબજીવનનો પ્રવાહ આમ શાંત ને પ્રચ્છન્ન રીતે વહ્યાં કરતો હોય છે. એ એવો પાતળો ઝરો છે કે જે બહારથી દેખાય નહિ.

## પ્રકરણ ૨૧ મું

### રાજેન્દ્રબાબુના જીવનની વિશેષતાઓ

બિહાર એ મહાપુરુષોની જન્મભૂમિ છે. એ ભૂમિએ આપણને પુરાણકાળમાં જનક વિદેહી જેવા ત્યાગમૂર્તિ રાજા આપ્યા, બુદ્ધ ભગવાન જેવા વિશ્વવંદ્ય પયગંબર આપ્યા, અને મહાવીર સ્વામી જેવા મહાન તીર્થંકર આપ્યા. વળી, જે ભૂમિએ આપણને અશોક જેવા ધર્મ-સમ્રાટો આપ્યા, એ બિહારની પુણ્યભૂમિ આજે હિન્દના મહાનનેતા રાજેન્દ્રબાબુને હિંદને ચરણે ભેટ ધરે છે. રાજેન્દ્રબાબુ બિહારના નથી, એઓ તો સારાય ભારતના છે. એઓ સમગ્ર હિંદી જનતાના છે. રાજેન્દ્રબાબુ એ ભારતનું ગૌરવ છે. રાજેન્દ્રબાબુ અનેક રીતે પોતાની જ વૈયક્તિક વિશિષ્ટતાવાળા છે. એઓ હિંદના બીજા બધા નેતાઓથી જુદા તરી આવે છે.

રાજેન્દ્રબાબુ એ ભારતના, હિંદી મહાસભાના, ત્રાતા છે, ભીડ વખતના, વહાણ ખરાબે ચઢતું હોય તે વખતના, તોફાનને વખતે, જ્યારે ભલભલાના હાંજા ગગડી જાય ત્યારે એઓ નીડર રીતે, રાષ્ટ્રના તારણહાર બને છે. એઓ તો હિંદના અજાતશત્રુને નામે ઓળખાય છે. સાચે જ, રાજેન્દ્રબાબુના ભારતમાં તો શું પણ સારી ય આલમમાં કોઇ જ શત્રુ નથી. કારણ એમને કોઇ રાજકીય નેતાગીરી માટે હરિફાઈ કરવી નથી, કોઈ હોદ્દા માટે પ્રયત્ન કરવો નથી, નથી કોઇને

માર્ફ લગાડવું, પછી એમની જોડે હરિફાઈ કરવાની, કે એમની પ્રત્યે કોઈ પણ જાતની અદાવત રાખવાની વૃત્તિ સંભવે જ કયાંથી ?

રાજેન્દ્રબાબુ એટલે વર્તમાન ભારતના એક તપસ્વી. એ આશ્રમમાં રહે છે, એટલા માટે જ તપસ્વી નથી, પણ એમણે પોતાની સારી ય જીંદગી ત્યાગમાં વ્યતીત કરી છે. નાના હતા, ત્યારે કુટુંબ માટે, મોટપણમાં દેશને માટે, એમણે પોતાના અંગત સુખનો ત્યાગ કર્યો, ઘર છોડયું, ધીકતી વકીલાત છોડી, વહાલાંનો સંગ છોડયો, સર્વાવહાલાં ને આત્મીય સ્વજનોને છોડયાં, ને એમણે પ્રાચીન ઋષિની જેમ સન્યસ્ત સ્વીકાર્યું. એમણે પોતે હંમેશાં દુઃખ સહન કર્યું, બીજા સુખ ભોગવી શકે એટલા માટે. એમણે ત્યાગ કર્યો, બીજા ભોગ ભોગવે તે માટે. એમણે બલિદાન આપ્યું, કે જેથી એનાં સુમધુર અને રમ્ય પરિણામો પોતાના દેશબાંધવો ભોગવે. એ જ કારણથી એમણે નથી કદી પોતાના શરીરસ્વાસ્થ્યનો વિચાર કર્યો, નથી પોતાની સગવડ અગવડ જોઈ, નથી પોતાની અંગત લાગણીને એમણે પ્રાધાન્ય આપ્યું. આમ પોતાના પ્રાણથી પણ વહાલા મોટાભાઇના મૃત્યુ પછી થોડા દિવસમાં જ, હજી એમની ચિતાની રાખ પણ ઠરી નહોતી ત્યાં જ એમને આવાહન આવ્યું મુંબઇમાં ભરાનારી કોંગ્રેસના પ્રમુખ થવાનું. એ સમયે એઓ શોકમગ્ન હતા. દર્દથી દિલ ભર્યું હતું. પણ છતાં બાપુનો આદેશ હતો. એટલે એમને એ આદેશને શિરોમાન્ય રાખ્યે જ છૂટકો હતો. એટલે એમણે અંગત શોકને દબાવી, કોંગ્રેસના પ્રમુખપદની મહાન જવાબદારી સ્વીકારી.

૧૯૪૨ ની ' હિંદ છોડો 'ની ક્રાંતિ વખતે એઓ બિમાર હતા. બિમારીને કારણે મુંબઇના ઐતિહાસિક અધિવેશનમાં એમનાથી હાજરી આપી શકાઇ નહિ. છતાં ૧૯૪૨માં એમણે સત્યાગ્રહમાં ઝંપલાવ્યું. પોતાના શરીરસ્વાસ્થ્યની પરવા ન કરી, ને જેલમાં જઇને પણ એઓ

શરીર સુધારવા ન બેઠા, પણ સત્યાગ્રહી કેદીઓની અરજીઓ, કોર્ટની અપીલો, એને માટે બચાવની તૈયારીઓ એ બધા કામમાં પરોવાયલા રહેતા. આમ શરીર પ્રત્યેની બેદરકારીને લીધે જ એઓ વારંવાર સખત બિમાર પડી જાય છે ને દિવસો સુધી એમને પથારીવશ રહેવું પડે છે. એમની તબિયત સારી ન હોવા છતાં, એમણે અન્નમંત્રી ને કોંગ્રેસ પ્રમુખ તરીકેની એમ ઉભયવિધ જવાબદારી ઉપાડી, ને તે ઉપરાંત હિંદી બંધારણ સભાના પ્રમુખનો ભાર પણ માથે લીધો. પરિણામે એ બોજો એમને માટે એટલો અસહ્ય થઈ પડ્યો, કે, અન્નમંત્રી તરીકેની તો જવાબદારી એમણે છોડી પણ પ્રમુખ હોવા છતાં જયપુર કોંગ્રેસના અધિવેશનમાં એઓ હાજરી આપી શક્યા નહિ. એટલું જ નહિ પણ ફરીથી એમનું નામ કોંગ્રેસ પ્રમુખ તરીકે સૂચવવામાં આવ્યું ત્યારે એમને જરા હિંમત રાખી સ્પષ્ટ રીતે એ જવાબદારીનો ઇન્કાર કરવો પડ્યો, ને બિમારી વધવાથી એઓ બંધારણ સભાના પ્રમુખ તરીકેની એકમાત્ર જવાબદારી તે પણ સંભાળી શક્યા નહિ, ને શરીરસ્વાસ્થ્ય સાચવી રાખવા, વર્ધા રહી રાજેન્દ્રબાબુએ કપડાં લત્તાં, એવા કશા માટે અંગત શોખ રાખ્યો નથી. એઓ આખા દેશની સંભાળ લે છે. બધા દેશબાંધવો માટે પ્રાણ પાથરે છે. ફક્ત નથી લેતા સંભાળ પોતાના શરીરની, પોતાની જાતની. એમની આત્મકથામાં એઓ પોતે જ કહે છે કે, બિહારના પ્રલયકારી ધરતીકંપ વખતે એઓ ઇસ્પિતાલમાં હતા. એમની તબિયત ઘણી જ નાજુક હતી. એઓને એમના ખંડની બહાર નીકળવાની દાક્તરોની મનાઈ હતી. પણ સેવાના આવા પ્રલોભક મોકાને રાજેન્દ્રબાબુ જેવો માણસ ખાળી શકે ખરો કે? એઓ તો તુરત જ બધાની અવગણના કરી રાહતના કાર્યમાં એટલા બધા પરોવાઈ ગયા કે ચોવીશે કલાક એમણે એને આપ્યા. તબિયતની બાબતમાં એઓ ફક્ત ગાંધીજીની આજ્ઞા માનતા. ગાંધીજીએ

એમને વ્યક્તિગત સત્યાગ્રહ સમયે જેલમાં જવાની મના કરી. ને રાજેન્દ્રબાબુને ગાંધીજીની એ આજ્ઞાને અનુસરવું પડયું. આમ રાજેન્દ્રબાબુએ પોતાની જાતને, જનતામાં સમાવી દીધી છે. દેશથી અલગ એવા પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વને એમણે મીટાવી દીધું છે. ને આ જ એમની મહત્તા છે.

રાજેન્દ્રબાબુ હમેશાં ગાંધીવાદી રહ્યા છે. ગાંધીજીના વિચારો, ભાવના, આદર્શો, કાર્યરીતિ, એ વિષે એમને કયારેય ગાંધીજી જોડે મતભેદ પડયો નથી. ચંપારણ્યમાં એમણે ગાંધીજીની કાર્યપદ્ધતિ જોઈ ને એમણે ગાંધીજીને પોતાના ગુરુ માન્યા. જવાહરલાલને ઘણીય વાર બાપુ જોડે મતભેદો થયા છે. એ મતભેદ જાહેરમાં પંડિતજીએ પ્રગટ પણ કર્યો છે. ગાંધીજીના રચનાત્મક કાર્ય વિષે સરદારને શંકા હતી, ને એઓ લડતના કામમાં જ વધારે માનતા. ચરખો, ખાદીપ્રચાર, અસ્પૃશ્યતાનિવારણ એ બધાં કાર્યોને એઓ હસી કાઢતા, એ હકીકત ગુજરાતમાં ઠેરઠેર જાણીતી છે. પણ, રાજેન્દ્રબાબુએ તો હમેશાં ગાંધીજીને દરેકે દરેક બાબતમાં સાથ આપ્યો છે. એમણે રચનાત્મક કાર્યનું સમર્થન કર્યું. ગાંધીજીની જેમ એ વિષે પુસ્તિકા લખી. એમણે ખાદીપ્રચાર કર્યો. ગોસેવા કરી. રાષ્ટ્રભાષાનો પ્રચાર કર્યો. એમ એમણે ગાંધીજીના સિદ્ધાંતોનું યથાર્થ રીતે પાલન કરી બતાવ્યું. ગાંધીજીના એ સાચા અનુયાયી હોવાથી જ, એમને અપ્રમંત્રીની કે કોંગ્રેસ પ્રમુખની જવાબદારી લેવી ગમતી નહિ. ને છતાં એક સાચા સેવકની જેમ એઓ ગમે તે ભોગે ને ગમે તેવું જોખમ ખેડી જવાબદારી લેતા. જ્યારે ૧૯૩૯માં સુભાષબાબુએ કલકત્તાની અખિલ ભારત કોંગ્રેસ સમિતિ વખતે રાજીનામું આપ્યું, ને, એ કાંટાળો તાજ રાજેન્દ્રબાબુએ સ્વીકાર્યો ત્યારે એમની પર શારીરિક

હુમલાઓ થયેલા. એમની પર અનેક જાતની ધમકી આપવાના પ્રયોગો થયા. એમની પર અપમાનની ઝડીઓ વર્ષી. પણ આ કાર્યનિષ્ઠ પુરુષે એ બધુ સ્થિતપ્રજ્ઞની જેમ સહન કર્યું. ને, પોતાની ઉચ્ચતા, પોતાનું ગૌરવ જાળવી રાખ્યું.

રાજેન્દ્રબાબુને મન જીવન એક સંગ્રામ છે. મુશ્કેલીઓનો સામનો કરી, એને પાર પાડવામાં જ એમનું આખું જીવન વ્યતીત થયું છે. શાળાજીવનથી જ એમની મુશ્કેલીઓ શરૂ થયેલી. વારંવાર નિશાળ બદલવાથી શાળાના અભ્યાસક્રમમા ફેરફાર થાય. શિક્ષકોની શીખવવાની રીતો જુદી હોય ને મૂંઝાય કોલેજમાં પણ દરવખત, છેલ્લા મહિનાઓમાં જ મહેનત કરવી પડે. કારણ, માંદગીએ અવારનવાર ત્યારથી જ એમની ખબર લેવા માંડેલી. તેમા વળી રાજકીય આંદોલનની પ્રબળ અસર પણ એમના નાનકડા મગજને રોકી રાખતી હતી. કલકત્તા યુનિવર્સિટીને છોડી અલ્હાબાદ જવાનો વિચાર આવે. પણ પાછુ મન ફરે અને કાર્યક્રમ બદલાય. તેમાં વળી, દરવખતે અચૂક, એઓ સારે માર્ક્સે પાસે થયા હોય છતાં અકસ્માતથી એવી ભૂલ થઈ જાય કે એમનું નામ પસાર થયેલા વિદ્યાર્થીઓમા ન આવે. એથી એમને દોડાદોડી કરવી પડે. ઉંચે શ્વાસે રહેવુ પડે ને ત્યારબાદ સાચું પરિણામ જાહેર થાય. ને એમ. એ. થયા પછી વકીલાતનું શીખવા માંડે, ત્યારે પણ, ટ્યુશનોમાં પડે, કોલેજના દિવસોમાં પણ છાત્રવૃત્તિમાથી જ પોતાના ભણતરનું ખર્ચ કાઢી નાખે. આમ એમણે જીવનમાં સંગ્રામો જ ખેડયા છે, જીવનમા આવતી અનેક મુશ્કેલીઓનો સામનો જ કર્યો છે. એમ હોવાથી એમને જીવનસંગ્રામ એ રોજીંદી બીના જેવી સાહજિક ક્રિયા થઈ પડી છે.

રાજેન્દ્રબાબુ એ આપણા બધાય નેતાઓમાં પોતાની અનેક

વિશિષ્ટતાઓથી જૂદા તરી આવે છે. એમાંની એક વિશેષતા એમની પહેરવેશ પ્રત્યેની ઉદાસીનતા છે. એમણે કયારેય પહેરવેશ માટે દરકાર રાખી નથી. કોલેજમાં હતા ત્યારે એમનો પાયજામો ને પહેરણ એવો બધાથી જુદો તરી આવતો. વેશ જોઈ એમના પ્રોફેસરોએ એમને મુસ્લિમ ધારેલા. એમની ટોપીનું ઠેકાણું ન હોય. કોટને એકાદું બટન જ ન હોય. ટાપટીપ ન હોય. કપડાં તો શરીરને ફક્ત ઢાંકવા માટે છે. શરીર ઢંકાય એટલે બસ એ એમની દલીલ. એઓ વકીલ થયા ને એમણે પ્રેકટીસ કરવા માંડી ત્યારે કલકત્તાના હાઈકોર્ટ જજ શ્રી. ચેટરજીએ કપડાં વિષે દરકાર રાખવા મિઠી શિખામણ આપેલી. પણ શેઠની શિખામણ ઝાંપા સુધી રહી છે. ગાંધીજી પહેરતા તો માત્ર લંગોટી પણ કપડાં તરફ ધ્યાન આપતા. પણ રાજેન્દ્રબાબુને કપડાં ધોયલાં હોય એટલું જ જોઈએ. બીજી દરકાર નહિ.

રાજેન્દ્રબાબુની બીજી લાક્ષણિકતા એ છે કે, એમની લાંબી માંદગી, ને માંદગી છતાં રાષ્ટ્રના કાર્યમાં સક્રિય ભાગ. જાણે ઘણીવાર એમના જીવનમાં માંદગી ને રાષ્ટ્રકાર્ય એ બે વચ્ચે હરિફાઈ ન ચાલતી હોય એવું લાગે છે. એમણે લાંબી તેમજ ફરીફરી માંદગી ભોગવી છે. માંદગીને પરિણામે જ એમને ૧૯૩૪માં જેલમુક્ત કરવામાં આવ્યા. ૧૯૪૨માં પણ એમની માંદગી જ એમને છોડવવા પ્રયત્ન કરતી હતી. કોંગ્રેસની ઘણી બેઠકોમાં એઓ હાજરી નથી આપી શકયા. બંધારણસભાની અગત્યની બેઠકોમાં પણ એમણે માંદગીની પરવા ન કરતાં નિયમિત હાજરી આપી સ્પષ્ટ માર્ગદર્શન કર્યું છે. નાજુક તબિયત છતાં બિહારભૂકંપનો હિમાલય જેવડો મોટો ભાર એમણે તે સમયે સહર્ષ ઉપાડી લીધો. કોંગ્રેસના પ્રમુખપદનો અસહ્ય બોજો ફૂલની જેમ ઉપાડયો. અન્નમંત્રી થયા ને બંધારણસભાના પ્રમુખ થઈ

બંધારણ ઘડતરનું કપરું કામ પણ હાથપર લીધું. આમ નિત્યના માંદા છતાં નિત્યના ક્રિયાશીલ એવા કોઈ પણ નેતા હોય તો તે રાજેન્દ્રબાબુ છે

રાજેન્દ્રબાબુની ત્રીજી લાક્ષણિકતા એ એમની નાનપણથી જ દીસે એવી બુદ્ધિપ્રતિભા. ફારસી હોય કે હિંદી, સંસ્કૃત હોય વા અર્થશાસ્ત્રો ફિલસૂફી હોય કે ઇતિહાસ, ચિત્રકામ હોય કે કાયદો બધી પરીક્ષામાં એઓ હમેશાં પ્રથમ જ આવ્યા છે. પછી સામે હરિફ પચીસ હોય કે પચીસહજાર. કલકત્તા યુનિવર્સિટી તરફથી લેવાતી મેટ્રીકની પરીક્ષામાં પ્રથમ આવનાર એઓ પ્રથમ બિહારી હતા, ને પછી તો અનેક મુશીબતો વચ્ચે એમણે પ્રથમ રહેવાનો ક્રમ ચાલુ જ રાખ્યો છે. વચ્ચે તો એવું પણ સંજોગવશાત બને કે એમણે જે વિષયની બીજે દિવસે પરીક્ષા આપનાર હોય તે વિષયને તેને આગલે દિવસે રાત્રે ઉપરઉપરથી કોઈ વિદ્યાર્થીની નોટસ મેળવી જોઈ લીધો હોય. વર્ગ તો ભર્યો જ ન હોય. આમ છતાં એમની ચપળ બુદ્ધિ, તુરત જ વિષયનો મર્મ પારખી શકતી ને પોતાના વિષયની છણાવટ એઓ નિષ્ણાતની અદાથી કરતા. આ બુદ્ધિપ્રતિભા વડે જ એઓ વકીલાત કરતા વેંત જ એક નામાંકિત વકીલ તરીકે પંકાયા એટલું જ નહિ પરંતુ, વકીલાતની સાથોસાથ સારા સમાજ-સેવક તરીકે પણ એમણે નામના મેળવી.

રાજેન્દ્રબાબુની એક અન્ય વિશેષતા એ છે, કે એઓ સમાધાન-વૃત્તિમાં માને છે. મતભેદ હોય તો એ મતભેદ પ્રયત્નથી, જરા પણ સિદ્ધાંતને હાનિ કર્યા સિવાય મીટાવી શકાય છે એ એમણે પોતાના જીવનના દૃષ્ટાંતો દ્વારા સાબીત કર્યું છે. પોતાના જ વિચારને વળગી રહી, પોતાનું વ્યક્તિત્વ બિરદાવવાની ટેવ એમને રૂચતી નથી. ૧૯૨૦મા જ્યારે પ્રથમ સત્યાગ્રહ આંદોલન શરૂ થયું ત્યારે એમની

દઢ માન્યતા હતી કે શાળાકોલેજોનો બહિષ્કાર એ તબક્કે ઇષ્ટ નથી. છતાં પણ, એમણે પરિસ્થિતિ જોડે સમાધાન કરી શાળાકોલેજના બહિષ્કારની બાંગ પૂકારી, ને પોતાના જ બાળકોને શાળાકોલેજમાંથી ઊઠાડી લઈ શરૂઆત કરી. તેવી જ રીતે એમને લાગતું હતું કે રાષ્ટ્ર માટે બંધારણીય માર્ગ ઇષ્ટ નથી પરંતુ, જ્યારે કોંગ્રેસે એમના પ્રમુખપણા હેઠળ બંધારણીય માર્ગે જવાનું નક્કી કર્યું ત્યારે, એમણે તરત એ કાર્ય હાથ પર લીધું. જ્યારે જ્યારે એઓ કોંગ્રેસના પ્રમુખ થયા ત્યારે સ્વેચ્છાથી થયા નથી પરંતુ એમણે આપદ્દધર્મ તરીકે પ્રમુખપદનો કાંટાળો તાજ શિરપર ધારણ કર્યો છે. આમ એઓ વ્યક્તિની દષ્ટિએ નહિ પણ રાષ્ટ્રના હિતની દૃષ્ટિએ જ હમેશાં વિચાર કરે છે. વ્યક્તિ એમને મન મહત્વની નથી. સમષ્ટિ એમને મન મહત્વની છે.

રાજેન્દ્રબાબુની અન્ય એક વિશેષતા એ છે, કે એઓ બધાપક્ષના માનીતા છે, સર્વજનપ્રિય છે. ગાંધીવાદી કે સમાજવાદી, સામ્યવાદી કે કોમવાદી, રાજેન્દ્રબાબુની પ્રેમાળતા, એમની તટસ્થતા, એમની નિષ્કામ સેવાભાવના, એમની ઉદ્દામ રાષ્ટ્રીયતા એ બધાની યોગ્ય કદર કરે છે. ગાંધીજી સાથે મતભેદ ધરાવનારા નીકળે, જવાહર સાથે મતભેદ રાખનારા પણ મળે, સરદારવિરોધીઓ આપણને સારી સંખ્યામાં મળે, પણ રાજેન્દ્રબાબુનો વિરોધ કરનાર શોધ્યો જડે નહિ. કારણ એઓ પક્ષાપક્ષીમાં પડતા નથી. રાજકીય ખટપટ તરફ એમને એક જાતની ઘૃણા છે. એઓ માત્ર સાચી સેવાના જ કરનારા છે. એમને બંધારણીય કાર્ય કરતાં રચનાત્મક કાર્ય જ વધુ ફાવે છે. એમનું કાર્ય જનસેવા. એથી જ આજે ઘણાને એમ લાગે છે, કે બાપુજીનું અધૂરું કાર્ય કોઈ પણ પૂરું કરી શકે એમ હોય તો તે રાજેન્દ્રબાબુ છે. એઓ રચનાત્મક કાર્ય કરતા હોવા છતાં, રાજકીય

કાર્ય કરનારાઓ ઉપર એમનો કાબુ, એમનું વર્ચસ્વ, એમનું વજન ઘણુ જબરૂં છે. એ સગવડ, એ સ્થાન, મશરૂવાળા, કાકાસાહેબ, વિનોબા, એ નેતાઓનું નથી. એ બધા કેવળ રચનાત્મક કાર્ય કરનારા, રાજકારણથી સદંતર અળગા રહેનારા, નેતાઓ છે. જ્યારે રાજેન્દ્રબાબુ બંને જોડે ગાઢ સંપર્ક રાખી રહ્યા છે. એમની રહેણીકરણી, એમની જીવનરીતિ, એમના વિચારો એ સઘળા એઓ આમજનતામાંના એક છે તે સાબીત કરે છે. આજે સમાજવાદી કે સામ્યવાદીને બીજા નેતાઓની વિરુદ્ધ કંઈ ને કંઈ કહેવાનું છે, પણ રાજેન્દ્રબાબુ વિરૂદ્ધ કોઇને કશું કહેવાપણું છે નહિ

રાજેન્દ્રબાબુની એક ખાસ વિશેષતા એ છે, કે, એઓ, એક બાજુ પુસ્તકપંડિત છે, તો બીજી બાજુ પોતાના વિચારો, પોતાની ભાવનાઓ, પોતાના ખ્યાલો, પોતાનાં સ્વપ્નાઓ, એ બધાંને સક્રિય રૂપ આપનાર એ કર્મયોગી પણ છે. એમનું વાંચન વિશાળ, એમનું મનન પણ એટલુ ઊંડું, એમની આલેખન શક્તિ પણ એટલી સચોટ ને અસરકારક. એટલે એઓ લેખક પણ ખરા અને ક્રિયાશીલ પણ ખરા. એઓ જે પ્રશ્નને ઉપાડે તેને એઓ મૂળ સુધી છણે. એને દરેક દષ્ટિએ તપાસે અને પછી જ એમાંથી સારતત્વ શોધી કાઢે. આ કારણે જ રાજેન્દ્રબાબુમાં આપણને ગાંભીર્ય, ગહનતા ને દષ્ટિ દેખાય છે.

રાજેન્દ્રબાબુએ અનેક રચનાત્મક કાર્યોમાં અત્યંત મહત્વનો ફાળો આપ્યો છે ખાદી કાર્ય બિહારમાં એમને જ આભારી છે. એઓ ચરખા સંઘના એક મહત્વના સભ્ય છે. ને બિહારમાં જે ખાદીપ્રચાર થયો, તે એમને પ્રતાપે. આ ઉપરાંત, રાષ્ટ્રીય કેળવણીનું કાર્ય એમણે ઉપાડયુ. તો, શાળાઓ, કોલેજો ને વિદ્યાપીઠ સુધીનું બધું મહાભારત કાર્ય એમણે એકલે હાથે ઉપાડયું એટલું જ નહિ પણ એ કાર્ય સફળતાપૂર્વક કરી

દેખાડ્યું. ને બિહારમાં રાષ્ટ્રીય શિક્ષણનું એક પ્રચંડ આંદોલન જગાડી દીધું. એમણે હરિજન ઉદ્ધારનું કાર્ય હાથમાં લીધું તો, હરિજન મંદિર પ્રવેશ અંગે આખા હિન્દમાં પર્યટન કર્યું. ઠેરઠેર સભાઓ ભરી હરિજનોને અપનાવવાનો, અસ્પૃશ્યતા નિવારણનો, પયગામ એમણે સંભળાવ્યો ને, ફટોફટ મંદિરો ઉઘડવા લાગ્યાં. તામીલનાડમાં ને કેરળમાં, મલબારમાં ને ઉત્કલમાં, બિહારમાં ને યુક્તપ્રાંતોમાં, એઓ આગળ ધપતા ગયા એમની જોડે ત્યારે છે, હાલના હિન્દના ગવર્નર-જનરલ ચક્રવર્તી રાજગોપાલાચારી રાજગોપાલાચારી અંગ્રેજીમાં ભાષણો આપતા જાય ને રાજેન્દ્રબાબુ એનાં ત્યાં ને ત્યાં ભાષાંતરો કરતા જાય. આમ અસ્પૃશ્યતા નિવારણનું પ્રથમ આંદોલન જગાડી, એઓ પડયા હિન્દુસ્તાની પ્રચારના કાર્યમાં. રાષ્ટ્રભાષા પ્રચાર એ પણ ગાંધીજીનું એક મહત્વનું રચનાત્મક કાર્ય છે. એથી રાજેન્દ્રબાબુ જ્યારે હિંદી સાહિત્ય સંમેલનના નાગપુર અધિવેશનમાં પ્રમુખપદે ચૂંટાયા, ત્યારે, એમણે એ આખું વર્ષ હિંદુસ્તાનીના પ્રચાર અર્થે દેશભરનું પર્યટન આરંભ્યું. પરિણામે રાષ્ટ્રભાષાની પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીઓની સંખ્યા દરેક પ્રાંતમાંથી બેત્રણ ગણી વધી. આ ઉપરાંત એમણે હિંદુસ્તાનીના પાઠયપુસ્તકો તૈયાર કરાવ્યાં, પારિભાષિક શબ્દકોષ તૈયાર કરાવ્યો, હિન્દી-ઉર્દૂ શબ્દકોષ સક્રિય કાર્ય કરી તૈયાર કરાવ્યો, ને એ રીતે એમણે પોતાની તબિયત બગાડી. આ ઉપરાંત ૧૯૪૪ પછી જ્યારે ગાંધીજીએ ગોરક્ષા પરિષદ અંગે એમનું નામ સૂચવ્યું ત્યારે એમણે ગાંધીજીનો હુકમ માથે ચઢાવી, એ પ્રસંગે આપણી ગોસેવાના પ્રશ્નનો ઝીણવટથી અભ્યાસ કરી એક મનનીય ભાષણ આપ્યું. અને એઓ પ્રમુખ રહ્યા તે દરમિયાન, પટણામાં એક આદર્શ ગૌશાળા સ્થપાવી. ને આપણી ઢોરઉછેરની પ્રવૃત્તિને નવો વેગ આપ્યો. આમ રચનાત્મક

કાર્યક્રમની આટલી ધગશ, એ વિષે પોતાની શારીરિક સુખાકારીની બેદરકારી એ રાજેન્દ્રબાબુના જ્વલંત જીવનની એક અનન્ય વિશિષ્ટતા કહી શકાય. જ્યારે જ્યારે એમણે પૂર્ણ વેગથી રચનાત્મક કાર્યક્રમ ઉપાડયું છે ત્યારે ત્યારે એઓ મોટી માંદગીમાં પટકાયા જ છે. અને માંદગીમાં હોવા છતા, એમણે કાર્યને અનેક રીતે પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે આગળ ધપાવવામાં મદદ કરી છે.

રાજેન્દ્રબાબુની નાનપણથી જ એક ખાસિયત એ હતી કે, પોતાની, વ્યક્તિગત જીવન તરફ બેદરકારી. એમણે પોતાના અંગત જીવનની કદીય પરવા કરી નથી. એમની આત્મકથામાં એઓ જણાવે છે કે, એમણે એમની પત્નીનો સહવાસ આ દેશકાર્યમાં પડયાં પછી ભાગ્યે એકાદ મહિનો સેવ્યો હોય. એઓ ન તો પુત્રના શિક્ષણ તરફ લક્ષ આપી શકયા, ન તો પોતાની કૌટુંબિક આવકને સાચવી શકયા. આમ સંસારમાં રહ્યાં છતાં એઓ સાચેસાચ વિરાગી હતા. એઓ કમાતા તે પણ બધુ દેશકાર્યમાં ખર્ચી નાખતા. નહિ તો વળી, રાજેન્દ્રબાબુ જ્યારે સત્યાગ્રહમાં જંપલાવે ત્યારે આટઆટલી ધમધોકાર પ્રેકટીસ ચાલતી હોવા છતાં, બેંકની મુડી ફકત પંદર રૂપિયા હોય એવું તે કંઈ બને ? પણ મળે તેટલું જનસેવામાં ખર્ચવું એ એમને માટે મહાનિયમ હતો. આમ દેશસેવામાં એમણે મહાન ધસારો વેઠયો.

આપણા નેતાઓમાં પોતાના જમાનામાં વિદ્યાર્થી આંદોલન ઊભું કરી, પોતાના સમયની રાજકીય બાબતોમાં વિદ્યાર્થી આલમને જાગૃત કરવાનું માન રાજેન્દ્રબાબુને જ જાય છે. એમણે બિહારના વિદ્યાર્થીઓને સંગઠિત કરી એમની પરિષદ ભરી. અને એ રીતે વિદ્યાર્થીઓમાં સારી જેવી જાગૃતિ આણી ને વિદ્યાર્થી જીવનમાંથી જ નેતાગીરીનાં લક્ષણ દર્શાવ્યા. વિદ્યાર્થી આંદોલનનું પહેલું માન બિહારને જાય છે ને તેમાં પણ રાજેન્દ્રબાબુને.

રાજેન્દ્રબાબુ રાજકીય નેતા ખરા, પણ મુત્સદ્દી નહિ. એઓને રાજકારણની આંટીઘૂંટીઓ, પક્ષાપક્ષી, એ બધું ગમતું નથી. એમને શાંત કાર્ય કરવું જ ઘણું ગમે છે. એમને રાજરમત કરતાં આવડતી નથી. તેથી જ, આ વખતે એમને ફરી વાર મહાસભાના પ્રમુખની ચૂંટણીમાં ઊભા રહેવાને સમજાવ્યા પણ એઓ નાકબૂલ થયા. કારણ એ ખટપટ એમને ગમતી નથી. પરંતુ જ્યાં એમને સત્ય લાગે ત્યાં એઓ જરા પણ ડરવાના નહિ. એથી જ ચૂંટણીના બે દિવસ પૂર્વે જ એમણે ડૉ. પટ્ટાભી સીતારામૈયાને મતદાન આપવા વિષે નિવેદન પ્રગટ કર્યું. વળી, બંધારણસભાના પ્રમુખ હોવા છતાં એઓ અવાર-નવાર 'હરિજન'માં બંધારણસભાના ખરડાના અમુક મુદ્દાઓની વિરુદ્ધ લખાણો લખે છે.

આમ રાજેન્દ્રબાબુ એક સત્યનિષ્ઠ લડવૈયા છે. હિંદનું અણમોલું રત્ન છે. હિંદના એઓ માનવ હિમાલય છે. હિંદના એઓ શ્રીમતિ સરોજીની નાયડુના શબ્દોમાં કહીએ તો:

> "બુદ્ધ ભગવાનના આધ્યાત્મિક અનુગામી, સ્વાતંત્ર્યના જ્યોતિર્ધર, ને હિંદનું ભાગ્ય ઘડનારા એક અપ્રતિમ પુરુષ છે"

ઘઉંવર્ણું શરીર, એ બરાવદાર મૂછોથી ગૌરવભર્યું લાગતું મુખમંડળ, હરહમેશ જેમાંથી કરૂણતાના વહેણ અખંડ નીતરતાં હોય એવી વિશાળ આંખો, ને સ્નેહભરી મુખમુદ્રા, જાડો ને લાંબો ડગલો, નહિ તો જવાહર જાકીટ, જાડું ઘુંટણથી જરા નીચે ને હમેશાં પાનીની ઉપર સુધીનું ધોતીયુ, ને ક્યાય ઢંગધડા વગરની જાણે માથાને માથે પડી હોય એવી ટોપી, એવી એમની શરીરની શોભા. આપણી આગળથી પસાર થાય, તો પ્રથમ દૃષ્ટિએ તદ્દન અનાકર્ષક, મોટાપણાની સદંતર છાપ વિનાનું, એવું એમનું

વ્યક્તિતત્વ. એમાં આટઆટલી પ્રજ્ઞા હશે, આવી પ્રચંડ બુદ્ધિમત્તા હશે, એનો ખ્યાલ સરખો પણ એમનો દેહ જોતા ન આવે. પણ એ બાહ્ય રૂક્ષતા પાછળ કેટલી ઉચ્ચોચ્ચ સંસ્કારિતા રહેલી છે, તે તો કોઈ જાણનાર જ પારખી શકે. હીરાપારખુ કોઈ સામાન્ય જન થોડા હોય એ હીરાને ને રત્નને, પહેલાં, ગોખલેએ નાણી જોયું. ને પછી બાપુજીએ એમણે એ રત્નને વધુ તેજસ્વી ને દેદીપ્યમાન બનાવ્યું. ને આજે એના ઝળહળતા પ્રકાશે ભારત ઉજળું છે ને રહેશે.



## ઉપસંહાર

ઘઉંવર્ણો રંગ, માથાપર ખાદીની ટોપી, ભરાવદાર મૂછો, કપડાંની બેદરકારી, દમની સામે જેણે સતત મોરચો માંડયો છે એવા ઉત્સાહપૂર્ણ સેનાની, જાણે કિસાનોના સાચા પ્રતિનિધિ હોય એવા, શહેરીજીવનનો જેને જરાય ઓપ ન લાગ્યો હોય એવા, નેતા તે રાજેન્દ્રબાબુ.

એમની શક્તિ યુવકને શરમાવે છે. એમની તપશ્ચર્યા ને ત્યાગવૃત્તિ ભલભલા સન્યાસીને પણ લજવાવે છે, ને એમની કુશાગ્રબુદ્ધિ સમક્ષ ભલભલા પંડિતો પણ શિર ઝૂકાવે છે. એમને જોઈને ભપભપકાનું અભિમાન ચૂરેચૂરા થઈ ગયું છે. એઓ શ્રદ્ધાના ને સેવાના પ્રતીક છે. એઓ સદા જાગ્રત એવા લોકસેવક છે. એમના માર્ગમાં હંમેશાં જરાયે ઉચાટ નહિ, ખોટો ઉદ્વેગ નહિ. જ્યારે જુઓ ત્યારે નિર્મળ શાંતિ. એમની જીવનરીતિમાં ઈમાનદારી પૂર્ણત ભરી છે. એમનો અહંકાર એમની નમ્રતામાં ડૂબ્યો છે. એમની વિદ્વત્તા વિનમ્રતામાં સમાઈ ગઈ છે.

રાજેન્દ્રબાબુ એટલે સાદાઈ. સાદાઈ તો ગાંધીજીએ આપણને અર્પેલો એક મહાગુણ છે. પણ રાજેન્દ્રબાબુની સાદાઈમાં એક પ્રકારની અનન્યતા છે. એ સાદાઈ એવી છે કે એ જોઈને આપણને એમ જ લાગવાનું કે આ તો કોઈ ગામડિયો પુરુષ છે. જવાહર-

લાલજીની સાથે રાજેન્દ્રબાબુનો એક ફોટોગ્રાફ હતો. એ જોઈને સચ્ચિદાનંદ સિંહાને એમ ભ્રમ થયેલો કે જવાહરલાલજીની જોડે એમના મોટર હાંકનારનો ફોટો હશે. એમની સાદાઈમાં કૃત્રિમતા નથી. કશો પ્રયત્ન નથી. પણ એ એમના સ્વભાવનું જ એક લક્ષણ છે. કારણ સામાન્ય માનવીની જેમ સારા દેખાવાનું કે બીજા પોતાની તરફ આકર્ષાય એ જાતની વૃતિ જ એમનામાં રહી નથી. તેથી જ બાહ્ય આવરણ તરફ એઓ બેદરકાર છે. વેશભૂષા એ એમને મન શણગાર નથી પણ માત્ર શરીર રક્ષણનું કે શરીર ઢાંકવાનું એક સાધન છે. એમને મોજશોખ કશું પસંદ જ નહિ. એકવાર રાજેન્દ્રબાબુ હિન્દી સાહિત્ય સંમેલનના પ્રમુખ ચૂંટાયલા. એઓ થોડા મિત્રો જોડે અધિવેશન માટે રવાના થયા. એમના મિત્રો જે સાધારણ રીતે બીજા વર્ગમાં મુસાફરી કરતા, તેમને પણ ત્રીજાવર્ગની ટીકીટ લેવી પડી. એમના મિત્રોને હતું કે અલ્હાબાદ પહોંચતાં, રાજેન્દ્રબાબુ કાં તો આનંદભવનમાં જવાહરલાલજીને ત્યાં ઉતારો કરશે, અથવા તો બાબુ પુરુષોત્તમદાસ ટંડનને ત્યાં. પ્રયાગ પહોંચતાં વેંત જ એમના સાથીઓએ, એમને ઘણો આગ્રહ કર્યો. પણ રાજેન્દ્રબાબુ ન તો આનંદભવન ગયા અથવા તો ટેલિફોનદ્વારા પોતાના આગમનના સમાચાર આપવાનો પણ એમણે વિરોધ કર્યો. એઓ સ્ટેશન પરના ઇન્ટરના મુસાફરખાનામાં ઉતર્યા. ત્યાં નાહી ધોઈને એક હોટેલમાં ભોજન લઈ, સીધા એક્કાગાડી ભાડે કરી સંમેલનની ઓફિસમાં પહોંચ્યા. ટંડનજી કે સંમેલનના અન્ય કોઈ અધિકારીને રાજેન્દ્રબાબુના આગમનની કશીય ખબર નહિ. એટલે રાજેન્દ્રબાબુને એક્કામાંથી ઉતરતા જોઈને એમને ઘણુ આશ્ચર્ય થયું, ને, એ લોકો લજવાયા પણ ખરા. એક જણ કહે, "અમારે ત્યાં બીજાવર્ગના નેતાઓ પણ એક્કાગાડીમાં મુસાફરી ન કરે, તો રાજેન્દ્રબાબુ..

જેવા કોંગ્રેસના બે વારના પ્રમુખ જેવી કક્ષાના નેતા આમ એક્કામાં મુસાફરી કરે એ જોઈને અમારી શરમનો પાર નથી". આ એમની સાદાઈ.

રાજેન્દ્રબાબુ એટલે પરલક્ષી દૃષ્ટિની મૂર્તિ. એઓ સામાની દૃષ્ટિએ જ વિચારે છે. અન્યને શું થશે, એની લાગણી તો નહિ દુઃખાય એ દૃષ્ટિ રાખીને જ એઓ બધાં કાર્ય કરે. ગરીબ ને તવંગર, બધા એમને મન સરખા. એમને ત્યાં ગમે તે માણસ આવી એમને મળીને પોતાનું કાર્ય કરાવી શકે. એમનાં દ્વાર સદા સર્વદા લોકોને માટે ખુલ્લાં જ હોય. એમને મળતાં કોઈ કોઈને અટકાવે એથી એમને ખૂબ જ દુ:ખ થાય. એકવાર રાજેન્દ્રબાબુ કોંગ્રેસના પ્રમુખ હતા. એમને પુષ્કળ કામ રહેતું વિશ્રામનું તો નામ નહોતું. કોંગ્રેસની સુવર્ણ જયંતી હતી. મલબાર હીલ પર એક મારવાડી શેઠિયાના મહેમાન હતા. એવામાં એમની ખાંસીએ જોર પકડ્યું. કૃપાલાણીજી ત્યાં જ હતા. એમણે રાજેન્દ્રબાબુના એક સાથીને કહ્યું, "રાજેન્દ્રબાબુને સખત ખાંસી થઈ છે. સાંજે બે સભામાં ભાષણ કરવાના છે. એટલે એમને બપોરના તો પૂરેપૂરો આરામ મળવો જોઈએ. એમને મળવા તો લોકો આવ્યા જ કરવાના. જો એ બધાને મળવા દઈશું, તો, એમની તબિયત વધારે બગડશે. માટે તમો ફાટક પર બેસો ને કોઈને આવવા ન દેશો". બપોરે ભોજન લઈ રાજેન્દ્રબાબુ જરા આરામ લેવા ગયા. દશેક મિનીટ થઈ હશે, ત્યાં ત્રણચાર શેઠિયા જેવા લાગતા માણસો આવ્યા. એમણે કહ્યું, "અમારે ખૂબ જરૂરી કામ છે. અમને રાજેન્દ્રબાબુને મળવા દો".

પેલા બારણાની ચોકી કરતા સાથી કહે, "એમની તબિયત સારી નથી. એમને સાંજે ભાષણો કરવાનાં છે. એમને આરામની

ખૂબ જરૂર છે. એટલે આપ લોકોને હમણાં તો હું નહિ જ અંદર જવા દઉં".

પેલા લોકો ગુસ્સે થયા. શોરબકોર મચ્યો. ને, એ ધમાલમાં રાજેન્દ્રબાબુ જાગી ઊઠયા. એમણે પેલા સાથીને અંદર બોલાવીને બધી હકીકત પૂછી. રાજેન્દ્રબાબુને માઠું લાગ્યું. પેલા સાથીને કહે, "આટલે આઘેથી એ લોકો આવ્યા તેમને પાછા કાઢવા એ સારું કહેવાય? જરૂરી કામ ન હોત તો આ તાપમાં એ લોકો આવત- શા માટે? પાછા જાય તો એમને કેવું થાય? તને આમ જરૂરી કામે કોઈ ઠેકાણે ગયો હોય ને કોઈ પાછો મોકલે તો કેવું થાય જરા સામાની દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ". એમ કહી પેલા લોકોને અંદર બોલાવી, પેલા સાથીને બદલે પોતે એના આચરણ બદલ માફી માગી.

એ જ રીતે માઢુંગામાં જાહેરસભા હતી. રાજેન્દ્રબાબુએ ભાષણ પૂરું કર્યું હતુ. પ્રમુખ મહાશય રાજેન્દ્રબાબુને આભાર માનતા હતા. એટલામાં સભામાંથી એક જણ એક પ્યાલામાં જીરાનું સુગંધી પાણી લઈને આગળ આવ્યો. એ આવીને રાજેન્દ્રબાબુના પેલા સાથીને કહે, "બાબુજીને માટે મેં આખી બપોર મહેનત કરીને આ જીરાનું સુગંધી પાણી તૈયાર કર્યું છે. બાબુજીને જરા કહોને કે પાણી પીએ". પેલો સાથી કહે, "ઠંડી છે એમને ખાંસી ઊપડી છે. એટલે એમને પાણીની જરૂર નથી. ઉલટી એથી એમનું શરીર વધારે બગડશે". છતાંય પેલા ભાઈ રાજેન્દ્રબાબુ તરફ પાણીનો પ્યાલો ધરે, ને, પેલો સાથી એમને વારે. એટલામાં રાજેન્દ્રબાબુની દૃષ્ટિ એ તરફ વળી. એમણે તરત પૂછ્યું, "શું છે ભાઈ?" એટલે પેલા ભાઈએ ઉત્તર આપ્યો, "બાબુજી, આજે આખી બપોર મહેનત કરી મેં આપને માટે આ સુગંધીદાર જીરાનું

પાણી તૈયાર કર્યું છે. એક ઘૂંટ પીઓ તો મહેરબાની". રાજેન્દ્રબાબુએ તરત પ્યાલો લીધો ને બે ત્રણ ઘૂંટડા પાણી પીધું. પેલો રાજી રાજી થઈ ગયો. રસ્તામાં પોતાના સાથીને રાજેન્દ્રબાબુ કહે, "બે ઘૂંટડા પાણીમાં મારી તબિયત શું બગડી જવાની હતી? ન પીત તો એ માણસને બિચારાને કેટલું દુઃખ થાત?"

આમ પોતાના દુઃખનો વિચાર ન કરતાં અન્યની દૃષ્ટિએ વિચાર કરવાની, બીજાનાં સુખદુઃખ તરત સમજી લેવાની એમની વૃત્તિ બહુ સહજ ને સ્વાભાવિક છે.

સ્નેહાળતા તો એમના જીવન જોડે જડાઈ ગઈ છે. પોતાના એકેએક કાર્યકર જોડે એઓ સમભાવથી વર્તે છે. એ બધાની જોડે એમને એકતા લાગે છે. એક વાર ૧૯૩૧માં કલકત્તામાં હિંદી સાહિત્ય સંમેલનનું અધિવેશન હતું. એમાં બિહારના બીજા કાર્યકર્તાઓ પણ શામિલ હતા. રાજેન્દ્રબાબુ આવ્યા તેવા તેમને સીધા જ મંચ પર લઈ જવામાં આવ્યા. એઓ મંચ પર બેઠા. મંચની બરોબર નીચે જ બિહારના કાર્યકર્તાઓ હતા. રાજેન્દ્રબાબુએ એ લોકોને જોયા એટલે એ પોતે મંચ પરથી નીચે ઉતરી સીધા એમના સાથીઓની પાસે આવ્યા ને કહે, "જરા ખસો તો, મને બેસવાનો માગ કરી આપો". એમના સાથીઓએ એમને મંચ પર જવા ઘણું સમજાવ્યા, પણ રાજેન્દ્રબાબુ થોડા માનવાના હતા? એઓ તો છેક છેવટ સુધી નીચે જ બેસી રહ્યા.

રાજેન્દ્રબાબુની કર્તવ્યનિષ્ઠા પણ અજબ છે. દમનો વ્યાધિ એમની કર્તવ્યભાવનાની આડે આવતો નથી. સાર્વજનિક કાર્ય માટે એઓ ક્યારેય પણ પોતાની તબિયતનો વિચાર કરતા નથી. દુષ્કાળ, રોગ, રેલસંકટ, ધરતીકંપ જેવા પ્રસંગોએ તો એઓ

પોતાની જાતને બિલકુલ વિસરી જાય છે. એમણે એવો નિયમ કર્યો છે કે, પોતે જેટલું સુતર કાંતે તેટલી જ ખાદી એઓ પહેરે. જો ત્રણ ધોતિયાં જેટલી ખાદી કંતાય તો એઓ ત્રીજાથી ચોથું ધોતિયું ન પહેરે. આટલી બધી સચ્ચાઈ, આટલી પ્રબળ કર્તવ્ય-ભાવના એમનામાં છે.

રાજેન્દ્રબાબુ એટલે આદિથી અન્ત સુધી સેવક. આજે તો એઓ સેવક મટીને ગાંધીજીના ગાઢ સંપર્કને પરિણામે સાધક પણ બન્યા છે. એમણે એટલે ભક્તિ ને શ્રદ્ધાનો રસ્તો લીધો છે. એ માર્ગમાં સંદેહ નથી, શંકા કે સંશય નથી. એ માર્ગ ઈતબારનો છે, આત્મત્યાગનો છે. એમની માનવતા એ તો ગંગાનો પુનિત પ્રવાહ છે એ પ્રવાહમાં સોન નદીના જેવી ઉમતા નથી કે નર્મદાના જેવી વક્રતા યે નથી. એ પ્રવાહમાં નજરમાં ન માય એવી વિશાળતા છે. સત્યને અહિંસા, સેવા ને ઉદારતા એના આંતર-પ્રવાહો છે.

રાજનીતિની કુટિલતા એમને સ્પર્શી શકી નથી. એમની સત્યનીતિને એ ડગાવી શકી નથી. એમણે ઉલટી રાજનીતિને પોતાના ઉજ્જવળ પ્રભાવથી પ્રભાવિત કરી છે. એમને પક્ષા-પક્ષીની માયાજાળમાં, રાજનીતિ ગૂંચવી શકી નથી. પણ એ તો પેલા કમળપુષ્પની જેમ રાજનીતિના ઊંડા જળમાં હોવા છતાં એના દુર્ગુણોથી અસ્પૃષ્ટ રહ્યા છે. અધિકાર, સત્તા, એ બધા ઝેરને શંકર સમા એ બિહારી મહાપુરુષ પી ગયા છે. જેમ નદી પોતાની પાસે પોતાનું કશું ન રાખતાં બધુંય સિન્ધુને સમર્પિત કરી દે છે, તેવી જ રીતે એમણે જનસમૂહ રૂપી સાગરને પોતાનું સર્વસ્વ અર્પી દીધું છે. બિહારનો એકેએક પુરુષ પછી એ ચાહે તે પક્ષનો હો, છતાં એ રાજેન્દ્રબાબુને પોતાનો

નેતા માને છે. એનું એક મુખ્ય કારણ તો એ છે કે રાજેન્દ્રબાબુની વાણીમાં કોઈ પણ વાર વ્યંગ્ય નથી, કટાક્ષ નથી, સામાને હઝાડવાની વૃત્તિ નથી હોતી. એમનામાં નથી ઈર્ષ્યા, કે, દ્વેષ. નથી અધિકારનો શોખ. નથી કડવાશ કે નથી અશ્રદ્ધા.

રાજેન્દ્રબાબુ આમ ભગે તેટલા માંદા રહેશે, એમનું શરીરસ્વાસ્થ્ય એમની શક્તિને વિક્ષેપક નીવડતું હશે તો પણ, એમણે દેશની નિરનિરાળા પ્રકારની જનતા જોડે જે જીવંત સંપર્ક સાધ્યો છે તેવો પંડિત જવાહરલાલ સિવાય દેશની કોઈપણ વ્યક્તિએ પ્રવાસ કરી જનસંપર્ક સાધ્યો નથી. રાષ્ટ્રપતિ તરીકે એમણે રાષ્ટ્રની જીવતતાનો સુભગ પરિચય કેળવ્યો છે. જ્યારે એઓ કોંગ્રેસના પ્રમુખ ચૂંટાયા ત્યારે વિરોધી ટીકા કરનારા ઘણા નીકળેલા. એ લોકો કહેતા હતા, આ દુર્બળ દેહ, આ હમેશનાં માંદા માણસ દેશની આવી કટોકટીના વખતમાં શું કરી શકવાના હતા. એ સંઘ કાશીએ શી રીતે જવાનો હતો. પણ જ્યારે મુંબાઈ કોંગ્રેસનું કાર્ય સંપૂર્ણ થયું, જ્યારે રાજેન્દ્રબાબુએ પોતાની અવિરત કાર્યશક્તિનો પરચો બતાવ્યો ત્યારે એ જ ટીકા કરનારાઓ હારી ગયા. ત્યારે પોતાની માન્યતા ખોટી હતી, તથા એ દેશનેતાને સમજવામાં પોતે ભૂલ કરી હતી તેમ એ લોકો જ કહેવા લાગ્યા.

કર્તવ્યપ્રિયતાની જોડે ભગવાને રાજેન્દ્રબાબુને વક્તૃત્વશક્તિ પણ આપી છે. એમના ભાષણોમાં ખોટા ઉશ્કેરાટ નથી હોતો, પણ લોકોના હૃદયને સ્પર્શે એવું, પ્રમાણસર, મુદ્દાસર ને વિવેકયુક્ત એમનું ભાષણ હોય છે. એમની ભાષણ કરવાની રીતિ અધ્યાપકની રીતિ છે. એમાં વાતને વિકૃત કરવાની રાજનીતિજ્ઞની કપટકળા નથી, કે અતિશયોક્તિનો ભાર નથી હોતો. પણ, સરળ વાણીમાં, સચોટ, દલીલોથી એઓ વાસ્તવિક

પરિસ્થિતિ રજૂ કરે છે. એમની હિન્દી એ સામાન્યમાં સામાન્ય માનવી સમજે એવી હિન્દી છે. એ પંજાબમાં જાય તો એમાં ઉર્દૂ શબ્દો ભારોભાર ભર્યો હશે, ને જો એઓ મહારાષ્ટ્ર, ગુજરાત, કે મધ્યપ્રાંતમાં ભાષણ આપતા હોય તો એમાં હિન્દી-સંસ્કૃત શબ્દો હોય.

રાજેન્દ્રબાબુ ભાવનાના ને બુદ્ધિ બંનેના સંગમનું પ્રયોગક્ષેત્ર છે. રાજેન્દ્રબાબુનાં જીવનનું પૃથક્કરણ શી રીતે થઈ શકે? જ્યાં નિર્મળ દૂધ જ હોય ત્યાં દૂધ ને પાણી શી રીતે નોખા પાડી શકાય? એમનો બહારનો રૂપરંગ જોતાં, ને એમની પ્રખર પ્રજ્ઞાપ્રતિભા જોતા આપણને એમ જ થાય કે ભગવાને એક બેડોળ કૂપીમા છલોછલ અમૃત ભર્યું છે.

ગાંધીયુગની હિંદની રાજનીતિમાં જેમણે સેવા, આડંબર કે દંભ વિનાની શ્રદ્ધાનું દાન કર્યું છે, જેમના સ્વભાવમા જ કોઈનું અસ્વાબ કરવાની કે ઇચ્છવાની વૃત્તિ જ નથી, જે જનતાને વફાદાર છે કારણકે એઓ પોતાની જાત પ્રત્યે વફાદાર છે તે રાજેન્દ્રપ્રસાદ.

ગાંધીજી ભારતના આત્માનું પ્રતીક છે. પંડિત જવાહરલાલ પશ્ચિમના સંસર્ગથી ભારત કેવું પ્રદીપ્ત બન્યું તેની અભિવ્યક્તિ છે. સરદાર પટેલ એ પોતાના અધિકારો પ્રાપ્ત કરવા માટે જાગૃત ભારતની ભુજા છે. એમનામાં દુશ્મનો પર પ્રહાર કરવાની સદા તત્પરતા હોય છે. જ્યારે રાજેન્દ્રપ્રસાદ એ આપણી પરિષ્કૃત શ્રદ્ધા, પ્રબુદ્ધ આત્મત્યાગ અને સજાગ કર્તવ્યનિષ્ઠાના પ્રતીક છે. ભારતની અકૃત્રિમતા, એની નૈસર્ગિકતા, એના એઓ પ્રતિનિધિ છે.

## 'હિંદની રાજભાષા' વિષે રાજેન્દ્રબાબુએ વ્યક્ત કરેલા વિચારો

### (૧)

**સ્થા**નિક બોલીઓની વાત જવા દઈએ તો બંગાળી, હિંદી, પંજાબી, ગુજરાતી, મરાઠી, તેલુગુ, તામિલ, મલયાળી, કન્નડ, ઊડિયા અને આસામી આટલી હિંદની મુખ્ય ભાષાઓ છે. એમાંની દરેક ઘણી મોટી સંખ્યાના લોકોની લખાણ અને સાહિત્યની ભાષા છે અને દેશના ઠીક ઠીક મોટા પ્રદેશમાં તે પ્રચલિત છે. એમાંથી હિંદી, ઉર્દૂ અને હિંદુસ્તાની શૈલીમાં સૌથી બહોળા વિસ્તારમાં પ્રચલિત છે. હિંદની મધ્યસ્થ સરકારનું વહીવટી અને સરકારી કામકાજ કઈ ભાષામાં ચલાવવું એ સવાલ ઉઠાવવામાં આવ્યો છે. આવી એક ભાષાની જરૂરિયાત સૌ કોઈ સ્વીકારે છે. વળી ઉપર જણાવવામાં આવેલી ભાષાઓમાંની પ્રત્યેક ભાષા જ્યાં તે પ્રચલિત હોય તે વિભાગની સરકારી ભાષા હોય એવી અપેક્ષા પણ રાખવામાં આવે છે. આમ, દરેક વિભાગને બે ભાષા સાથે કામ પાડવાનું રહેશે: એક સ્થાનિક અથવા પ્રાંતના હેતુને માટે અને બીજી હિંદ સમસ્તના હેતુને માટે. જેને હિંદ સમસ્ત માટેની ભાષા તરીકે પસંદ કરવામાં આવે તે અમુક વિભાગ કે પ્રાંતની પ્રચલિત ભાષા પણ હોય ત્યાં વળી જુદી વાત. એક સમસ્ત હિંદના રાજવહીવટ માટેની સર્વમાન્ય ભાષા હોય અને બીજી પ્રાંતને માટેની ભાષા હોય એવી અપેક્ષા

સ્વાભાવિક લાગે છે, પરંતુ એવી અપેક્ષાનાં પરિણામોનો પૂરેપૂરો ખ્યાલ હમેશાં કરવામાં આવતો નથી.

એ સવાલ કંઈ નવો નથી. ભૂતકાળમાં એ ઉદ્ભવ્યો હતો. એક વખતે હિંદ સમસ્તના હેતુને માટે દેશભરમાં સંસ્કૃત ભાષાનો ઉપયોગ કરવામાં આવતો હતો. જો કે એ જનસમુદાયની ભાષા નહોતી અને ગણ્યાગાંઠ્યા લોકો જ તેનો અભ્યાસ કરતા હતા. એ કાવ્ય અને સાહિત્યની ભાષા હતી એટલું જ નહીં પણ પોતાની કૃતિ હિંદભરમાં પ્રચલિત કરવાને ચહાતા લેખકો ફિલસફી, વૈદક, ઇજનેરી વિદ્યા, રસાયણ, ખગોળવિદ્યા તથા વિજ્ઞાનના ઇતર વિષયોના ગ્રંથો એ ભાષામાં જ લખતા. કાયદાના ગ્રંથો પણ સંસ્કૃતમાં લખતા. ધાર્મિક સાહિત્યની ભાષા પણ બેશક સંસ્કૃત જ હતી. પરંતુ સંસ્કૃત અને કોઈ પણ પ્રાંતીય ભાષા વચ્ચે કદીયે ઘર્ષણ થયાનું મારી જાણમાં નથી. પ્રાંતીય ભાષાઓએ કેવળ વિચારો જ નહીં પણ પોતાનો શબ્દોભંડોળ પણ સારી પેઠે સંસ્કૃતમાંથી લીધો છે. ઉત્તર અને પશ્ચિમ હિંદની ઘણે અંશે સંસ્કૃતમાંથી જ ઊતરી આવેલી પ્રાન્તીય ભાષાઓ કરતાં સર્વથા બીજા જ મૂળમાંથી ઊતરી આવેલી દક્ષિણ હિંદની ભાષાઓ એમાંથી વિચારો અને શબ્દભંડોળ ઓછા પ્રમાણમાં લે એ સ્વાભાવિક હતું.

મુસલમાનો હિંદમાં આવ્યા અને આ દેશના રાજકર્તા બન્યા ત્યારે સરકારી અને વહીવટી હેતુઓને માટે તેમણે પોતાની ભાષાનો ઉપયોગ કર્યો, પરંતુ એ સિવાય સંસ્કૃત કે પ્રાન્તીય ભાષાઓમાં તેમણે કશી દખલ ન કરી. ઇસ્લામની ભાષા અરબી છે...... પરંતુ હિંદના મુસલમાન રાજકર્તાઓની ભાષા અરબી નહોતી. તેમણે ફારસી ભાષા અપનાવી કેમ કે અરબી કરતાં તેનો તેમને વધારે પરિચય હતો.........ફારસી રાજભાષા બની અને એ કારણે

તેનો બહોળા પ્રમાણમાં અભ્યાસ થવા લાગ્યો......ફારસી ભાષા અને સાહિત્ય પર અરબી ભાષા અને સાહિત્યની ભારે અસર થવા પામી છે. પરંતુ હિંદમાં તો અરબી કરતાં ફારસી વિશેષ કરીને અપનાવવામાં આવી. ફારસીનો પ્રચાર એટલો બધો વધી ગયો કે,......મોટા ભાગના સામાન્ય લોકો પણ પોતાનો વહીવટી ફારસીમાં ચલાવતા............

અંગ્રેજો અહીં આવ્યા ત્યારે રાજવહીટમાં તેઓ પોતાની ભાષા વાપરવા લાગ્યા અને ધીમે ધીમે તેમણે ફારસીનું સ્થાન અંગ્રેજીને આપ્યું....... પરિણામે........સરકારી અને વહીવટી હેતુઓ માટેની ભાષા તરીકે અંગ્રેજીનો સ્વીકાર કરવામાં આવ્યો છે; વેપારી પેઢીઓ અને બીજાઓએ પણ તેને અપનાવી છે. આ અનિવાર્ય હતું, કારણ કે અંગ્રેજીનો શિક્ષણના માધ્યમ તરીકે સ્વીકાર કરવામાં આવ્યો ત્યારથી એનો વધુ ને વધુ ફેલાવો થતો ગયો છે. તે એટલે સુધી કે યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસનું જ નહીં પણ શાળાનાં નીચલાં ધોરણના શિક્ષણનું માધ્યમ પણ અંગ્રેજી બની ગઈ............

હિંદમાં મુસલમાન કે અંગ્રેજ રાજકર્તાએ એ કર્યું તે, એક પ્રજાએ બીજી પ્રજાને જીતી લીધી હોય અથવા બીજા દેશ પર પોતાનો અમલ સ્થાપ્યો હોય એ સ્થિતિમાં દુનિયાભરમાં બનવા પામ્યું છે હવે પરદેશી અમલનો અંત આવ્યો છે ત્યારે આપણે બધો વહેવાર આપણી પોતાની ભાષામાં ચાલવો જોઈએ એવી આશા પ્રદર્શિત કરવામાં આવે એ સ્વાભાવિક છે. પણ હું ઉપર જણાવી ગયો તેમ દેશના જુદા જુદા ભાગમાં ઘણી ભાષાઓ પ્રચલિત છે અને તેથી હિંદ સમસ્તને માટે એક ભાષા હોવી એ જરૂરનું છે...........દેશના કોઈ પણ ભાગની કોઈ ને કોઈ ભાષા

દેશના બીજા ભાગો પર પરાણે ઠોકી બેસાડીને એક પ્રકારનું ભાષાનું આધિપત્ય અથવા સામ્રાજ્ય સ્થાપવાનો સવાલ જ નથી. ઝઘડો દેશસમસ્ત માટેની સર્વસામાન્ય ભાષા તરીકે હવે જેનો સ્વીકાર કરવામાં આવશે તેની અને સામેથી ફારસી યા અંગ્રેજી વચ્ચે ઊભો થાય છે. આજની દેશ સમસ્તની સર્વ સામાન્ય ભાષાને, જે લોકોની અને જે ભાગોની એ ભાષા નથી તેઓ તેને એવી ભાષા તરીકે સ્વેચ્છાપૂર્વક સ્વીકારશે, જ્યારે મુસલમાન રાજકર્તાઓએ ફારસી અને અંગ્રેજ રાજકર્તાઓએ અંગ્રેજી લોકો પર લાદી ત્યારે તેમને માટે પસંદગી કરવાનો અવકાશ નહોતો...... અવરજવર અને સંસર્ગ સાધવાનું મુશ્કેલ હતું અને ઝડપી આવ જા અશક્ય હતી ત્યારે સર્વસામાન્ય ભાષાની જરૂર એટલી નહોતી અથવા સહેલાઈથી દેખાતી નહોતી પણ આજની પરિસ્થિતિએ તેમજ આધુનિક જમાનાના અવરજવરનાં તથા સંસર્ગ સાધવાનાં સાધનોએ દુનિયાની સૂરત એટલી બધી બદલી નાખી છે કે દેશના એક ભાગને તેના બીજા ભાગોથી અળગો રાખવાનું અતિ મુશ્કેલ બની ગયું છે ........ આજે એ સ્થિતિ છે કે, આધુનિક પરિસ્થિતિને કારણે જ નહીં, બ્રિટિશ અમલને પરિણામે પણ આપણા મોટા ભાગના કાયદા સમસ્ત દેશને માટે સર્વસામાન્ય છે. છેલ્લાં સો કે તેથી યે વધારે વરસો દરમ્યાન બધા પ્રાન્તોમાં તેમજ ઘણાંખરાં દેશી રાજ્યોમાં પણ બધા કાયદા અંગ્રેજીમાં થતા રહ્યા છે અને દેશભરમાં તે સમજાતા આવ્યા છે તથા જરૂર પ્રમાણે વકીલો તેનો અભ્યાસ કરતા આવ્યા છે. હાઈ કોર્ટોના ચુકાદાઓ બધા અંગ્રેજીમાં હોય છે. બીજી હાઈ કોર્ટો તેમને અનુસરતી ન હોય તોયે એ ચુકાદાઓનું અધ્યયન થાય છે, તેમને ટાંકવામાં આવે છે તથા તથા તેમનો ઉલ્લેખ કરવામાં આવે છે. એ જ રીતે જુદા જુદા પ્રાન્તોની ધારાસભાની કાર્યવાહી પણ મોટે ભાગે અંગ્રેજીમાં જ

ચાલતી હોવાથી મધ્યસ્થ ધારાસભાની કાર્યવાહીના હેવાલની પેઠે એના હેવાલો પણ બીજા પ્રાન્તોને મળે છે. સવાલ એ ઊઠે છે કે, મધ્યસ્થ સરકારના વહીવટી કામ માટે આપણે એક ભાષા સ્વીકારીએ અને દરેક ભાષા વિભાગના સરકારી તેમજ વહીવટી કામ માટે તે તે ભાગની સ્થાનિક ભાષા સ્વીકારીએ તો એ બે વચ્ચેની સીમા ક્યાં દોરીશું ? જો દરેક પ્રાન્તમાં કાયદા તે પ્રાન્તની ભાષામાં થવાના હોય તો બીજા પ્રાન્તોને તે જાણવાનો લાભ અને તક મળતાં નથી. તે જ રીતે એ પ્રાન્તને પણ બાકીના દરેક પ્રાન્તના કાયદા જાણી તેનો લાભ ઊઠાવવાની તક મળતી નથી. દરેક ભાષાવિભાગની અદાલતની ભાષા સ્વાભાવિક રીતે જ તે વિભાગની ભાષા રહેશે અને તેથી એની હાઇકોર્ટના ચુકાદા બીજી હાઇકોર્ટો આગળ ટાંકવા માટે મળશે નહીં અને તે જ રીતે તેની હાઇકોર્ટને બીજી હાઇકોર્ટના મહત્વના ચુકાદાઓના લાભ ઉઠાવવાનો અવકાશ નહીં રહે સુપ્રિમ કોર્ટ એટલે કે દેશની સર્વોચ્ચ અદાલતની ભાષા કઈ રહેશે ? હું ધારું છું કે તે દેશ સમસ્તની સર્વસામાન્ય ભાષા હશે. જુદી જુદી ભાષાઓમાં લખાયેલા ચુકાદાઓ સામેની અપીલનો નિર્ણય તે કેવી રીતે કરશે ? તેના ન્યાયાધીશો સામાન્ય રીતે પોતાના વિભાગની અને દેશની સર્વ-સામાન્ય ભાષા એમ બેથી વધુ ભાષા જાણે એવી અપેક્ષા ન રાખી શકાય. તો પછી જેની સામે અપીલ કરવામાં આવી હોય તે ચુકાદાઓના તરજુમા પરથી તેઓ પોતાનું કામ ચલાવશે ? જેની સામે અપીલ કરવામાં આવી હોય તે ચુકાદો કાયદાના મુદ્દાને અંગેના નિર્ણયોની ઘણાં વરસો સુધી વિસ્તરતી હારમાળાનો છેલ્લો મણકો હોય એવું અપીલ માટેની છેવટની અદાલતમાં ઘણી વાર બને છે અને એવો ચુકાદો રદ થતાં ચુકાદાઓની આખી હારમાળા નકામી બની જાય એ ભૂતકાળમા બનતું હતું અને ભવિષ્યમાં પણ બનવા સંભવ છે. જિલ્લાની અદાલતના તેમજ પ્રાંતની હાઇકોર્ટના વકીલો

અને ન્યાયાધીશોએ સુપ્રિમ કોર્ટના છેલ્લામાં છેલ્લા ચુકાદાની જાણકારી કેવી રીતે રાખવી ? આ બધા પ્રશ્નોનો જવાબ એક જ રીતે આપી શકાય કે, પોતપોતાની ફરજ બરાબર બજાવી શકે એટલા માટે વહીવટી અમલદારો, સુપ્રિમ કોર્ટ, પ્રાંતિક સરકારો અને હાઈકોર્ટના જ નહીં પણ છેક નીચેથી અદાલતોના વકીલો અને ન્યાયાધીશો, ધારાસભાઓના સભ્યો વગેરેએ ઓછામાં ઓછી હિંદ સમસ્તની સર્વમાન્ય ભાષા જાણી લેવી જોઈએ. એના પરથી એ ફલિત થાય છે કે, એ સર્વમાન્ય ભાષા સખ્યાબંધ લોકોએ શીખવાની રહેશે અને લોકશાહીને સફળતાપૂર્વક ચલાવવી હોય તો તે સમગ્ર પ્રજાવ્યાપી નહીં, તો બની શકે એટલી બહોળી ફેલાયેલી હોવી જોઈએ આ ઉપરથી એ ફલિત થાય છે કે, સાંસ્કૃતિક હેતુઓ સિવાય પણ સર્વમાન્ય ભાષાનો ઉપયોગ ઉત્તરોત્તર વધતો રહેવો જોઈશે.

એ જ સવાલને આપણે બીજી દૃષ્ટિથી તપાસીએ. પોતપોતાના અધિકારક્ષેત્રમાં શિક્ષણના માધ્યમ તરીકે સ્વભાવિક રીતે જ પોતપોતાના પ્રાંતની ભાષાને અપનાવી રહી છે તે આપણી યુનિવર્સિટીઓ એક બીજી સાથે સંપર્ક અને કશો યે સંબંધ રાખ્યા વિના સ્વતંત્ર રીતે પોતાનો વિકાસ સાધશે ? સંશોધન કરનારા આપણા સામયિકો કઈ ભાષામા પ્રસિદ્ધ કરવા ? તે આપણી પ્રાંતીય ભાષાઓમાં કે સર્વમાન્ય ભાષામાં હોય ?........... જો એવા સામયિકો સર્વમાન્ય ભાષામા નીકળવાનાં હોય તો સંશોધનનું કાર્ય કરનારાઓએ એ ભાષામા સારી સરખી પ્રવીણતા મેળવવી રહી ...........હિંદમાં અગ્રેજી ભાષાનો ભારે સરળતાપૂર્વક અભ્યાસ થતો આવ્યો છે એનું કારણ એ છે કે એમાં પ્રવીણતા મેળવવાથી બ્રિટિશ અમલ દરમ્યાન જીવનના દરેક ક્ષેત્રમાં દુનિયાદારીની

બાબતમાં સફળતા મેળવવાનો લાગ મળતો હતો.

પરસ્પરવિરોધી દાવાઓનું સમાધાન કરવાનો પ્રયાસ હમેશાં મુશ્કેલ હોય છે પરંતુ એ કર્યા વિના છૂટકો નથી. અહીં આપણે ભાષાવાર વિભાગો અને સમગ્ર હિંદના દાવાઓનો સુમેળ સાધવાનો છે. અને જુદા જુદા બધા ઘટકોએ સ્વીકાર્યું છે તેમ, હિંદ એક અને અવિભાજ્ય રહેવું જોઇએ એવું એક વખત આપણે સ્વીકારીએ એટલે હિંદ સમસ્તના દાવાઓનો સ્વીકાર કરવો જ રહ્યો. એને માટે જો અમુક પ્રદેશ કે વિભાગના ગણાતા હોય એવા હક્કો પર કાપ મૂકવાની જરૂર પડે તો તે સહી લેવું રહ્યું. રાજકીય હેતુઓને માટે આ વસ્તુ સ્વીકારી લેવામાં આવી છે અને માત્ર બંધારણના ખરડામાં જ નહીં પણ ૧૯૩૫ના બંધારણ કાયદામાં પણ મધ્યસ્થ સરકાર અને પ્રાંતોનાં ક્ષેત્રો ઝીણવટપૂર્વક ઠરાવવામાં આવ્યાં છે અને સીમિત કરવામાં આવ્યાં છે ભારે મહત્વની બાબતોમાં મધ્યસ્થ સરકારની સર્વોપરિતા નિખાલસતાપૂર્વક સ્વીકારી લેવામા આવી છે. સર્વમાન્ય ભાષાની બાબતમાં પણ એમ જ થવુ ઘટે. એની મર્યાદાઓ ભલે નક્કી કરવામાં આવે પરંતુ એનું ક્ષેત્ર ઘણું જ વિશાળ છે એની ના પાડી શકાય એમ નથી. એમાંથી અનિવાર્ય રીતે એ પણ ફલિત થાય છે કે, કેળવણીની વ્યવસ્થાની પણ એની સાથે બંધબેસતી આવે એ રીતે પુનર્રચના કરવી જોઇએ.

(૨)

હિંદને માટે સર્વમાન્ય ભાષાની જરૂરિયાત અને તેમાંથી ફલિત થતી બાબતો સ્વીકાર્યા પછી તરત જ કઈ ભાષા એ સર્વમાન્ય ભાષા બની શકે એ સવાલ ઊઠે છે. કેટલેક ઠેકાણે એવું સૂચવવામાં આવે છે કે અંગ્રેજીએ ક્યારનુંય એ સ્થાન

પ્રાપ્ત કર્યું છે અને એ ચાલુ ન રાખવાનું તથા હિંદની બીજી કોઈ ભાષાને એવું સ્થાન આપવાનું કશું કારણ નથી. આથી સર્વમાન્ય ભાષા પાસેથી અપેક્ષા રાખવામા આવે તે કાર્ય અંગ્રેજી આજે બજાવી રહી છે એ વાત સાચી છે. બીજો એક લાભ એ છે કે, અંગ્રેજી પાસે સમૃદ્ધ અને વધતો રહેતો શબ્દ ભંડોળ છે. વળી એ દુનિયાના ઘણા મોટા ભાગમાં સમજાય છે તથા એણે આંતરરાષ્ટ્રીય દરજ્જો અને ઉપયોગિતા પ્રાપ્ત કર્યા છે. એ વસ્તુ પ્રાપ્ત કરવી હિંદની કોઈ પણ ભાષાને માટે મુશ્કેલ છે. આ બધા લાભો અંગ્રેજીને પક્ષે છે ખરા પરંતુ આ દેશમા તેણે મૂળ નાખ્યાં નથી અને આજસુધી એને મળતો આવેલો રાજ્યનો આશરો ખેંચી લેવામા આવતા વેંત આજે એની જે વ્યાપક અસર છે તે દૂર થશે. વળી, પરદેશી ભાષા દેશના બધા ભાગોમા પરાઈ જ રહેવાની અને દેશનો કોઈ પણ ભાગ પોતાની ભાષા જાણે છે તે રીતે સમગ્રપણે એ ભાષા શીખી શકે નહીં. આથી અંગ્રેજી ભાષા શીખવી પડશે અને રાજ્યની કૃત્રિમ મદદ દ્વારા એનો અભ્યાસ ચાલુ રાખવો પડશે પરંતુ એ અહીં કદી મૂળ નહીં ઘાલે અને આ દેશના કોઈ પણ ભાગની આમજનતાની ભાષા એ ન બની શકે, જ્યારે હિંદની બીજી કોઈ પણ ભાષા કંઈ નહીં તો દેશના કોઈ એક ભાગના બધા વર્ગોની તેમ જ આમ જનતાની ભાષા તો હશે જ. વળી બીજી કેટલીયે પ્રાન્તીય ભાષાઓ સાથે પણ તેનો નિકટનો સંબંધ હશે અને એ રીતે પ્રાન્તોના લોકો પણ એને સહેલાઈથી અપનાવી શકશે. આથી આપણી પસંદગી હિંદની ભાષા પૂરતી જ મર્યાદિત હોવી જોઈએ, આપણે અંગ્રેજી શીખવાનું સદંતર બંધ કરીશું એવો એનો અર્થ નથી આંતરરાષ્ટ્રીય હેતુઓને અર્થે આપણે અંગ્રેજી શીખવાની રહેશે જ. તેના વૈજ્ઞાનિક,

તાત્ત્વિક તેમજ ઈતર સાહિત્યના વિપુલ વારસાને કારણે પણ આપણે તે શીખવી પડશે. પણ એનો અભ્યાસ ગણ્યાગાંઠયા લોકો કરશે અને એ અભ્યાસનું ઊંડાણ કેટલું હશે તેનો આધાર એનો શો ઉપયોગ કરવાનો છે એ પર રહેશે...........

હિંદની ભાષાઓમાં જે બહોળા વિસ્તારમાં બોલાતી અને સમજાતી હોય તે ભાષા પર જ સ્વાભાવિક રીતે એ પસંદગી ઉતરશે આ રીતે હિંદી કે હિંદુસ્તાનીની એ માટેની પસંદગી ઉઘાડી છે; પછી એને ચાહે તે નામ આપો. એની પાસે સારું સરખું સાહિત્ય છે, એ વિકસી શકે એવી છે, ઉત્તર હિંદની બધી ભાષાઓ સાથે એનો સંબંધ છે અને એમાંની કોઈ પણ ભાષા બોલનાર અને જાણનાર એ સહેલાઈથી શીખી શકે એમ છે. દક્ષિણ હિંદની ભાષાઓમાં પણ, ખાસ કરીને તેલુગુ, કન્નડ અને મલયાળી ભાષામાં સંસ્કૃતમાથી ઉદ્‌ભવેલા શબ્દો સારા પ્રમાણમા છે, વિજ્ઞાન, કાયદો, રાજ્યવહીવટ, રાજકારણ, ઈજનેરી વિદ્યા, ઉદ્યોગો વગેરે વિષયોને લગતા આધુનિક વિચારો વ્યક્ત કરવા માટેનું વાહન બનાવવા માટે હિંદી કે હિંદુસ્તાનીનો શબ્દભંડોળ સારી પેઠે વધારવો જોઈશે એ વસ્તુ સ્વીકારવી જોઈએ. આ વાત હિંદની બીજી ભાષાઓને પણ લાગુ પડે છે. બીજું, હિંદની સર્વમાન્ય ભાષા જે પ્રદેશોમા તે જાણીતી કે સમજાતી ન હોય તેમને સુગમ થઈ પડે એટલા માટે તેને બની શકે એટલી સહેલી બનાવવી જોઈએ................નવો શબ્દ યોજતાં પહેલાં જે ભાષામાં ભળી ગયો હોય અથવા સહેલાઈથી ભળી જઈ શકે એમ હોય એવો ચાલુ શબ્દ ખોળવાનો પ્રયાસ કરવો જોઈએ. પ્રાંતીય ભાષાઓ છે અને હિંદી કે હિંદુસ્તાનીના શબ્દભંડોળમાં તેઓ સારો સરખો ફાળો આપી શકે એમ છે અને એવી એક કે વધારે પ્રાંતીય

ભાષામાં સામાન્ય હોય એવો શબ્દ હિંદી કે હિંદુસ્તાનીએ ન સ્વીકારવાને કશું કારણ નથી. સાહિત્યની ભાષામાં વપરાતા જ નહી પણ પ્રચલિત બોલીઓના શબ્દો પણ એમાં સારો ફાળો આપી શકે. ગામડાંની બોલીઓ જીવતી ભાષાઓ છે અને નવી જરૂરિયાતને પહોંચી વળવા માટે તે નવા નવા અતિ સૂચક શબ્દો હમેશા યોજ્યા જ કરે છે.................પોતાના શબ્દભંડોળમાં ઉમેરો કરવાથી ભાષા કશું ગુમાવતી નથી પણ તેને લાભ જ થાય છે, એ નવા શબ્દો ભલે ગમે ત્યાંથી લેવામા આવ્યા હોય. કોઈ પણ વિકસતી જતી ભાષા વરસોવરસ પોતાનો શબ્દભંડોળ અવશ્ય સારી પેઠે વધારતી જ જવાની...............હિંદી કે હિંદુસ્તાનીએ ભાષામાં ભળી જાય એવા શબ્દો ગમે ત્યાંથી લેવાની ઉદાર નીતિ અખત્યાર કરવી પડશે. વખત જતા શબ્દો જુદા જુદા અર્થભેદો પ્રાપ્ત કરશે અને ભાષા ઉત્તરોત્તર વધુ ને વધુ અર્થ પ્રકટ કરનારી બનતી જશે એથી કરીને સર્વમાન્ય ભાષાના વિકાસના મૂળભૂત નિયમ તરીકે એમ નક્કી કરવુ જોઇએ કે તે પરભાષાના એટલે કે પોતાના ન હોય એવા પણ હિંદની કે હિંદ બહારની ભાષાઓમાં વપરાતા શબ્દોનો બહિષ્કાર ન કરતાં તેમને માટે પોતાનાં દ્વાર ખુલ્લાં રાખશે.

આ પરથી જણાશે કે સર્વમાન્ય ભાષા હિંદી હોય કે હિંદુસ્તાની એ ઝઘડો મિથ્યા છે. વ્યાકરણ અને બંધારણ ભાષાને તેની વિશિષ્ટતા આપે છે જેના તરફ દુર્લક્ષ કરી શકાય એવા કેટલાક મામૂલી ભેદો બાદ કરતાં હિંદી અને હિંદુસ્તાની બનેનાં વ્યાકરણ અને બંધારણ સમાન છે. જે કોઈ ભેદ છે તે શબ્દભંડોળમાં છે અને ઉપલબ્ધ હોય તે શબ્દોને ન ટાળતા તેમને દાખલ કરવાનું નક્કી કરીએ તો તેને અંગેની ચર્ચામાં કશું વજૂદ નહીં રહે.

આ બધું કર્યાં પછી પણ સંખ્યાબંધ શાસ્ત્રીય અથવા પારિભાષિક શબ્દો યોજવાની જરૂર રહેશે. હિંદની પ્રચલિત ભાષાઓમાંથી તે નહીં મળે. હિંદ બહારની ભાષામાંથી તે લેવાનું મુશ્કેલ અને ભારરૂપ થઈ પડે પણ હિંદની ભાષાનો યોજવામાં આવેલો શબ્દ થોડા જ વખતમાં ભાષામાં એકરૂપ થઈ જશે. આ નવા શબ્દો કયા ભંડારમાથી મેળવવા ? એક જ ભંડાર મારી નજરે પડે છે અને તે સંસ્કૃત ભાષા છે. એ હિંદની બધી ભાષાઓનો સર્વસામાન્ય ભંડાર છે. ભૂતકાળમાં તેમણે છૂટથી એમાંથી શબ્દો લીધા છે અને કદાચ ઉર્દૂ બાદ કરતાં આજે પણ તેઓ તેમ કરી રહી છે. હિંદની કોઈ પણ ભાષામાં જેને માટે પ્રચલિત શબ્દ ન હોય એવો વિચાર વ્યક્ત કરવાને શબ્દ યોજવાની જ્યારે પણ જરૂર ઊભી થાય ત્યારે તે સંસ્કૃતના વિપુલ ભંડારમાંથી જ ખોળી કાઢવો જોઈએ. એમાંથી બીજો કોઈ ઉગારો નથી. હિંદુસ્તાનીને પણ હિંદીના જેટલા જ પ્રમાણમાં એમ કરવું પડશે. એ માટે અરબી કે ફારસીનું શરણું શોધવાનું હિંદુસ્તાનીને પણ નહીં પાલવે.

એટલે આપણે નીચેના નિર્ણયો પર આવીએ છીએ.

૧. હિંદ સમસ્તને માટે સર્વમાન્ય ભાષા જરૂરી છે.

૨. બધી પ્રાન્તીય ભાષા બોલનારા લોકોને દેશભરમાં મોટા પાયા પર એ સર્વમાન્ય ભાષા શીખવી પડશે.

૩. એ ભાષા અંગ્રેજી નહીં પણ હિંદની કોઈ ભાષા હશે.

૪. હિંદની ભાષાઓ પૈકી એને માટે હિંદી કે હિંદુસ્તાની સૌથી વધારે યોગ્ય છે.

૫. પરંતુ હિંદી કે હિંદુસ્તાનીને પરભાષાના શબ્દોનો બહિષ્કાર

કરવાની નીતિ છોડવી પડશે અને બીજી ભાષાઓના શબ્દોના પ્રવેશ માટે પોતાનાં દ્વાર ખોલવાં પડશે.

૬. આ વધારાના શબ્દો પ્રાન્તીય ભાષાઓમાંથી અને ગામઠી બોલીમાંથી આવવા જોઈએ. પરદેશી ભાષાઓના શબ્દોનો પણ સદંતર બહિષ્કાર ન કરી શકાય

૭ આ દષ્ટિથી જોતાં હિંદી અને હિંદુસ્તાની વચ્ચેની ચર્ચા મિથ્યા છે.

૮. બીજી ભાષાઓની મદદથી એના શબ્દભંડોળમાં ઉમેરો કરવામા આવે તે ઉપરાંત આધુનિક વિચારો ખાસ કરીને શાસ્ત્રીય સ્વરૂપના—વ્યક્ત કરવા માટે સખ્યાબંધ પારિભાષિક શબ્દો યોજવાના રહેશે. આ શબ્દો સંસ્કૃતના શબ્દભંડોળમાંથી લેવામાં આવશે.

## ઉપસંહાર

હું એવો જમાનો આવતો સ્પષ્ટ જોઈ રહ્યો છું કે જ્યારે કેળવાયેલા અથવા ભણેલાગણેલા ગણાવાનો દાવો રાખનાર દરેક માણસે હિંદની સમાન ભાષા એટલે કે રાજભાષા અને પોતાના પ્રદેશની ભાષા એમ બે ભાષા ઓછામાં ઓછી જાણવી રહેશે... વકીલો, ન્યાયાધીશો અને ન્યાયનું કામ બજાવનારા એવા જ બીજા અમલદારો, ધારાસભાઓના સભ્યો અને શિક્ષણના ઉપલા દરજ્જાના વર્ગોમાં કેળવણી આપનારા શિક્ષકો અથવા અધ્યાપકો એ બધા પોતાની કામગીરી બરાબર બજાવવાનો ઉમેદ રાખતા હશે તો તેમણે હિંદની સમાન ભાષા જાણવી જ જોઈશે અને તેનો મહાવરો રાખવો જોઈશે ........મારી એવી પણ ધારણા છે કે આજે જેમ અંગ્રેજી ભાષાનાં અખબારો આખા દેશમાં

જાય છે તેમ આખા હિંદમાં જતાં રાજભાષાનાં છાપાં હરેક પ્રાંતમાંથી નીકળ્યા વિના નહીં રહે.

આ બધી બાબતો સિદ્ધ કરવી હોય તો વિશ્વવિદ્યાલયો તેમજ બીજી કેળવણીની સંસ્થાઓની દેશની સમાન ભાષાની સારી સરખી ઊંચી જાતની કેળવણી આપવાની શક્તિ હોવી જોઈશે એ હકીકત સ્વીકાર્યા વિના છૂટકો નથી. કેમ કે વિશ્વવિદ્યાલયોમાંથી નીકળનારા જે વિદ્યાર્થી ઊંચા સરકારી હોદ્દાઓ મેળવવાની આકાંક્ષા રાખતાં હશે, રાજદ્વારી વ્યવસાયમાં પડવા ધારતા હશે, વધારે ઊંચી જાતની વિજ્ઞાનની અથવા યંત્રોદ્યોગની વિદ્યાઓનું જ્ઞાન મેળવવા માગતા હશે, વૃત્તવિવેચનના વ્યવસાયમાં પડવા ઈચ્છતા હશે તે સૌને હિંદની સમાન ભાષામાં સારું પ્રાવીણ્ય મેળવવાની સગવડ મળવી જ જોઈએ. આ આશય પાર પાડવો હોય તો માધ્યમિક શાળાના ચોથા ધોરણથી ઉપરના ધોરણના અભ્યાસક્રમમાં હિંદની સમાન ભાષાને બીજી ભાષાના ફરજિયાત વિષય તરીકે બધા પ્રાંતોમાં રાખવો પડશે અને હરેક રીતે તેના અભ્યાસને પ્રોત્સાહન આપવું જોઈશે.

મારું માનવું છે કે હિંદી લોકોમાં ભાષાઓ હસ્તગત કરવાની એક ખાસ શક્તિ છે. અને એક વાર મેં દર્શાવી છે તે સ્થિતિ સૌ કોઈને બરાબર સમજાઈ જશે પછી પોતાની પ્રાંતિક બોલી કે ભાષા ગમે તે હશે તોયે તેમને હિંદની સમાન ભાષા પર સરસ કાબૂ મેળવતાં ઝાઝી વાર નહીં લાગે. અંગ્રેજી આપણુ હિંદીઓને માટે તદ્દન પારકી ભાષા હોવા છતાં અહીં તેનો અભ્યાસ ફરજિયાત દાખલ કરવામાં આવ્યો તેની સાથે તેનો અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓની પહેલી જ પેઢીએ તેમાં અસાધારણ નિપુણતા મેળવી હતી ને બતાવી હતી. ત્યાર બાદ અંગ્રેજી ભાષામાં હિંદીઓએ

મેળવેલી નિપૂણતામાં વધારો થયો નથી; અંગ્રેજીના જ્ઞાનનું ઊંડાણ નહીં, કેવળ વિસ્તાર વધ્યો છે. એથી હિંદની રાજભાષાનું શિક્ષણ વ્યવસ્થિત રીતે અપાતું થશે પછી કોઈક એક પ્રદેશ જીવનની હરિફાઈમાં પાછળ પડી જશે એવો જરાયે ડર રાખવાનું કારણ નથી. આ બાબતમાં કોઈક એક પ્રદેશને કુદરતી કંઈક વધારે પડતો અથવા ગેરવાજબી લાભ રહેતો હશે તો તેને દૂર કરવાની કંઈક સર્વમાન્ય યોજના કરી એનો ડર હશે તે દૂર કરી શકાશે



# બૃહદ્ ગુજરાત ગ્રંથાવલિ

( આ ગ્રંથાવલિની એક વિરલ વિશિષ્ટતા છે અને તે એ કે એમાં પ્રસિદ્ધ
થનારાં સર્વ પુસ્તકો શ્રી અંબેલાલ જોશી એડવોકેટ કૃત જ હશે )

બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, ચૌપાટી, મુંબઈ–૭.

# બૃહદ્ ગુજરાત ગ્રંથાવલિની વિશિષ્ટતા:

૧ પેટ્રન : રૂપિયા ૫૦૦) પેટ્રનોને ગ્રંથાવલિનાં સર્વ પુસ્તકો વિના મૂલ્યે મળશે

૨. આજીવન સભ્ય : રૂપિયા ૨૫૦) આજીવન સભ્યોને ગ્રંથાવલિનાં સર્વ પુસ્તકો અડધી કિંમતે મળશે.

૩ વાર્ષિક સભ્ય રૂપિયા ૫) વાર્ષિક સભ્યોને પ્રત્યેક પુસ્તક દીઠ ૨૫% વળતર મળશે અને પ્રતિવર્ષ પ્રસિદ્ધ થતાં સર્વ પુસ્તકો ખરીદવાં પડશે

૪ સૂચિપત્રમાં પચાસ પુસ્તકોની જે નામાવલિ આપી છે તે ૧૯૫૩ ના ડીસેમ્બર સુધીમાં પ્રસિદ્ધ થશે.

૫. ૧૯૫૪ અને ત્યારપછીનાં વર્ષોમાં પ્રસિદ્ધ થનારાં પુસ્તકોની સવિસ્તર જાહેરાત હવે પછી કરવામાં આવશે.

૬ વધુ વિગતો માટે પ્રકાશક જોડે પત્રવ્યવહાર કરવો

# બૃહદ્ ગુજરાત ગ્રંથાવલિ : સૂચિપત્ર

## અ. : જીવન ચરિત્રો :

| | રૂ. આ. પા. |
|---|---|
| ૧ રાષ્ટ્રવલ્લભ સરદાર વલ્લભભાઈ | ૩-૦-૦ |
| ૨ મહાદેવ હરિભાઈ દેસાઈ | ૨-૦-૦ |
| ૩ ડૉ. રાજેન્દ્રપ્રસાદ | ૪-૮-૦ |
| ૪ રાજાજી | ૪-૮-૦ |
| ૫ ડૉ. પટ્ટાભી સીતારામૈયા | ૩-૦-૦ |
| ૬ આચાર્ય કૃપાલાણી | ૩-૦-૦ |
| ૭ શ્રીમતિ સરોજિની નાયડુ | ૩-૦-૦ |
| ૮ પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધીજી | ૫-૦-૦ |
| ૯ રાષ્ટ્રપ્રિય જવાહરલાલજી | ૫-૦-૦ |
| ૧૦ શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ | ૩-૦-૦ |
| ૧૧ પંડિત મોતીલાલ, દેશબંધુ દાસ અને લાલા લજપતરાય | ૩-૦-૦ |

## ચ :- નવલકથાઓ, નવલિકાઓ, નાટિકાઓ, સાંસ્કૃતિક ઇતિહાસ અને લલિતેતર સાહિત્ય :

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| ૧ | સૌંદર્યના ઉદ્યાનમાં ( ઐતિહાસિક નવલિકાઓ ) | ૪-૮-૦ |
| ૨ | રાણકદેવડી (ઐતિહાસિક નવલકથા) | ૩-૦-૦ |
| ૩ | વીરાંગના લક્ષ્મીબાઈ ( ,, ) | ૩-૦-૦ |
| ૪ | સંયોગિતા ( ,, ) | ૩-૦-૦ |
| ૫ | હિંદનો સાંસ્કૃતિક ઇતિહાસ | ૫-૦-૦ |
| ૬ | શાહજહાં (ઐતિહાસિક નવલકથા) | ૩-૦-૦ |
| ૭ | સંગ્રામસિંહ ( ,, ) | ૩-૦-૦ |
| ૮ | દુર્ગાદાસ ( ,, ) | ૩-૦-૦ |
| ૯ | નૂરજહાં ( ,, ) | ૩-૦-૦ |
| ૧૦ | શ્રી. હર્ષ ( ,, ) | ૩-૦-૦ |
| ૧૧ | રક્તધારા (ઐતિહાસિક નવલિકાઓ) | ૪-૮-૦ |

| | | રૂ આ. પા |
|---|---|---|
| ૧૨ | ટિળક, ગોખલે અને રાનડે | ૩-૦-૦ |
| ૧૩ | વર્તમાન હિન્દની કેટલીક પ્રતિભા શાળી સન્નારીઓ | ૪-૦-૦ |
| ૧૪ | કોંગ્રેસના કેટલાક મૂક સેવકો | ૩-૦-૦ |
| ૧૫ | ગુજરાતના ઘડવૈયાઓ | ૪-૦-૦ |
| ૧૬ | નાનાલાલ : સર્જન અને પ્રતિભા | ૩-૦-૦ |
| ૧૭ | કાકા કાલેલકર : સર્જન અને ચિંતન | ૩-૦-૦ |
| ૧૮ | મેઘાણી : જીવન અને કવન | ૩-૦-૦ |
| ૧૯ | દયારામ : ગુજરાતનો રસસમ્રાટ્ | ૩-૦-૦ |
| ૨૦ | પ્રેમાનંદ : ગુજરાતનો મહાકવિ | ૩-૦-૦ |
| ૨૧ | નરસિંહ અને મીરાં | ૩-૦-૦ |
| ૨૨ | નેપોલિયન બોનાપાર્ટ | ૩-૦-૦ |
| ૨૩ | સમુદ્રગુપ્ત | ૩-૦-૦ |
| ૨૪ | દેવાનાં પ્રિયદર્શી સમ્રાટ્ અશોક | ૩-૦-૦ |
| ૨૫ | સંસ્કારી અને સૌંદર્યવતી મોગલ શાહજાદીઓ અને સમ્રાજ્ઞીઓ | ૫-૦-૦ |

## ૩ : નવલકથાઓ, નવલિકાઓ, નાટિકાઓ, સાંસ્કૃતિક ઇતિહાસ અને લલિતેતર સાહિત્ય :

| | | |
|---|---|---|
| | | રૂ. આ. પા. |
| ૧ | સૌંદર્યના ઉદ્યાનમાં ( ઐતિહાસિક નવલિકાઓ ) | ૪-૮-૦ |
| ૨ | રાણકદેવડી (ઐતિહાસિક નવલકથા) | ૩-૦-૦ |
| ૩ | વીરાંગના લક્ષ્મીબાઈ ( ,, ) | ૩-૦-૦ |
| ૪ | સંયોગિતા ( ,, ) | ૩-૦-૦ |
| ૫ | હિંદનો સાંસ્કૃતિક ઇતિહાસ | ૫-૦-૦ |
| ૬ | શાહજહાં (ઐતિહાસિક નવલકથા) | ૩-૦-૦ |
| ૭ | સંગ્રામસિંહ ( ,, ) | ૩-૦-૦ |
| ૮ | દુર્ગાદાસ ( ,, ) | ૩-૦-૦ |
| ૯ | નૂરજહાં ( ,, ) | ૩-૦-૦ |
| ૧૦ | શ્રી. હર્ષ ( ,, ) | ૩-૦-૦ |
| ૧૧ | રક્તધારા (ઐતિહાસિક નવલિકાઓ) | ૪-૮-૦ |

૧૨ હિંદમાં પારસીઓ ૫-૦-૦

૧૩ ગુજરાતમાં જૈનસંસ્કૃતિ ૪-૦-૦

૧૪ કેટલાંક પ્રવાસવર્ણનો ૩-૦-૦

૧૫ હિંદમાં મુગલાઈ: અમર વારસો ૩-૦-૦

૧૬ ગુજરાતનો ઇતિહાસ-એક સાંસ્કૃતિક વિહંગાવલોકન ૨-૦-૦

૧૭ ઐતિહાસિક એકાંકી નાટકો અને દિલચસ્પ ઐતિહાસિક પ્રસંગો ૩-૦-૦

૧૮ આપણાં સંસ્કૃતિ ધામો: વિશ્વવિદ્યાલયો, પુસ્તકાલયો, સંશોધનગૃહો, વૈજ્ઞાનિક તથા કેળવણીવિષયક સંસ્થાઓ, સંગ્રહસ્થાનો, છબીગૃહો, નાટ્યગૃહો વિગેરે ૩-૦-૦

૧૯ હિંદમાં કેળવણી: ભૂત, વર્તમાન અને ભાવિ-એક તલસ્પર્શી ચિત્ર ૩-૦-૦

૨૦ કેટલાક પ્રતિભાસંપન્ન સર્જકો :
પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય — ૪-૦-૦

૨૧ જગતના ધર્મપ્રવર્તકો — ૩-૦-૦

૨૨ મહાત્મા ગાંધી : તુલનાત્મક દૃષ્ટિએ ૩-૦-૦

૨૩ આપણી સ્વતંત્રતાનો ઇતિહાસ — ૩-૦-૦

૨૪ આપણું રાજ્યબંધારણ — ૩-૦-૦

૨૫ જોશીનાં ભાષણો : રાજકીય,
સાહિત્યિક, આર્થિક, ધાર્મિક,
સામાજિક, અને કેળવણી વિષયક — ૫-૦-૦

બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર
૪૩, જરીવાલા બિલ્ડિંગ, ચૌપાટી, મુંબઈ ૭.

મુંબઈ હાઈકોર્ટના સુપ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રી અને
વિદ્વાન સાહિત્યકાર

## શ્રી. અંબેલાલ જોશી એડવોકેટ

કૃત

યુગ-પ્રવર્તક

# બૃહદ્ ગુજરાત ગ્રંથાવલિ

જે, ટૂંક સમયમાં સારા મુંબઈ, ગુજરાત, સૌરાષ્ટ્ર
તેમજ દૂર દૂર આફ્રિકા અને બર્મામાં લોકપ્રિય
થઈ પડી છે,

જેનાં, સૌંદર્યદર્શી, સર્જનાત્મક અને રોમાંચક
સાહિત્યે ગુજરાતી વાઙ્મયમાં એક નવો
જ ચીલો પાડ્યો છે,

અને જેને, ગુજરાતનાં સંસ્કારી કુટુંબોએ, પુસ્તકાલયોએ તેમજ કેળવણીવિષયક સંસ્થાઓએ
ઉમંગભેર વધાવી લીધી છે તે કલાત્મક
ગ્રંથાવલિનાં પુસ્તકો
વાંચો અને વંચાવો.